# ચૌલાદેવી

ધૂમકેતુ

કિંમત રૂપિયા અઢી

એજન્ટ
ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય. ગાંધી રસ્તો
અમદાવાદ.

# અનુક્રમ


| | | |
|---|---|---|
| | પ્રવેશ | ૧ |
| ૧ | ફુલ ચાદરમાં ઢંકાયેલી સ્ત્રી કોણ? | ૭ |
| ૨ | આ શી રીતે બન્યું? | ૧૭ |
| ૩ | ચૌલાદેવી | ૨૩ |
| ૪ | ચૌહાણરાજ્યનો સંદેશો | ૩૬ |
| ૫ | મહારાજની અપરમા | ૪૬ |
| ૬ | ઉજ્જૈન તરફ | ૫૧ |
| ૭ | મંત્રીશ્વરની સત્તા | ૫૯ |
| ૮ | રણયોદ્ધો ને મુત્સદ્દી | ૬૭ |
| ૯ | પાટણ છોડયું | ૭૮ |
| ૧૦ | રુદ્રમહાલય | ૮૮ |
| ૧૧ | કાર્તિકસ્વામી | ૯૨ |
| ૧૨ | ચૌલાની શોધ | ૧૧૭ |
| ૧૩ | દામોદરને ચૌલાની માહિતી મળી | ૧૩૦ |
| ૧૪ | દામોદરને મળેલું મોતી | ૧૩૬ |
| ૧૫ | સુભાષિતનો કોઈ જવાબ વાળતું નથી | ૧૩૯ |
| ૧૬ | બન્નેની મુંઝવણ | ૧૪૭ |
| ૧૭ | કાર્તિકસ્વામી રાજનીતિમાં પ્રવેશે છે. | ૧૫૦ |
| ૧૮ | પાટણમાં કોલાહલ | ૧૫૭ |
| ૧૯ | પાટણને પંથે | ૧૬૫ |
| ૨૦ | ત્રિમુખી રાજતંત્ર | ૧૬૯ |
| ૨૧ | અશોકવાટિકામાં | ૧૭૩ |
| ૨૧ | ક કુંદની પ્રિયતમા | ૧૭૭ |
| ૨૨ | કાર્તિકસ્વામી વાતનો મેળ મેળવે છે. | ૧૮૬ |
| ૨૩ | દામોદરની શક્તિ | ૧૯૦ |
| ૨૪ | દામોદરે સોંપેલું કામ | ૧૯૭ |

૨૫ માતૃહીન રાજકુમારની માતા . . . ૨૦૧
૨૬ વિમલમંત્રીને ત્યાં . . . . . ૨૦૬
૨૭ રાજકુમાર . . . . . . ૨૧૬
૨૮ પ્રતાપદેવી . . . . . . ૨૨૫
૨૯ જૂનાગઢનો રા' . . . . . ૨૩૪
૩૦ કેસર મકવાણો . . . . . ૨૪૫
૩૧ માલવાનું રાજકારણ . . . . . ૨૬૫
૩૨ કાર્તિકસ્વામી આવી પહોંચ્યો . . . ૨૮૩
૩૩ ચૌલા ને ભરમાંક મંત્રીશ્વરને ત્યાં . . ૨૯૩
૩૪ નકુલનું રાજકારણ . . . . . ૩૦૪
૩૫ દામોદરની યોજના . . . . . ૩૧૨
૩૬ એક રાત્રિ . . . . . . ૩૨૨
૩૭ મારું કોઈ સંતાન રાજમુગટ નહિ સ્વીકારે ૩૩૬
૩૮ પ્રતાપદેવીએ શું કર્યું ? . . . . ૩૪૮
૩૯ મહારાજ ભીમદેવનો રાજદરબાર ૩૫૩
૪૦ ચૌલાનો વિજય . . . . . ૩૬૬
૪૧ મંત્રીશ્વરનો તેજોવધ . . . . ૩૭૯
૪૨ જ્યારે વિજયોત્સવથી પ્રજા ઘેલી બને . ૩૯૦

## લેખકની અન્ય કૃતિઓ

**નવલિકા સંગ્રહો**

* તણખા [પાંચમી આવૃત્તિ]
તણખા મંડળ બીજું [ત્રીજી આવૃત્તિ]
તણખા મંડળ ત્રીજું [બીજી આવૃત્તિ]
તણખા મંડળ ચોથું
પ્રદીપ
અવશેષ
ત્રિભેટો

**ગદ્યકૃતિઓ**

રજકણ
* જલબિંદુ
* જીવનચક્ર [બીજી આવૃત્તિ]
સર્જન અને ચિંતન

**નવલકથાઓ**

રાજમુગટ [બીજી આવૃત્તિ]
પૃથ્વીશ [બીજી આવૃત્તિ]
મલ્લિકા
અજિતા
પરાજય
ચૌલાદેવી

**બાલનાટકો**

પડઘા
ભીલકુમાર એકલવ્ય

**નાટક સંગ્રહ**

ઠંડીક્રૂરતા ને બીજાં નાટકો

**કટાક્ષીહાસ્યકૃતિ**

પાનગોષ્ઠી

**જીવનચરિત્રો**

પરશુરામ
નરકેસરી નેપોલિયન
હેમચંદ્રાચાર્ય

**પ્રવાસ વર્ણન**

પગદંડી

**ઈ. સ ૧૯૪૧માં પ્રગટ થશે.**

રાજસંન્યાસી [ચૌલાદેવી પછીની નવલકથા]
વિશાખા–
ગ્રામીણ
રુદ્રશરણ
વાચિનીદેવી

* આ કૃતિઓનાં હિંદી ભાષાંતર થાય છે.

## પ્ર વે શ

વંટોળિયાની માફક આવેલ સોમનાથની ચઢાઈની યુદ્ધકથા લોકકંઠમાં બેસી જઈને અનેકોને પશ્ચાત્તાપનાં આંસુ પડાવતી હતી : અનેક ગુજરાતીઓએ પોતાના પુત્રોને, બાંધવોને, મિત્રોને અને સ્વજનોને સોમનાથ પાટણના દરિયા-કિનારે નામશેષ થતા જોયા હતા. ચઢાઈ કરનારો ચાલ્યો ગયો હતોઃ લડાઈ પૂરી થઈ હતીઃ પણ એની અસરમાંથી લોકો જાણે પૂરેપૂરા મુક્ત થયા ન હતા.

સમગ્ર ભારતવર્ષનું જે પવિત્ર ધામ મનાતું, જ્યાં સાક્ષાત્ ચંદ્રમૌલીશ્વર સ્વયં વિરાજતા હતા, જેની ચરણ-ધૂલિમાં સોરઠપતિની, ચેદીશ્વરની, કાન્યકુબ્જની, શાકં-ભરીનાથની, લંકેશ્વરની, અર્બુદપતિની, ગુર્જરેશ્વરની, અને અવંતીનાથની રાજરાણીઓનાં મૂલ્યવાન મૌક્તિક આભૂ-ષણો રજોટાતાં, જ્યાં જન્મ લેવો એ મહાપુણ્યનો ઉદય ગણાતો, જ્યાં શૂરવીરો, સુંદરીઓ, બ્રાહ્મણો, ધાર્મિકો, શઠો, નાસ્તિકો, નરેન્દ્રો, મહાકપટીઓ અને મહાપાતકીઓ છેલ્લું આશ્વાસન મેળવવા આવતા—એ ભગવાન સોમનાથના

મંદિરનો નાશ થયો, અને તે પણ મહાપ્રતાપી મહારાજ ભીમદેવના સાન્નિધ્યમાં—એ કથા જ્યારે જ્યારે ગુજરાતના કોઈ પણ ગામડામાં થતી ત્યારે ત્યારે ગુજરાતણોના કંઠ રૂંધાઈ જતા, રણભૂમિના પરાજયની અસર તાજી થતી, અને રણક્ષેત્રમાં પડેલા પોતાના જુવાન ભાઈને, પતિને કે બાંધવને સંભારીને તેમની આંખમાં આંસુ આવી જતાં. મરણનો નહિ—પ રા જ ય નો પરિતાપ કોઈનાથી સહન થતો ન હતો. સોરઠનું કોઈ ગામડું એવું ન હતું કે જેણે પોતાના સર્વોત્તમ વીરોને આ રણક્ષેત્રમાં જવા માટે ભાવભરી વદાય આપી ન હોય; ગુજરાતનો કોઈ સુભટ એવો ન હતો કે જે આ લડાઈનાં સંસ્મરણે ફરીને પાછો વીરરસમાં તરબોળ બનીને પોતાની કાયા અર્પણ કરવા તૈયાર થતો ન હોય; અને છતાં ચંદ્રમાં રહેલા કલંકની પેઠે ગુર્જરેશ્વરના નામની સાથે આ કલંકકથા વણાઈ ગઈ કે ગુર્જરેશ્વરે સોમનાથનું રક્ષણ કરવાની અશક્તિ બતાવીઃ કાશ્મીરથી કર્ણાટક સુધી અને દ્વારકાંથી કાન્યકુબ્જ સુધી જેમ એની પરાક્રમ-ગાથાઓ લોકકંઠે ચડી, તેમ એક નિષ્ફળ રાજવી તરીકેની એની વિડંબના પણ નાટ્યગૃહોમાં થઈ રહી.

ત્યાર પછી તો ગુજરાત પાછું કાંઇક થાળે પડી ગયું હતું. એની સ્થિતિ સ્થિર બનતી હતી. લોકો પાછલી વાત ભૂલવા પ્રયત્ન કરતા હતાઃ પણ માલવરાજ ભોજ, ચેદીરાજ કર્ણ, અર્બુદપતિ ઢુંઢુરાજ–ધંધુક, સિંધુપતિ હમ્મુક, અને મરૂભૂમિ–નાડુલનો અણહિલ—ભીમદેવના રાજની ચારે તરફના આ રાજવીઓ—ગુજરાતનો ઉપહાસ કરી રહ્યા હતા. એમની દૃષ્ટિએ ગુજરાત પોતાની મહત્તા વધારે વખત સાચવી શકે

એમ લાગતું ન હતું.

મૂલરાજદેવે સરજેલું, ચામુંડરાજે સ્થિર કરેલું, દુર્લભદેવે સમર્થ બનાવેલું, અને રણભીમ ભીમદેવે સશક્ત હાથેએ સ્વીકારેલું ગુજરાત એક વખત ફરીથી નામશેષ બનવાની અણી ઉપર હતું.

એ વખતે અવંતીપતિનું પરાક્રમ ભારતવ્યાપી હતું.

ગુજરાતનો ભીમદેવ શી રીતે પોતાની ગત મહત્તાને સ્થાપે છે તેના ઉપર અનેકોની આંખ મંડાણી હતી.

સોમનાથનો સંરક્ષક ગુર્જરેશ્વર શી રીતે પોતાની ચારે તરફની દિશાઓ સંભાળે છે એના ઉપર પાટણ પડશે કે રહેશે એની ઘડીઓ ગણાતી હતી.

ગુજરાતના મહામંત્રીઓ, અમાત્યો, સાંધિવિગ્રહિકો શી રીતે આ પ્રશ્નોના તોડ લાવે છે એના ઉપર ગુજરાત જીવશે કે મરશે એ ભવિષ્ય લટકતું હતું.

સરસ્વતીના પરમ ઉપાસક અવંતીનાથ ભોજ-રાજની દૃષ્ટિએ—ગુજરાતમાં કોઈ વિદ્વાન ન હતો, અને ગુજરાતીઓમાં વિદ્યા પ્રત્યે અભિરુચિ ન હતી. ગુજરાતમાં આંતરિક વિગ્રહ જાગ્યો છે એ સમાચારે એના કાન સરવા કર્યા હતા. મંત્રીશ્વર વિમલ અતિ સમર્થ બન્યો છે—જોઈએ તે કરતાં વધારે; ભીમદેવની રાણી ઉદયમતી, રાજાનો ચૌલાદેવી નામે નર્તિકા—વારાંગના—પ્રત્યેનો પ્રેમ ભયથી નિહાળી રહી છે. સ્પષ્ટ રીતે પાટણમાં બે વર્ગ પડ્યા છે. પોતાના ગુપ્તચરો મારફતે પાટણના આ સમાચાર પામી અવંતીનાથ ગુજરાત તરફ દૃષ્ટિ રાખી રહ્યો

હતો. એ સાધારણ ગાથા મોકલતો—અને ગુજરાતમાં વિદ્વાનોની શોધખોળ શરૂ થતી: એ લડાઈનાં હથિયાર સજતો અને સાંધિવિગ્રહિક [ એલચી ] દામોદર ત્યાં દોડતો.

ગુજરાત પોતાની મહત્તા ગુમાવશે કે શું એવી આશંકાની ક્ષણ આવી પહોંચી હતી.

રણભીમ ભીમદેવનું અંતઃકરણ પણ પરાજયના અને આંતરકલહના વિષાદથી ભર્યું હતું. તે રણયોદ્ધો હતો, મહાન બાણાવળી હતો, જબરો જંગ બહાદુર હતો; પણ તેને અંદરના અને બહારના દુશ્મનોની ચાલબાજી સામે થતાં આવડતું નહોતું. એ હજારોને એકલો રણમાં હંકાવી શકતો; પણ જ્યાં કુનેહનું કામ આવ્યું, ચાલબાજી આવી, શેતરંજ રમવાની આવી કે તે એક કોડીનો બની જતો. એને લડતાં આવડતું: યુદ્ધ ચલાવતાં ન આવડતું.

અને આ બાજુ ગુજરાતીઓ—પાટણના નાગરિકો—એક મહાન પરાજયના ભયંકર ઓળા નીચે લઘુતા અનુભવી રહ્યા હતા: પરાજય એમને સાલી રહ્યો હતો.

ગુજરાતને ફરી મહાન થયેલું જોવાની, વિજયોત્સવથી રાચી રહેવાની આકાંક્ષા ઘણાના મનમાં હતી; પણ ચારે તરફની પરિસ્થિતિનો વિચાર કરતાં આશાવાદીઓનો પણ ઉત્સાહ ઓસરી જતો.

ભીમદેવ સોલંકીના એ સમયના ગુજરાતની—અગિયારમી સદીના બીજા ચરણની—આ કથા છે.

## ૧. ફૂલચાદરમાં ઢંકાયેલી એ સ્ત્રી કોણ ?

અણહિલપુર પાટણના દરવાજા બંધ થઈ ગયા હતા. નગર નિદ્રામાં પડ્યું હતું. સઘળે દેખીતી શાંતિ હતી. આછી વાદળવરસતી ચાંદની પોતાના પાલવ નીચે સૌને છાઈ રહી હતી.

દુર્લભસરોવરના જળમાં પવનની લહરી રમી રહી હતી, અને પોતાના અંકમાં સૂતેલા તારાઓને અને ધવલ કૌમુદીને જાણે કે હિંચોળી રહી હતી.

સરસ્વતી નદીને કાંઠે આવેલાં અસંખ્ય મંદિરો શાંત બનીને રાત્રિમાં પોતાની જાત છુપાવી ગયાં હતાં. મોડી રાત્રિ સુધી જાગનારા ચોકીદારો, રાત્રિ એ જ જેમને મન દિવસ છે એવા આજન્મ જોગીઓ, અને ચાંદનીભરેલી રજનીમાં આછાં વાદળાંને લીધે પોતાની દેહ છુપાવવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થવાથી આનંદપુલકિત બનતી અભિસારિકાઓ— એ સિવાય કોઈ જાગતું ન હતું. જાગતી ધૂણીઓના અગ્નિ પણ મહાન પુરુષોની પેઠે, ધીમેધીમે પોતાની જાતને વિલીન કરવાની તૈયારીમાં હતા.

એવે સમયે પાટણની બહાર, સરસ્વતી નદીના ઉપરવાસના ભાગમાં, એક ઘણે જ દૂરના એકાંત, જૂના ને જીર્ણ શિવાલય પાસે, એક માણસ જાણે કોઈના આવવાની રાહ જોઈ ને ઊભો હતો. એ કદે ઠીંગણો, દેખાવે સામાન્ય, રંગે શ્યામ, પણ ચપળ ને તેજસ્વી આદમી હતો. એના વેષ ઉપરથી એ કોણ હશે એ કળવું મુશ્કેલ હતું. તે તરફના ભાગમાં સરસ્વતીનાં નીર એટલાં ઓછાં હતાં કે માણસ ધારે તો ખુશીથી સામે પાર જઈ શકે. એટલે ત્યાં સામે કાંઠે, પાટણ તરફ જતા માર્ગે ખડી ચોકી રહેતી—અને એ ચોકીદારોએ સળગાવેલા તાપણીના અગ્નિ તરફ એણે મીટ માંડી હતી. એમ એ થોડી વાર ત્યાં ઊભો રહ્યો. પછી તેણે શિવાલયને ફરતો આંટો લીધો. મંદિરના ઘુમ્મટ તરફ ને આકાશી તારાઓ તરફ એક નજર કરી: શિવાલયની પ્રદક્ષિણા ફરીને પાછો મૂળસ્થાને આવી ગયો. તેણે ફરી નજર કરી—પણ નગર તરફથી કોઈ આવતું લાગ્યું નહિ. મંદિર ઊંચાણ પ્રદેશમાં હતું ને તે ઊભો હતો, એટલે દૂર સુધી તે આંખ ખેંચીને જોઈ રહ્યો.

પછી તે કંટાળીને પગથિયાં ઉપર બેસવા જતો હતો, ત્યાં તેણે કોઈ બે જણાંને આ બાજુ આવતાં જોયાં. એ કોણ હશે એ જાણવું મુશ્કેલ હતું. પણ તેણે જેમના આવવાની આશા રાખી હતી, તે જ બે જણાં એ હશે એમ એના ચહેરા ઉપરથી લાગતું હતું.

આવનારાં જેમજેમ પાસે આવ્યાં, તેમતેમ એની શંકા દૂર થતી ગઈ.

તેણે અધીરતાથી આમતેમ એક આંટો માર્યો.

થોડી વારમાં પેલાં બન્ને જણાં આવી પહોંચ્યાં.

આગળ એક શસ્ત્રધારી જુવાન સૈનિક લાગતો હતો. પણ તેણે પોતાની જાતને એવી રીતે છુપાવી હતી કે તે સૈનિક હશે કે નહિ એની શંકા થાય. એની પાછળ—પણ ઠીક દૂર, આવનારે, નખશીખ પોતાની દેહ ફૂલની ચાદરથી ઢાંકી હતી. તે કાંઈક ઊંચી, પાતળી દેહવાળી, તરુણ સ્ત્રી હોય તેમ લાગતું હતું. એ ત્વરાથી—પણ એવાં સાવધ પગલાંથી ચાલી રહી હતી કે એનાં પગલાંનો જરા જેટલો પણ અવાજ એના પોતાના કાનને પણ લાગતો નહિ હોય ! કેવળ હિંસક પ્રાણીઓના પ્રદેશમાં શૈશવ ગાળનારના પગલાંમાં જે તત્પરતા ને સાવધાનતા હોય તે એ પગલાંમાં સ્પષ્ટ દેખાઈ આવતાં હતાં.

મંદિરનાં પગથિયાં ચડીને પેલો જુવાન સૈનિક પેલા માણસની પાસે પહેલાં આવી પહોંચ્યો. ધીમેથી અને સાવધાનતાથી તે બોલ્યો: 'મ હા રા જ ! આ આવેલ— '

પણ તેનું આખું વાક્ય પૂરું નીકળી શક્યું નહિ. તે જડ પથ્થરની માફક જ્યાં ઊભો હતો ત્યાં જ ચોંટી ગયો.

તેણે જેને 'મહારાજ !' કહીને સંબોધન કર્યું હતું તે મહારાજને બદલે ત્યાં કોઈ બીજું જ ઊભું હતું !

આ અકસ્માતથી થયેલા ક્ષોભમાંથી તે સ્વસ્થતા મેળવે તે પહેલાં પેલો માણસ બોલ્યો :

'સિંહનાદ ! તું મહારાજનો ગુપ્તચર છે—અને તને એટલી પણ ખબર નથી કે તારી પાછળ તું ધારે છે તે નહિ, પણ કોઈ બીજું જ આવી રહ્યું છે !'

ઘા માર્યો હોય તો લોહી ન નીકળે એવી જડ અવસ્થામાં જાણે કેવળ પાષાણનો બનેલો હોય તેવો સિંહનાદ ત્યાં ઊભો રહ્યો. જેને મળવાની એણે આશા રાખી હતી તે મહારાજ આંહીં ન હતા—તો જેને પોતાની પાછળ છેક પાટણમાંથી આંહીં સુધી અત્યંત કુશળતાથી લાવી મૂકવાનું એના મનમાં અભિમાન હતું તે સ્ત્રી પણ ન હતી—એ વિચારમાં પડચો કે એકને બદલે બીજી સ્ત્રી આવી કે શું? અને તો, એ બીજી સ્ત્રી કોણ હતી?

એટલી વારમાં એની પાછળ આવનારી સ્ત્રીએ પગથિયાંની લાંબી હારમાળા ચડવાની શરૂઆત કરી હતી.

એટલે તે એક પણ શબ્દ બોલ્યા વિના કેવળ શૂન્ય આંખે પેલા માણસની સામે જોઈ રહ્યો. પેલો માણસ તેની વધારે નજીક સર્યો. તેણે નાક ઉપર આંગળી મૂકી તેને શાંતિ રાખવા સૂચવ્યું. ને અત્યંત ધીમા અવાજે કહ્યું: 'તારી પાછળ હતાં—તે લગભગ આવી પહોંચ્યાં છે, સિંહનાદ!' અને પછી તેણે ઉમેર્યું: 'તેં માણસની ગતિનો અભ્યાસ કર્યો લાગતો નથી—સારું છે, મેં મહારાજને આંહીં આવતાં રોકી લીધા છે, નહિતર અત્યારે શું થાત?—જો, આ તારી પાછળ જે ચાલ્યાં આવતાં હતાં તે લગભગ પહેલે વિસામે આવી પહોંચ્યાં છે—અને તે તો મહારાણી ઉદયમતી પોતે જ છે!'

સિંહનાદ તો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. આ શી રીતે બન્યું તે તે સમજી શકચો નહિ. તે કાંઈ બોલી શકે તે પહેલાં તો ગિરના જંગલના નાનામયૂરો ટહુકે એવો, ધેરો, ગંભીર, મિઠો અને છતાં નિશ્ચળ સત્તાધારી અવાજ

આવ્યો : ' મ હા રા જ ! હું આવી છું હો—! '

રાણી ઉદયમતી છેલ્લાં પગથિયાં ચડતી ચડતી ઉત્સાહથી બોલી રહી હતી. ફૂલચાદરનો મોંઢાંકતો ભાગ તેણે એક હાથ ઉપર લઈ લીધો હતો, અને પોતાના રેશમી ચણિયાની કોરને બીજે હાથે પકડી લીધી હતી.

તે ઉપર દેખાઈ અને સિંહનાદ વ્યગ્રતાથી તેના તરફ અને પેલા માણસ તરફ જોઈ રહ્યો.

પગથિયાં ચડીને રાણી ઉદયમતીએ ચોકમાં પગ મૂકયો. તે જલદીથી ચાલવાને લીધે કાંઈક ઉતાવળે શ્વાસ લઈ રહી હતી. ઓઢેલી ફૂલચાદરનો છેડો તેના હાથમાં ઝીલાઈ રહ્યો હતો તેથી તેનો વિશાળ, તેજસ્વી, ગૌર ચહેરો અને ચહેરા ઉપર પથરાયેલી અલકલટ સ્પષ્ટ દેખાતાં હતાં. તેની નાસિકા પાતળી, અણિશુદ્ધ ને અભિમાનભરેલી હતી. આંખ મોટી, આગ્રહી, અને રેખાશુદ્ધ હોઈ એના ચહેરા ઉપર વ્યક્તિ-ત્વની છાપ મૂકી જતી. હમણાં મહારાજ ભીમદેવ ગલાંતલાં કરતા આવશે—ને એ રણયોદ્ધાને ગલાંતલાં કરતાં આવડતાં નથી એટલે પકડાઈ જશે—એવી ખાતરીથી રાણી ઉત્સાહભેર બોલતી બોલતી આગળ વધી—અને કાંઈક લાડઘેલા અવાજે બોલી:—' પણ મ હા રા જ ! અમે તો . . . '

એનો શબ્દ અધૂરો રહી ગયો.

પેલો માણસ તેની સામે આવીને હાથ જોડીને ઊભો રહી ગયો હતો.

' મહારાણી બા !—આપ—આંહીં—' તે બોલ્યો.

સર્પે ડંખ દીધો હોય તેમ રાણી પાછળ હઠી ગઈ.

' અલ્યા કોણ છે તું ? કોણ છે એ ?' તે વ્યગ્રતાથી

બોલી ઉઠી.

પેલો ઠીંગણો માણસ વધુ આગળ આવ્યો. તે અત્યંત વિનયથી બોલ્યો: 'મહારાણી બા! એ તો હું છું—હું દામોદર!'

રાણીએ દામોદર સામે જોયું. પાટણના પ્રસિદ્ધ સાંધિવિગ્રહિક દામોદરને તેણે ઓળખ્યો. તેની વ્યગ્રતા કાંઈક દૂર થઈ ગઈ; પણ રંગે શ્યામ, કદે ઠીંગણો, દેખાવે સામાન્ય છતાં અત્યંત તેજસ્વી અને ચતુર એવા દામોદરને આંહીં જોતાં જ એના મનમાં એક ગાંઠ વળી ગઈ કે પોતે પોતાના પ્રયત્નમાં અફળ ગઈ છે. દામોદરના નામથી માણસો ભાગ્યે જ ધ્રૂજતાં—એનો એવો પ્રભાવ કે પ્રતાપ ન હતો. પણ એની પાસે પોતે હારવાનાં જ છે એ તો સૌ પહેલેથી જ ધારી લેતાં. એના જેવો વિલક્ષણ નર એ વખતે દેશભરમાં કોઈ ન હતો. કઈ ઘડીએ કયો અપૂર્વ ઉપાય એ શોધી કાઢશે એ કોઈ કળી પણ શકતું નહિ.

એને આંહીં ઊભેલો જોઈને રાણીનો અરધો ઉત્સાહ ચાલ્યો ગયો. પોતે પોતાની ધારણામાં નિષ્ફળ ગઈ છે એ તો એ વગરકહ્યે જ સમજી ગઈ. તેનો તાલ બગડી જવાથી એ કાંઈક રોષમાં આવી ગઈ હતી. તેણે ઉતાવળે પૂછ્યું: 'ત્યારે મહારાજ ક્યાં છે?'

'મહારાજ?' આશ્ચર્યચકિત થયેલા દામોદરે રાણી સામે જોઈને કહ્યું.

'હા, મહારાજ. મહારાજ ક્યાં છે?' રાણીએ ઉતાવળે કહ્યું.

'એ તો મારા કરતાં આપને જ વધારે ખબર હોય નાં!...પણ સિંહનાદ!'

સિંહનાદ આગળ આવ્યો. દામોદરે તેના ચહેરા તરફ કડક નજર ફેંકી: કાંઈક કૃત્રિમ અધીરતાથી પૂછયું: 'તું શું કરી આવ્યો તને કામ સોંપ્યું હતું તેનું? ચૌ લા દે વી— ચૌ લા દે વી કયાં છે?'

જે નામ રાણીની હાજરીમાં લેવાનું યોગ્ય ન ગણાય તે દામોદરે આટલી છૂટથી વાપરી નાખ્યું એ વિષે સિંહનાદ વિચાર કરી રહ્યો. તેને લાગ્યું કે દામોદર તેની પાસેથી અમુક પ્રકારના જવાબની આશા રાખે છે. એ જવાબ કેમ આપવો તે વિષે એ વિચારતો હતો, એટલામાં દામોદર ફરીને બોલ્યો :

'કેમ બોલ્યો નહિ?—ચૌ લા દે વી કયાં છે?'

'મને બીજી કાંઈ ખબર નથી—'

'પણ મેં તો તને ચૌલાને ત્યાં મોકલ્યો હતો નાં?'

'હા!' સિંહનાદે જવાબ વાળ્યો.

'ને તું ત્યાં જ ગયો હતો નાં?'

'હા.'

'થયું ત્યારે!' દામોદરે કંટાળીને કહ્યું : 'પાટણનું શું થાશે તે ભગવાન સોમનાથ જાણે! મારી આખી યોજના કોઈએ ઊંધી વાળી નાખી લાગે છે. મહારાણી બા! માફ કરજો—પણ તમારે જ્યાં જવું હોય ત્યાં આ સિંહનાદ સાથે આવે. તમારે હવે કયાં જવું છે? મારે તો બીજું કામ છે.'

રાણીને દામોદરના વર્તન કે વાતચીતમાં કાંઈ ખબર પડી નહિ. તેણે એના શબ્દોમાંથી અર્થ શોધવા પ્રયત્ન કરી જોયો.

'પણ મારે—મારે તો મહારાજને મળવું છે. મહારાજ

ક્યાં છે ? આંહીં નથી આવ્યા ?'

'આંહીં ? મહારાજ આંહીં આવ્યા છે ? કોણે કહ્યું ? મહારાજ આંહીં શું કરવા આવે ? મેં તો આ સિંહનાદને મોકલ્યો હતો ચૌલાને બોલાવી લાવવા. માલવરાજની ગાથા પૂરી કરવા જે સાધુ જાય છે તેની સાથે એને મોકલીએ તો મારા મનને એમ કે, અત્યારે રાત્રે રવાના થઈ જાય, એટલે કોઈને પત્તો લાગે નહિ—ત્યાં તો કોઈએ એ યોજના જ ઊંધી વાળી. પાટણમાં કોઈને માલવાના સામર્થ્યની ખબર નથી—અને હું જ્યાં કાંઈક રસ્તો કાઢવા પ્રયત્ન કરું છું, ત્યાં કોણ જાણે કોણ આડે આવે છે.—હશે ! ભગવાનની ઈચ્છા ! સિંહનાદ ! તું મહારાણી બા કહે તે સાંભળી લે—'

પણ રાણીએ ફરી એનું એ કહ્યું : 'ત્યારે શું આંહીં મહારાજ આવ્યા નથી, મહેતા ?'

'મેં તો જોયા નથી—આ શિવાલયે જોયા હોય તો એ જાણે !'

'ત્યારે ક્યાં હશે ?' રાણીને સ્પષ્ટ વાત કરવામાં ગૌરવભંગ ને માનહાનિ લાગતાં હતાં. અને દામોદર તો મહારાજ આંહીં આવવાનો સંભવ જ ઉડાડી દેતો હતો.

'મહારાજ તો વખતે ત્યાં હશે—' દામોદરે કહ્યું.

'ત્યાં એટલે ?'

'ત્યાં એટલે દુર્લભસરોવરને કિનારે. મેં તો કહ્યું, તમને ખબર જ હશે—'

'શાની ?' રાણીએ આતુરતાથી પૂછ્યું. દામોદર કાંઈક વાત આપશે એવી એને આશા આવી.

'મેં તો કીધું, તમને ખબર હશે—તમે પણ સોરઠ-

પતિની સોમનાથની બહાદુરી ક્યાં જોઈ નથી ? એટલે ધ્યાનમાં તો હશે કે મહારાજના અંતઃકરણમાંથી હજી સોમનાથનો ઘા રુઝાયો નથી—ઘણી વખત ચિંતન કરતા દુર્લભ-સરોવરને કિનારે ફરે છે—મેં તો કીધું, તમને એ ખબર હશે; પણ તમને એ ખબર લાગતી નથી.' દામોદરના છેલ્લા વાક્યે રાણીનું મોં લેવાઈ ગયું. તે સોરઠના રા'ની પુત્રી હતી. અને સોરઠપતિએ તો મહારાજ ભીમદેવની પડખે રહીને સોમનાથના રણક્ષેત્રમાં શોણિતસ્નાન કર્યાં હતાં. અને છતાં પોતે પોતાના પતિનું મર્મ વીંધતું આ અંતરદુઃખ જાણી શકી નથી એવો ઘા દામોદરે લગાવ્યો તેની સ્પષ્ટ અસર તેના ચહેરા ઉપર આવી ગઈ.

સિંહનાદ આભો બનીને આ સાંભળી રહ્યોને જોઈ રહ્યો. તેને તો મહારાજ ભીમદેવે પોતે જ ચૌલાદેવી પાસે સંદેશો લઈને મોકલ્યો હતો. ચૌલાદેવી ફૂલચાદરમાં ઢંકાઈને એની રાહ જોતી ઊભી જ હશે એવી વાત થઈ હતી. મહારાજ ભીમદેવે સંકેત આપ્યો હતો. તેણે એ નિશાની કરી—ને એની પાછળ તરત જ એક સ્ત્રી ચાલી નીકળી.

તેના મનથી એ ચૌલાદેવી હતી.

આંહીં આવ્યો ત્યારે જ એને ખબર પડી કે તેની પાછળ પાછળ તો રાણી ઉદયમતી આવેલ હતી.

અને હવે દામોદર કોણ જાણે શી રીતે આ વાતના આગળપાછળના તાર વણી રહ્યો હતો.

રાણી દામોદરના વાક્યને ગળી જઈને બોલી: 'ત્યારે હું ત્યાં જઉં—પણ તમને ચોક્કસ ખબર છે, મહેતા ?'

'હા—હા—પણ રહો, તમારી સાથે આ સિંહનાદને

લઈ જાઓ—મારે તો અત્યારે પેલી ગાથાપૂર્તિની ચિંતા છે—'

'ના ના. મારે કોઈનું કામ નથી. હું તો એકલી જ જઈશ ત્યાં મહારાજની પડખે—'

દામોદરની વાત ઉપર રાણીને વિશ્વાસ તો ન બેઠો, પણ તેણે અત્યારે એ વાત ઉડાવી દેવામાં જ ડહાપણ જોયું'

દામોદર કાંઈક જવાબ દેવા જતો હતો, એટલામાં દૂરથી બે ઘોડેસ્વારનાં પગલાં સંભળાયાં.

'આ બાજુ જ કોઈ આવતા લાગે છે !'

'એ તો મેં જેમને કહી રાખ્યું હતું તે બે સૈનિકો છે—' રાણી ત્વરાથી પાછી ફરી નીચે ઊતરી રહી હતી તે બોલી. એને આંહીં ઊભા રહેવામાં હવે કાંઈ સાર ન જણાયો. તેના ધારવા પ્રમાણે અત્યારે આંહીં મહારાજ ચૌલાદેવીને મળવાના હતા—પણ આંહીં દામોદરને જોઈને એ છક્ક થઈ ગઈ. તે ત્વરાથી પગથિયાં ઊતરી પોતાના ઘોડેસ્વારોની સાથે થઈ જવા નીચે ચાલી. દામોદર પણ વિનયથી તેની પાછળપાછળ ચાલ્યો.

એટલામાં થનગનતા બે ઘોડેસ્વારો એક ખાલી ઘોડા સાથે ત્યાં આવી પહોંચ્યા હતા. તેમનાં રૂપાળાં સ્ત્રીવદનો ઘોડેસવારીમાં વધારે શોભી ઊઠ્યાં હતાં. રાણી કાંઈ પણ બોલ્યા વિના ઝડપથી ઘોડાની કેશવાળી પકડી, સડપ દઈને સવાર થઈ ગઈ: દામોદરે દૂર રહી પ્રણામ કર્યાં તે ઝીલ્યા ન ઝીલ્યા, ને એક ઘડીમાં એણે ઘોડાને મારી મૂક્યો.

રાત્રિના અંધકારમાં ત્રણે સવારો અદૃશ્ય થઈ ગયા. ઘોડાના ડાબલાનો અવાજ માત્ર આવી રહ્યો.

દામોદર રાણીના સાહસ વિષે વિચાર કરતો શિવાલયમાં પાછો ફર્યો.

## ૨. આ શી રીતે બન્યું ?

દામોદરે સિંહનાદને કહ્યું: 'સિંહનાદ! આવી રીતે મહારાજે તને સોંપેલું કામ તું કરે છે કે? કોણ પાછળ આવી રહ્યું છે એ જોવાની પણ તને ગમ ન પડી? મહારાજ આંહીં હોત તો?'

સિંહનાદને પોતાની ક્ષતિ શૂળની પેઠે સાલી રહી હતી. તેણે કંઈક મંદ અવાજે કહ્યું:

'પણ મહારાજે તો એટલું જ કહ્યું હતું કે ચૌલાદેવીના મહાલય પાસે જઈને ઊભો રહેજે. અને ત્યાં ફૂલની ચાદર ઓઢેલી એક સ્ત્રી તારી રાહ જોતી ઊભી હશે. તેને તું સંકેત કરજે—અને તે તારી સાથે ચાલી નીકળશે.'

'અને તે ચાલી નીકળશે? વાહ! કોણે—મહારાજે કહ્યું કે તે ચા લી ની ક ળ શે!'

'હા.' સિંહનાદ વિચાર કરતો બોલ્યો. દામોદરે 'ચાલી નીકળશે' એ વાક્ય ઉપર મૂકેલો વધુપડતો ભાર તેને મૂંઝવી રહ્યો હતો.

'ચા લી ની ક ળ શે,' એમ મહારાજે પોતે કહ્યું—હતું?'

'હા; મહારાજે પોતે—'

'સંકેત શો હતો ?—'

'સોમસમુદ્ર.'

દામોદરના મોં ઉપર એક ન કળી શકાય એવું સ્મિત ચાલ્યું ગયું.

દામોદર મનમાં જ બોલી રહ્યો. 'ચાલી નીકળશે !'

સિંહનાદ એની મુદ્રા નીરખી રહ્યો. થોડી વાર બેમાંથી કોઈ બોલ્યું નહિ. પછી અચાનક દામોદર બોલ્યો:

'સિંહનાદ ! તું અવંતી દેશમાં રહ્યો છે કાં ?'

'હા —'

'અને કર્ણાટકમાં પણ—?'

'હા—'

સિંહનાદ દામોદરના વેધક સવાલનો જવાબ આપતાં હવે ખરેખર ગભરાતો હતો. એ પ્રબળ નરની આવી પ્રશ્નોત્તરીની ચાલ કોઈ દિવસ કોઈને પૂરેપૂરી સમજાતી નહિ.

તે પ્રશ્નો કરતો, જવાબ મેળવતો, વાતો કરતો—પણ એ સઘળું કોણ જાણે શા માટે તે કરતો તે ભલભલા મુત્સદ્દીઓ પણ કળી શકતા નહિ. એટલે સિંહનાદે ક્ષોભથી જવાબ વાળ્યો ને પછી ઉમેર્યું: 'હા—કર્ણાટકમાં પણ હું ફર્યો છું !'

'અને છતાં તેં કાંઈ જ જોયું લાગતું નથી—' સિંહનાદ સાંભળી રહ્યો.

'તને—પાટણના પ્રસિદ્ધ ગુપ્તચરને—એટલો પણ ખ્યાલ ન આવ્યો કે આ નારી—એ શું કોઈ સામાન્ય નારી છે કે તારી સાથે ચાલી નીકળે !'

સિંહનાદ બોલ્યો: 'મને શંકા તો હતી—પણ—મહારાજે કહ્યું હતું એટલે—'

દામોદરે તેને વચ્ચે અટકાવી દીધો: 'આ નારી—એણે મહાકાલેશ્વરમાં નૃત્ય કર્યું હતું ને ધારાપતિને એક જ શબ્દથી ધરાશાયી બનાવી દીધો હતો એ પ્રસિદ્ધ લોકકંઠકથા તને યાદ તો હશે નાં ?—'

ચૌલાદેવી વિષેનો ખરો ખ્યાલ મહારાજ ભીમદેવને ન હોય—પણ પોતાને પાટણના ગુપ્તચરને પણ એ ખ્યાલ ન હોય—એ વાતથી સિંહનાદને લાગી આવ્યું. તેને પોતાની નબળાઈ હવે ખરેખર સમજાઈ ગઈ. દામોદર તો એને હજી કહી રહ્યો હતો.

'એણે તો ધારાપતિને કહ્યું હતું, સિંહનાદ ! કે હું મહાકાલેશ્વરની—ભગવાન સોમનાથની—નર્તિકા. તમે ધારાપતિ—ધારાપતિ એવા મહાન કોણ કે મારા પાલવનો પરિમલ પણ પામી શકો ? ખબર છે નાં ?'

સિંહનાદે બોલ્યા વિના ડોકું નમાવ્યું.

'બીજું કાંઈ નહિ—પાટણના ગુપ્તચરને જોજન દૂરથી માણસની ગતિ માપવાની ને શક્તિ પારખી લેવાની સિદ્ધિ હોવી જોઈએ—નહિતર આ જમાનામાં હવે આપણું પાટણ રહેવું મુશ્કેલ છે. ઠીક; તમ તારે જાઓ—પણ—ચૌલાદેવી ક્યાં ગયાં—તમારી સાથે તો આવ્યાં નથી, એ કાંઈ ખબર ?'

સિંહનાદે ડોકું ધુણાવી ના પાડી.

'ઠીક; ત્યારે. હવે કાલે મળજો મને—અત્યારે તો આંતરકલહની એક ચિનગારી માંડ અટકાવી છે. પણ આ

બાજુ માલવરાજ ભોજ—અને પાટણમાં અત્યારે જ આંતર-કલહ ! ઠીક; તમતારે જાઓ. મહારાજે કહ્યું હોય તેમ કરો—'

સિંહનાદ પ્રણામ કરીને ધીમે પગલે ત્યાંથી ચાલતો થયો.

સિંહનાદના ગયા પછી દામોદર પણ ત્યાંથી ખસીને બીજી દિશાએ ચાલી નીકળ્યો.

તે થોડાં જ પગલાં ગયો હશે, એટલામાં તેણે પોતાના ગુપ્તચર દેવરાજને સામેથી આવતો દીઠો. તે ઊભો રહી ગયો. દેવરાજ નજીક આવી પહોંચ્યો. દામોદરે કાંઈ પણ બોલ્યા વિના તેની સામે જોયું. એની વાત કરવાની આ ઢબથી એની પાસે કામ કરનારા ટેવાઈ ગયા હતા.

દેવરાજ તરત જ બોલ્યો: 'ત્યાં છે—ભરમાંકદેવને ત્યાં !'

'અને મહારાજ ?'

'દુર્લભસરોવર ઉપર હશે—કે વખતે રાજમહાલય જવા નીકળ્યા હશે—'

'બરાબર. પણ શી રીતે બન્યું ?'

દામોદરની ભાષા એટલી ટૂંકી, સૂત્રાત્મક હતી કે ન ટેવાયેલો હોય તો માણસ એમાં કાંઈ સમજે જ નહિ. પણ સિંહનાદ ને દેવરાજ—પાટણના બન્ને પ્રખ્યાત ગુપ્તચરો—આ વસ્તુનો પરિચય પામ્યા હતા. એટલે તેઓ એના ટૂંકામાં ટૂંકા પ્રશ્નનો પણ પ્રત્યુત્તર આપવામાં તત્પર રહેતા. કેટલીક વખત તો દામોદર પ્રશ્ન કરતો નહિ, બોલતો નહિ, નિશાની પણ કરતો નહિ—માત્ર એની આંખ ઉપરથી માણસે એની ઇચ્છા

સમજી લેવાની રહેતી. જે માણસ એની આંખ ઉપર નજર ન રાખે, એ માણસ તો એની ઇચ્છાને સમજી પણ ન શકે. એવો જ આ ટૂંકાક્ષરી પ્રશ્ન હતો: 'પણ શી રીતે બન્યું ?'

'મહારાજે આપેલી સૂચના તો બરાબર હતી—પણ વિમલમંત્રીએ સંદેશો કહેવરાવ્યો હતો—'

દામોદરે કંઈક કડક અવાજે કહ્યું: 'કે— '

'કે પાટણ એ ધારા નથી. ગુજરાત એ માલવા નથી. અમારે આંગણે આવી છોકરવાદીની રમતો ન પોસાય. મહારાજને ન કહેવાય—તો તમે જ સમજી જાઓ. નહિતર પાટણનું ગૌરવ કેમ જાળવવું એ અમે સમજીએ છીએ—' ચૌલાદેવીને એ સંદેશો મળ્યો અને એ તરત ભસ્માંકદેવને ત્યાં ગયાં. મહારાણીજીને આ વાતની ખબર પડેલી. એ ફૂલચાદરમાં ઢંકાઈ મહારાજને શરમિંદા બનાવવા પોતે ત્યાં ઊભાં રહ્યાં. ને એવી રીતે આ બન્યું.—ચૌલાદેવી દુર્લભ-સરોવરને કિનારે આવવાનાં છે, એવા મોડેથી મળેલા સમાચારને આધારે, મહારાજ તો ત્યાં ન જતાં આંહીં દુર્લભસરોવરને કિનારે— '

દામોદરે એક આંગળી ઊંચી કરી દેવરાજને આગળ વધતો અટકાવી દીધો. મહારાજ ભીમદેવને બીજે માર્ગે મોકલવાની યુક્તિ એનાથી અજાણી ન હતી.

'મહારાજ હજી ત્યાં જ છે ?'

'હશે—કે વખતે નીકળી ગયા હોય—'

'ઠીક જા.'

દેવરાજ નમન કરીને ચાલતો થયો. પણ એ બે ડગલાં માંડ ગયો હશે ત્યાં દામોદરે એક ચપટી વગાડી અને

ત્વરાથી પાછો ફરી દેવરાજ સામે આવીને ઊભો રહી ગયો.

'જો—મહારાણી દુર્લભસરોવર તરફ ગયેલાં છે. ત્યાં શું થાય છે તે ખબર કાઢીને પછી મને મળજે. જા—'

દેવરાજે જવા પગ ઉપાડ્યો.

'ને રહે. મારો ઘોડો—

'આયુષ લઈને આંહી પાસે જ ઊભો રહ્યો છે. મેં આવતાં જોયો—'

દામોદરે જવાની નિશાની કરી. એક ઘડીમાં દેવરાજ અદશ્ય થઈ ગયો. દામોદર તેને જતો જોઈ રહ્યો. એ અદશ્ય થયો એટલે એણે એક તાળી પાડી, ને તેના જવાબમાં પાસેના ઝાડના ઝુંડમાંથી, પૃથ્વીમાંથી પ્રગટ થયો હોય તેમ એક માણસ ઘોડો લઈ હાજર થયો.

દામોદર ઘોડા ઉપર સવાર થયો. અને એક ઘડીમાં એ ક્યાં જાય છે તેની આયુષને ખબર પણ પડે એટલામાં તે અદશ્ય થઈ ગયો.

આશ્ચર્યચકિત થયેલો આયુષ પોતાનો માર્ગ ખોળતો પાછળ રહ્યો.

## ૩. ચૌલાદેવી

દામોદર ચૌલાદેવીને મળવા માટે ભસ્માંકદેવને ત્યાં જવા રવાના થયો ખરો, પણ તેના મનમાં તો ગડભાંગ થઈ રહી હતી કે આ સઘળું શી રીતે પાટણને હાનિ કર્યો વિના થાળે પડશે.

ચૌલાદેવી અત્યંત માની—અને માની કરતાં પણ જેને ઉત્કૃષ્ટ કલ્પનાશીલ ગણીએ એ પ્રકારની સ્ત્રી હતી. કોઈ પણ સામાન્ય પરાક્રમ, સામાન્ય વૈભવ, સામાન્ય માણસ કે સામાન્ય વસ્તુ તેના મનમાં વસી શકતાં નહિ. કંથકોટનો દુર્ગ તજી, સિંધના રેતીના ભયંકર રણમાં ભીમદેવ મહારાજે દુશ્મનોની પૂઠ પકડી અને શત્રુઓને હંફાવીને છિન્નભિન્ન કર્યા એ સમાચાર જ્યારે પાટણમાં આવ્યા, ત્યારે પાટણમાં સર્વત્ર આનંદ આનંદ થઈ ગયો હતો. ભીમદેવમહારાજનું આગમન થયું ત્યારે પાટણે વિજયોત્સવ કર્યો. માત્ર તે વખતે જ એ નર્તિકાએ દેખા દીધી હતી. અને એટલામાં તો એણે પાટણને ઘેલું બનાવ્યું હતું. ક્યાંય જાણે પરાજય હોય જ નહિ એવી મહાન વિજયેચ્છા વ્યક્ત કરતું એનું અંગહાર નૃત્ય મહારાજે જોયું—અને

એમના અંતરમાં ઉત્સાહની અને અદ્ભુત પરાક્રમની જાણે નવી ઇચ્છાઓ જન્મી. એ નવું જીવન પામ્યા. પણ ત્યાર-પછી ચૌલાદેવી કોઈ દિવસ ક્યાંય ફરી દેખાણી નહિ.

એ મંદિરમાં જ નૃત્ય કરવા જાય છે એ સમાચારે મહારાજ ઘણાં શંકરમંદિરોના ભક્ત બની ગયા. પણ ચૌલાદેવી એ સ્થળેથી અદશ્ય થઈ ગઈ. ગુપ્તચર મારફત સંદેશો કહેવરાવ્યો: જવાબ મળ્યો કે હું તો સોમનાથની —અને ભગવાન મહાકાલેશ્વર જેવાની—નર્તિકા છું. ગાથાની પૂર્તિને નામે રાજસભાનું આમંત્રણ મોકલ્યું: ઉત્તર આવ્યો કે એ કામ તો સાધુડા કવિઓનું છે. રાજાની તમન્ના વધતી ચાલી: ચૌલાની અજેયતા. રાજદરબારમાં મંગલપ્રસંગે નૃત્ય કરવાનું બહુમાનભર્યું નિમંત્રણ ગયું: પ્રત્યુત્તર સાંપડ્યો કે 'હું તો મહાશિવરાત્રિએ ભગવાન્ પિનાકપાણિના સાન્નિધ્યમાં વર્ષમાં એકાદ વાર નૃત્ય કરું છું.'

દામોદરને આ વસ્તુસ્થિતિની જાણ હતી. એટલે જ્યારે ગુપ્તચર દેવરાજે એને સમાચાર આપ્યા કે આજે સંકેત પ્રમાણે ચૌલાદેવી મહારાજ ભીમદેવને પાટણની બહાર સર-સ્વતીકાંઠે એક જૂના શિવાલયમાં મળવા જનાર છે, ત્યારે એ વાતમાં એને વિશ્વાસ ન બેઠો. દેવરાજને એ વિશે વિશેષ તપાસ કરવાનું કહ્યું.

એના મનથી આ વાત અગત્યની હતી. મંત્રી, રાણી, અને રાજા વચ્ચે ઘર્ષણ થવાનાં બીજ એમાં હતાં. એ વસ્તુસ્થિતિ અટકાવવાની એની નેમ હતી.

ચૌલાને બદલે મહારાણી ઉદયમતી એ સ્થળે જવાનાં છે એ સમાચાર તો દેવરાજે દામોદરને કહ્યા હતા.

એટલે એ આવતું ઘર્ષણ અટકાવવા દામોદરે પોતે જ મહારાજને દુર્લભસરોવર બતાવ્યું.

દામોદર એટલા માટે અત્યારે ભસ્માંકદેવને ત્યાં જઈ રહ્યો હતો. ભવિષ્યમાં અવશ્ય આવી પડનારા ઘર્ષણમાં એને ભસ્માંકદેવનો ઉપયોગ કરવાનો હતો; તો રાજા ભીમદેવ —એને જે બે શબ્દો કહે તેના બચાવ માટે પણ તૈયારી કરવાની હતી. પાણી આવ્યા પહેલાં પાળ બાંધી લેવાની પોતાની નીતિને વળગીને એ ત્યાં જઈ રહ્યો હતો.

આ બાજુ રાણી ઉદયમતી દામોદરના જવાબથી ગૌરવભંગ થઈને દુર્લભસરોવર તરફ મહારાજની શોધમાં નીકળી હતી. જો કે એને દામોદરના વચનમાં વિશ્વાસ તો ન હતો. પણ દામોદરે ગાથાની વાત કાઢીને એને વિચાર કરતી તો કરી મૂકી હતી. કારણકે, એવી રીતે બને —અને દામોદરે ગાથાનો પ્રત્યુત્તર આપવાની મહારાજને ઘણી વખત જુદીજુદી યોજનાઓ બતાવી હતી—તો એક કાંકરે બે પંખી મારવાની આ ચતુર સાંધિવિગ્રહિકની યોજના પોતે જ અફળ કરી કહેવાય. ચૌલાદેવી પ્રત્યે મહારાજને વિજયોત્સવના નૃત્ય પછી આકર્ષણ થયું છે—એ હકીકત તો પાટણમાં પ્રસિદ્ધ હતી. એટલામાં વળી એને કોઈએ એમ પણ ઊડતા સમાચાર આપ્યા હતા કે, મહારાજ જ્યારે સોમનાથ તજી કંથકોટ ગયા, ત્યારે સમુદ્ર મુસાફરીમાં જ ચૌલાદેવીએ જુવાન નાવિકને વેષે એમને સાથ આપ્યો હતો. એ હકીકત સાચીખોટી ગમે તે હો, પણ રાણીના અંતઃકરણ ઉપર એની એકસરખી જ અસર થઈ. અને ચૌલાદેવી પાટણ તજી દે એ પ્રયત્નમાં એ વધારે સાવધ થઈ

પાટણના રાજપુરુષો—ખાસ કરીને મંત્રીશ્વર વિમલ—આ વાતમાં એની સાથે સહમત થશે એની એને ખાતરી હતી.

એટલે એને લાગ્યું કે કદાચ દામોદરે ચૌલાદેવીને પાટણ બહાર રવાના કરવાનો આ તાગડો રચ્યો હોય તો પોતે કાંઈક ઉતાવળ કરીને આમાં નાહક ડખલ કરી છે. એવો વિચાર કરતી એ આગળ વધી—એટલામાં એને સાંભર્યું કે ચૌલાદેવી ભરમાંકદેવને ત્યાં છે તો ત્યાં જઈને એને જ સ્પષ્ટ રીતે પાટણની મહારાણીની ઇચ્છા કહી દેવી એ વધારે ફળદાયક ન થાય? એક વારાંગના મહારાણીની ઇચ્છાને આડે આવી શકે ખરી?

એટલે એણે પોતાની ઘોડી ભરમાંકદેવના મહાલય તરફ જ વાળી લીધી.

પાટણની બહાર અને દુર્લભસરોવર જવાના રસ્તા ઉપર એક સુંદર ઉદ્યાનમાં પોતાના ઘરના શિવાલયની પાસે જ એ બ્રાહ્મણ રહેતો હતો.

એનું સ્થાન પાટણના રાજકારણમાં ઘણું જ અચોક્કસ અને છતાં ઘણું જ સમર્થ હતું. એનું ખરું નામ તો હતું ભાભ—અને એ રાજાનો સચીવ ગણાતો.

રાજા ભીમદેવનો એ ખાનગી મંત્રી ગણાતો—છતાં મંત્રી તરીકેનું કોઈ કામ એ કરતો નહિ. ખરી રીતે એ રાજદ્વારી વિષયમાં જરૂર વિના ભાગ લેતો નહિ; છતાં જ્યારે રાજાનું, પાટણનું કે દેશનું ગૌરવ ખંડિત થવાની એને લેશ પણ ગંધ આવે ત્યારે એ અત્યંત સમર્થ અને શક્તિશાળી પુરુષની પેઠે વર્તન કરતો. સિંધમાં—પરમદેવ—ભીમદેવની સાથે એ રખડયો હતો, અને રણમાં ભાગતા

દુશ્મનો પાછા આ બાજુ આવવાની હિમ્મત ન કરે એવો સામનો એણે કર્યો હતો. એના મનમાં ત્યારથી જ ગુજરાતની નૈસર્ગિક સરહદ સિંધુના કિનારા ઉપર લાગતી હતી. આવી કોઈ કલ્પના એના મનમાં વસે એવે વખતે એનો બોલ હજારો વજ્રના જેવું સામર્થ્ય દાખવતો. એ વખતે એની ચાલ, એનો દેખાવ, એનું ગૌરવ, એની મુખમુદ્રા એનો શબ્દ—સઘળાં જુદા જ પ્રકારની શક્તિ બતાવતાં. દામોદરને આ ખબર હતી—એટલે એને હાથમાં લેવા, અને ચૌલાદેવીના પ્રસંગથી પાટણમાં આંતરકલહ જાગે કે રાજાનું ગૌરવ ખંડિત થાય તો માલવ નરેન્દ્ર એ તકનો કેવો લાભ ઉઠાવશે, એ સમજાવવા એ જતો હતો. એ વાત રસળતી રસળતી એને કાને જાય એમ દામોદરે વહેતી તો મૂકી હતી.

એની અસર ભસ્માંક ઉપર થઈ છે એ સમાચાર પણ એને મળ્યા હતા.

અને તેથી એ વિદ્વાન, રસિક અને શૂરવીર બ્રાહ્મણશ્રેષ્ઠને એની સ્વપ્નભૂમિનું વ્યવહારુ સ્વરૂપ સમજાવવાની પણ એ તક શોધી રહ્યો હતો. અત્યારે જ એ તક એણે ઝડપી લીધી.

ચૌલાદેવીને પણ ભસ્માંકદેવના વ્યક્તિત્વમાં શ્રદ્ધા હતી. એટલે ભસ્માંકદેવને જેમ ચૌલાદેવી માટે માન હતું, તેમ ચૌલાને મન આ બ્રાહ્મણશ્રેષ્ઠની જીવનકથા ગુપ્તયુગના કોઈ મહામંત્રીની કથા જેવી જણાતી. એટલે જ્યારે એ બન્ને કલ્પનાસૃષ્ટિના વિહારમાં ચડે ત્યારે પાટણમાં જાણે અલકાનગરી ખડી થતી. એ વખતે ત્યાં

કાલિદાસની વારાંગનાઓના મયૂરો તાલબદ્ધ નૃત્ય કરી રહેતા: અનેક પરિજનો ને રસિક સ્ત્રીજનોથી ઉત્પન્ન થતો સંગીતનો સરોદ આકાશને ભરી દેતો: એ વખતે પાટણ જાણે ઇન્દ્રની નગરીનું અનુકરણ કરતું હોય તેવું લાગતું. ચૌલા શ્રી અને સરસ્વતીના સંગમ જેવી શોભી રહેતી. એક વખત દામોદર એવે વખતે ત્યાં જઈ ચડ્યો હતો— પણ કલ્પનાસૃષ્ટિના એ છલોછલ ભરેલા અમૃતે એનો વ્યવહાર થોડો વખત એવો તો ફેરવી નાખ્યો હતો કે, ત્યાર પછી ભૂલેચૂકે પણ એ તરફ એ કોઈ દિવસ ગયો ન હતો. ગુપ્તયુગી ગૌરવની ભસ્માંકની વાતો પાસે એને પાટણની લઘુતા દિવસો સુધી જાણે નજર પાસેથી ખસે નહિ એવી પ્રત્યક્ષ થઈ ગઈ હતી; અને એના અંતરને વલોવી રહી હતી.

આજે જ્યારે દામોદર ભસ્માંકદેવને ત્યાં પહોંચ્યો ત્યારે એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

રાણી ઉદયમતીના બે સ્ત્રી સૈનિકોને તેણે આગલા ભાગમાં ઊભેલાં જોયાં. સાંગોપાંગ સંગેમરમરની પ્રતિમા જેવા બન્ને ઊભાં હતાં. દીપકના પ્રકાશમાં તેમનાં આયુધ ચળકી રહ્યાં હતાં.

દેખીતી રીતે રાણી આંહીં હતાં—દામોદર અંદર જવું કે ન જવું એ વિચાર તરંગમાં પડ્યો.

થોડી વાર પછી એ પણ વિચાર કરતો અંદર ગયો.

અંદરના એકબે ખંડ વટાવી તે પાછળના ભાગમાં ગયો તો ત્યાં તેણે એક વિશાળ ધવલ ચાંદનીચોક જોયો. એ ચોકને છેક સામે છેડે આવેલા ખંડમાં દીપક જલી

રહ્યા હતા.

ચોકની ચારે બાજુએ પણ સોનેરી દીવીઓમાં સુગંધી તેલના દીપકો જલી રહ્યા હતા. ચોકમાં જ વચ્ચે એક નાનું નાજુક સુંદર જલાશય હતું. અને તેમાં પોયણીનું એક ફૂલ—જાણે અર્થવાહી દૃષ્ટિથી આવનારને નિહાળતું હોય તેમ ખીલી રહ્યું હતું. તેમાં વચ્ચે થઈને જતો નાનો ફરસબંધી જડેલો માર્ગ હતો. રસ્તા ઉપર બન્ને બાજુએ દાસીઓ હાથ જોડીને ઊભી હતી. દીપકના તેજથી એમનાં વસ્ત્રો શોભી ઊઠ્યાં હતાં, અને ચહેરાઓ પ્રકાશી રહ્યા હતા.

એક તરફ શસ્ત્રધારી સેવકો સામેના દ્વાર તરફ જવાનો માર્ગ સાચવીને ઊભા રહી ગયા હતા. દામોદરને જોતાં તેઓ નમીને એક બાજુ ખસી ગયા. દામોદર સામેના ખંડ તરફ ચાલ્યો. દાસીઓએ માથાં નમાવીને પ્રણામ કર્યા. દામોદર આગળ વધ્યો. ખંડ પાસે આવીને તે બહાર થોભી ગયો. ખંડની અંદરનાં સોનેરીરૂપેરી આસનમાં જડેલાં રત્નો ઉપર દીવાઓનો પ્રકાશ પડવાથી આખો ખંડ અનેક રંગી પ્રકાશમાં નાહી રહ્યો હતો. દામોદરે ત્યાં સ્વસ્થતાથી એક બાજુ ઉપર ઊભેલા ત્રિપુંડ્રધારી ભસ્માંકદેવને જોયો. ખંડના અંદરના મુખ્યદ્વારમાં જ કાંઈક ઉગ્ર જેવી જણાતી રાણી ઉદયમતી હમણાં જ આવીને ઊભી રહેલી લાગી. તેની બરાબર સામે—દીપકના પ્રકાશમાં નાહી રહેલી, અદ્ભુત સ્વપ્નની જાણે કોઈ મનોરમ પ્રતિમા હોય, કવિકુલગુરુ કાલિદાસની સજીવન થયેલી એકાદ નાયિકા હોય, ગુપ્તયુગી શિલ્પીની જાણે ભૂલી પડેલી રસમૂર્તિ હોય, એવી ચૌલાદેવી ઊભી હતી: સુંદર, ઉત્તુંગ અને આકર્ષક: તેનો દેહ

અત્યારે એની સંપૂર્ણ ઊંચાઈ ધારણ કરી રહ્યો હતો. એકી સાથે તે અત્યંત તેજસ્વી અને એકદમ વિનમ્ર જણાતી હતી. એક તરફ રત્નમાંથી પરાવર્તન પામી, એની ભ્રકુટી ઉપર પડતું દીવાનું તેજ એની નાસિકાના અગ્રભાગને એવો ઓપ આપી રહ્યું હતું કે જાણે આકાશીચાંદનીની રજ વેરીને કોઈએ એની મુખમુદ્રાને છાઈ દીધી હોય !

દામોદર આ દેખાવ જોઈને ગુપચુપ બોલ્યા વિના ઊભો રહી ગયો. આ દેખાવથી આશ્ચર્ય પામ્યો હોય તેમ ભરમાંક પણ શાંત ઊભો હતો. દાસજનો વિનમ્રતાથી એક તરફ ઊભા રહી ગયા હતા.

રાણી અને ચૌલા ત્યાં સામસામાં ઊભીને એક ઘડી-ભર એકબીજા તરફ જોઈ રહ્યાં.

થોડી વારે રાણીના શબ્દો સંભળાયા: ' હું તમને—તમને જ શોધી રહી હતી. તમારું જ નામ ચૌલા—? '

એક પણ શબ્દ બોલ્યા વિના ચૌલાએ માથું નીચે નમાવ્યું. પોતાનો હાથ છાતી ઉપર મૂક્યો. અત્યંત શાંત વિનમ્રતાથી હા કહેવાની એની આ રીત દામોદર જોઈ રહ્યો.

' મારે તમારું જ કામ હતું . . . '

ચૌલાએ ઊંચે જોયું. આંખમાં અગાધ પ્રેમનું નીર ભર્યું હોય તેવી તેની આંખો શોભી ઊઠી.

' વિમલ મંત્રીશ્વરે તમને સંદેશો તો કહાવ્યો હશે—પણ મેં કહ્યું હું પણ તમને કહેવરાવી દઉં—એટલે પછી શંકા ન રહે—'

ચૌલા સાંભળી રહી. દામોદર એકકાન થઈ ગયો. ભરમાંકદેવ ગૌરવથી રાણી તરફ જોઈ રહ્યો.

'—એમ કે તમારે પાટણ તજી દેવું. એમાં તમારું, મહારાજનું ને પ્રજાનું સૌનું કલ્યાણ છે. વિમલમંત્રીએ તમને એ કહેવરાવ્યું પણ છે—'

અત્યાર સુધી શાંત ને વિનમ્ર લાગતી ચૌલાદેવી કાંઈક અધીરતાથી બોલી: 'મારે પાટણ તજી દેવું—પાટણ છોડી દેવું—એમ ?'

'હા.'

'એવું કોણ કહેવરાવે છે ?'

'હું.'

'હું એટલે—'

'હું એટલે ?—હું પાટણની મહારાણી, ચૌલા !'

ચૌલાદેવીનો દેહ જરાક વધારે ઊંચો થયો. એનો શાંત ચહેરો પણ તેજસ્વી બની ગયો. તે ઘણી જ વિનમ્રતાથી પણ અત્યંત દૃઢ નિશ્ચયી અવાજથી બોલી: 'મહારાણી બા, હું પાટણને તજી શકું નહિ. પાટણને તજવું એ મારા હાથની વાત પણ નથી—અને માત્ર તમારા કે કોઈના કહેવાથી તો હું પાટણ છોડતી હોઉં તોપણ ન છોડું—'

'અને મંત્રીશ્વર વિમલ—વિમલ મંત્રીશ્વરે કહેવરાવ્યું છે તેનું શું ?'

પોતાની રૂપાળી, નમણી ડોક જરાક પાછળ લઈ સ્પષ્ટ, મધુર, પણ યાદ રહી જાય એવા અવાજે ચૌલાદેવી બોલી: 'વિમલ મંત્રીશ્વરે કહેવરાવ્યું છે—તોપણ નહિ. એવું કહેવરાવનાર વિમલમંત્રી છે કોણ ?'

રાણીનો મિજાજ હવે હાથથી જતો લાગ્યો. ચૌલાદેવી

શાંત સ્મિત કરીને તેની તરફ જોઈ રહી હતી.

'ત્યારે તું પાટણની ધણીરણી છો એમ? તું પાટણ નહિ તજે—તો હું તજી દઈશ!'

'મેં તમને તજવાનું કહ્યું નથી!'

પોતે જાણે પાટણની રાણી હોય એવા ગૌરવથી બોલાયેલા આ વાક્યે રાણીને વધારે અધીરી કરી મૂકી.

'હવે તું તો મને કોણ કહેવાવાળી છો? પણ મહારાજ પોતે તને કહેવરાવે ને કાલે તારે પાટણ તજવું પડે એમ થાય છે કે નહિ—તે તું જોજે!'

'મહારાજ પોતે કહેવરાવે તોપણ હું પાટણ ન તજું—હું તો પાટણની છું. પાટણ મારું છે. ને પાટણની જ હું રહેવાની છું!'

'એમ? મહારાજ કહેવરાવે તોપણ નહિ?'

'ના; તોપણ નહિ—' પોતાનું નાનું સુંદર માથું હલાવતાં ચૌલાએ કહ્યું.

રાણી કાંઈ આગળ બોલે તે પહેલાં વાતને આગળ વધતી અટકાવવા દામોદર પોતે જ એક બાજુથી સરી આગળ આવ્યો. તેણે હાથ જોડીને રાણીને નમસ્કાર કર્યા. રાણીએ રોષમાં ને રોષમાં તેના તરફ દૃષ્ટિ પણ કરી નહિ. આ માણસે જ આજે એની યોજના ઊંધી વાળી નહોતી? અને આ માણસ જ ગાથા પૂર્તિના બહાના નીચે આવી વારાંગનાઓને આગળ વધારી રહ્યો નહોતો? દામોદરે પણ પોતાની હાજરી પુરાવી વધુ કાંઈ ન બોલવામાં ડહાપણ ગણ્યું. એટલામાં રાણીએ ફરીને ચૌલાને એ જ પ્રશ્ન કર્યો:

'તું મહારાજને પણ નથી ગણતી, એમ? મહારાજ

કહે તોપણ તું પાટણ ન તજે એમ ?'

'ના; મહારાજ કહે તોપણ નહિ,' ચૌલાદેવીએ જવાબ વાળ્યો. નિશ્ચયી એટલો જ; પણ મધુરતામાં એક અંશ વધારે.

'ત્યારે હવે હું તને પૂછું છું કે તું પાટણ શી રીતે અને ક્યારે તજે ? મારે તને પાટણ તજાવવું છે એ ચોક્કસ.'

ચૌલાદેવીએ પોતાના દેહની મધુરતામાં અવાજની મધુરતા જાણે ઉમેરી હોય તેમ લાગ્યું. એ અવાજમાં લેશ પણ ઉતાવળ, વ્યગ્રતા કે રોષ નહોતાં. સોનેરી ઘૂઘરીઓ વાગતી હોય તેવો, મનુષ્યને જાગ્રત સ્વપ્નમાંથી જગાડનારો, મિઠ્ઠો, સુંદર, ભાવવાહી અવાજ સંભળાયો:

'મહારાણી બા ! હું તો પાટણ ત્યારે જ તજું જ્યારે મહારાજ ભીમદેવ સોમનાથની પુનઃસ્થાપના કરે. ભગવાન પિનાકપાણિ સિવાય બીજે મારું સ્થાન ક્યાં હોય ?'

'બસ, એટલું જ ના ?' સોમનાથની સ્થાપના તો મહારાજ કરવાના જ છે. સોમનાથની સ્થાપના તો મહારાજ આવતી કાલે કરે—'

'એ સોમનાથ નહિ; મહારાણી બા ! જે સોમનાથ હું માગું છું !'

'તું માગે છે એટલે ? તારા સોમનાથ વળી કાંઈ જુદા છે ?'

રાણી તો કોઈ રીતે સામ, દામ, ભેદ, દંડથી આ સ્ત્રીને પાટણમાંથી બહાર કાઢવા માગતી હતી. એને આ સ્ત્રીની હાજરી પોતા માટે ને પાટણ માટે ને ભવિષ્યના રાજ્યાધિકાર માટે આફતરૂપ લાગતી હતી. એટલે તેણે શબ્દાર્થ સિવાય વધુ સમજવાની શક્તિ ગુમાવી હતી.

દામોદર ચૌલાદેવીના શબ્દો સાંભળી રહ્યો, અને સાંભળીને એ સ્થિર થઈ ગયો: શબ્દોમાં શબ્દો કરતાં કાંઈક વિશેષ એ જોઈ રહ્યો હતો. એટલામાં પોતાનું માથું કાંઈક પાછળ ઢાળી, આંખો મીંચી, કોઈ મહાસ્વપ્ન જોતી હોય તેમ ચૌલા ધીમે પણ સ્પષ્ટ અવાજે બોલી : 'હું તો પાટણ ત્યારે તજું, મહારાણી બા! જ્યારે મારા સોમનાથ મને પાછા મળે.' એનો એક હાથ સહજ જ સહેજ ઊંચો થયો. તે આંખો મીંચી રાખીને જ બોલી રહી: 'જ્યારે મહારાજ ભીમદેવના ગજેન્દ્રો સિંધુના નીરમાં સ્નાન કરે, માલવનરેન્દ્રના મહાન શિલ્પી મંથરની કૃતિઓને પાણી ભરાવે એવી કૃતિઓ આંહીં ફરી જન્મે, જ્યારે ચેદીરાજનું ગૌરવ ખંડિત બને, જ્યારે અર્બુદપતિ ગુજરાતનો પૂર્વ દિક્પાલ બની રહે, જ્યારે રણભીમ ભીમદેવ મહારાજ ભારતવર્ષમાં એક અને અજેય બનીને સોમનાથની પુનઃપ્રતિષ્ઠા સ્થાપે—અને—'

એને એમ ને એમ બોલતી રહેવા દઈ અધીર રાણી ઉદયમતી જવા તૈયાર થઈ ગઈ: 'એટલે કે ક્યારેય નહિ—તું પાટણ નહિ તજે તો તારે તજવું પડશે—' એમ બોલતી એ ઉતાવળે ચાલી નીકળી. દામોદરે તેને હાથ જોડી નમસ્કાર કર્યા, પણ તેને કાંઈ જ પ્રત્યુત્તર આપ્યા વિના તે ચાલી ગઈ.

ચૌલાદેવી તો હજી બોલી રહી હતી: '—ત્યારે હું સોમનાથની નર્તિકા પાછી સોમનાથ પાછી ફરું. સોમનાથના સમુદ્રતરંગોએ મને જન્માવી છે. સોમનાથના સમુદ્રતરંગો જ મને પાછી સંઘરશે!'

ચૌલાએ આંખ ઉઘાડી. સામે કોઈ હતું નહિ. ચતુર,

વ્યવહારુ, કાર્યદક્ષ, નિપુણ સાંધિવિગ્રહિક દામોદરને પણ આ સ્ત્રીની ભાવનાનો સ્પર્શ લાગ્યો હોય તેમ એક ઘડીભર એ ત્યાં સ્થિર ઊભો રહી ગયો: ને તેની સામે જોઈજ રહ્યો. પછી સ્વપ્નમાંથી જાગ્યો હોય, તેમ 'કાં દેવ !' એમ કહેતો, તે ભસ્માંકદેવ પાસે ગયો.

કેટલાક મનુષ્યો એટલા ઉન્નત હોય છે કે એમને સમજવા માટે એટલું ઉન્નત થવું પડે છે. ભસ્માંકદેવ ચૌલાના શબ્દો સાંભળી રહ્યો હતો. દામોદરને આવેલો જોઈ બોલ્યા વિના જ તેણે દામોદરના ખભા ઉપર હાથ મૂક્યો ને તેની સામે જોઈ રહ્યો.

'તમે આ સાંભળ્યું, દામોદર ! એ સ્વપ્નભાવના ફળે ખરી ?'

દામોદરે મોઠાશથી જવાબ વાળ્યો: 'સ્વપ્નો પૃથ્વી ઉપર હોય છે ત્યારે ફળે છે: પણ આકાશમાં હોય છે ત્યારે સુંદર લાગે છે—એટલું જ—'

ચૌલાદેવી મહારાણીને ગયેલાં જોઈ આશ્ચર્યથી પાછી ફરી રહી હતી, તેણે દામોદરનું વાક્ય સાંભળ્યું, ને પ્રત્યુત્તર વાળ્યો: 'અને ફળે છે તો જ, જો એ સ્વપ્નોને દોરનાર નરોત્તમો હોય છે—!'

દામોદર કાંઈ બોલ્યો નહિ: તે ચૌલાના શબ્દો ઉપર વિચાર કરી રહ્યો હતો. એક તરફ પાટણમાં ચૌલાને લીધે કલહની ભૂમિકા તૈયાર થતી હતી, તો બીજી બાજુ એ પ્રેરણાદાયી પણ ઓછી નહોતી. એ વિચાર કરી રહ્યો.

## ૪. ચૌહાણરાજનો સંદેશો

**રાત્રિની** એક ખૂબી છે કે એ પોતાના પેટાળમાં અસંખ્ય વાતોને સમાવી દઈ શકે છે. તે દિવસે દુર્લભ-સરોવરને કિનારે એકાકી ફરી રહેલા મહારાજ ભીમદેવ ક્યારે પાછા ફર્યા તે રાત્રિના અંધકાર સિવાય બીજા કોઈને ખબર ન પડી; તો અધીર ને ઉતાવળાં મહારાણી, દુર્લભસરોવર ઉપર જવાને બદલે, પોતાની પ્રતિસ્પર્ધી જેવી ચૌલા ભરમાંક-દેવને ત્યાં છે એ ખબર ઉપરથી ત્યાં ગયાં, ને ત્યાંથી ક્યારે રાણીવાસમાં પાછાં ફર્યાં એ ખબર પણ રાત્રિનો અંધકાર જ ગળી ગયો. અંધકારભરેલી રાત્રિએ રાણીને જરાક શાંતિ આપીઃ અને એમાં વિચાર કરતાં એને લાગ્યું કે એણે જેટલું જાણવાનું હતું એટલું જાણી લીધું છે. એટલે હવે ઉતાવળ ને અધીરતા નહિ પણ મિટ્ઠી કુનેહભરેલી રીતથી જ પોતાને જે સિદ્ધ કરવાનું છે તે સિદ્ધ થઈ શકશે. તેણે રાહ જોવાનો માર્ગ ગ્રહણ કર્યો. આ બાજુ દામોદરે એવી આશા રાખી હતી કે મહારાજ બીજે દિવસે એને બોલાવીને દુર્લભસરોવર ઉપર પોતાને જે નાહક ચોકી ભરવી પડી તેનો જવાબ માગશે. પણ બન્યું એથી ઊલટું જ. બીજે દિવસે વહેલી

સવારે નાહીધોઈ દામોદર પોતાના નિત્યકર્મથી પરવારી પોતાના વાડામાં ભગવાન શંકરનાં દર્શન કરીને આવતો હતો ત્યાં તેણે મહારાજના પરિચારકને ત્વરાથી આવતો જોયો.

'આપને મહારાજ ત્વરાથી બોલાવે છે—'રાજપરિચારકે પ્રણામ કરીને કહ્યું.

'મહારાજ આજે આખી રાત ક્યાં હતા?' દામોદરે સામે પ્રશ્ન કર્યો.

'એ તો ભગવાન જાણે, પણ અત્યારમાં તો ચૌહાણરાજનો સંદેશવાહક આવી પહોંચ્યો છે—'

'કોણ સામંત છે?'

'એ તો કોણ જાણે—પણ નડુલના ચૌહાણરાજ પાસેથી આવ્યો છે. રાતે નદી ઉપર જ ઠરવું પડયું એટલે ખિજાઈ ગયો હતો. કોઇએ શહેરમાં પેસવા દીધો નહિ—'

દામોદર કપડાં પહેરી રાજદરબારમાં જવા નીકળ્યો. જતાં જતાં જ એણે દેવરાજને આવતો દીઠો. નડુલના ચૌહાણરાજનો સંદેશો છે એટલે કાંઈક પણ નવાજૂની ચોક્કસ હશે, એમ ધારીને તેણે દેવરાજને પાસે બોલાવ્યો ને તેના કાનમાં કહ્યું: 'કેમ છે? કાંઈ કાલ રાતના સમાચાર છે?'

દેવરાજે ચારે તરફ જોયું. પછી ધીમેથી દામોદરના કાનમાં કહ્યું: 'બીજા તો કાંઈ નથી, પણ આ સંદેશવાહક આવ્યો છે તેની પહેલાં નડુલનો એક ગુપ્તચર પણ આ બાજુ આવી ગયો છે.'

'એ કેમ આવ્યો લાગે છે?'

'નડુલ સાથેના સંબંધ અંગે હોય; એક જૈન સાધુને અને મહારાણી દુર્લભદેવીને વારંવાર મળે છે.'

'તેં એને ક્યાં જોયો ?'

'મદ્યબજારમાં ઊંચા હાટ ઉપર બેસીને મદ્ય વેચે છે. બે ટકા ઓછો ભાવ લે છે—ને ઘરાકી ત્યાં જામે છે.'

'ક્યારે આવ્યો છે ?'

'આઠેક દિવસ થયાં લાગે છે.'

'ઠીક જા—એ માણસની પ્રવૃત્તિ ઉપર અને પેલા જૈન સાધુ—શું એનું નામ ?'

'દ્રોણાચાર્ય.'

'એની પ્રવૃત્તિ ઉપર બરાબર નજર રાખતો રહેજે.'

દામોદર દેવરાજને છોડીને દરબારગઢ તરફ ગયો.

દરબારમાં તે ગયો. પણ મહારાજ ભીમદેવ આવ્યા નહોતા. તેમણે દામોદરને જ કહેવરાવ્યું હતું કે નડુલના સંદેશવાહકને મળીને વાત કરી પછી સમાચાર આપી જવા. ઝરિયાન ભરેલું તેમનું વિશાળ આસન ખાલી પડ્યું હતું, ને પ્રતિહાર ચામર લઈ ત્યાં નિરાંતે ઊભો સૌને આવતા જોઈ રહ્યો હતો. નડુલથી આવેલો સંદેશવાહક સાધારણ કોટીનો સરદાર હતો એટલે દરબારને ખાસ અગત્ય આપવામાં આવી નહોતી.

થોડી વાર પછી રાજપુરોહિત સોમશર્મા આવ્યા. મંત્રી જાહિલ આવ્યો. સાંધિવિગ્રહિક ચંડશર્મા પણ આવીને એક તરફ બેઠા.

મંત્રીશ્વર વિમલને બદલે તેનો માણસ આવ્યો હતો. તેણે દામોદરને કાંઈક કાનમાં કહ્યું, અને દામોદર એ સાંભળીને રાજસિંહાસન પાસે પડેલી એક ગાદી ઉપર નિરાંતે બેઠો.

'મહારાજ નથી આવવાના ?' રાજપુરોહિતે પૂછ્યું.

'જેટલી તમને જાણ એટલી અમને—' દામોદરે કહ્યું. 'પણ મંત્રીશ્વર તો નથી આવવાના.'

'કેમ વારુ?'

'કાંઈ કામ હશે—'

'આ કોણ આવ્યો છે?' ચંડશર્માએ પૂછ્યું. 'છે પાછું કાંઈ નડુલરાજને લડાઈનું મન કે શું?'

'લડાઈ તો શું—પણ જોને આ આવ્યો—છે એના દેખાવમાં ઠેકાણું?'

સામેથી મધ્યમકદનો, સાધારણ દેખાવનો, પ્રૌઢ વયનો એક રજપૂત આવી રહ્યો હતો. તેણે ડોકમાં મોતીનો કંઠો પહેર્યો હતો ને કેડે સુવર્ણજડિત તલવાર લટકાવી હતી. તેની પાછળ એક બીજો માણસ પણ આવતો હતો. દામોદર ઊઠીને બે ડગલાં આગળ ગયો.

'પધારો, પધારો, સામંતરાજ! બહુ વર્ષે મળ્યા—'

પેલાએ ત્વરાથી ચારે તરફ નજર ફેરવી: 'મંત્રીરાજ નથી આવ્યા?'

'કોણ?'

'મંત્રીશ્વર!'

'હં હં'—પાટણનો મંત્રીશ્વર એને મળવા ન આવે એટલું પણ આને ભાન નથી! એની ઉપેક્ષા કરતો હોય તેમ દામોદર બોલ્યો: 'એમને તો જરા ધંધુકરાજનો માણસ આવ્યો છે ના—એટલે રોકાઈ જવું પડ્યું. ત્રણ દિવસ થયાં મળવા માટે વિજ્ઞપ્તિ કરી રહ્યો હતો.'

સામંતે શંકાથી સાંભળ્યું ખરું, પણ તે સાચું માન્યું નહિ. ખરી રીતે એ સંદેશો લઈને આવ્યો હતો કે મહા-

રાજ અમને મદદ કરે તો અમે માલવરાજ સામે ઝઝૂમીએ. પણ અત્યારે ભીમદેવ મહારાજ કોઈને જવાબ આપે તેમ ન હતા. એટલે રાજા અને મંત્રી બન્ને દરબારમાં હાજર નથી, એ જોઈને સામંતને આંતરિક કલહના જે ઊડતા સમાચાર મળેલા તે સાચા માનવાનું કારણ જડયું. તેણે વધુ વાત જાણવા પ્રયત્ન કર્યો.

'મહારાજ તો કહે છે, હમણાં બહુ જ ઉદાસ રહે છે—'

'હોય—રાજચિંતા તો રહ્યાં જ કરે ના ?'

દામોદરે ગાદી ઉપર જગ્યા લીધી. તેની પાસે સામંત બેઠો.

'કેમ શું ચાલે છે તમારે ત્યાં ? હમણાં—'

'એક નવું મંદિર મહારાજ બંધાવે છે !'

'એમ કે ?'

'મંત્રીશ્વર નથી, મહારાજ નથી, મારે વાત કરવાની હતી—તો હવે ક્યારે મળે ? મારે સાંજે તો પાછું નીકળવું જોઈએ—'

'કેમ એવી શી ઉતાવળ છે ? આટલાં વર્ષે આવ્યા તો બે દિવસ રહીને જાઓ ! આંહીં સાગરસમું સરોવર છે—બધું જુઓ તો ખરા.'

'પણ અમારે માલવરાજનું સાગરસમું સૈન્ય ખાળવું છે તેનું શું ? તમે તો સાંભળ્યું જ હશે—'

'હા, મંત્રીશ્વરે મહારાજને વાત તો કરી હતી—' દામોદરે પાટણની એકતા બતાવવા માટે કહ્યું—'કે નડુલ-રાજના મનમાં માલવસેનાપતિનો સૈન્યસંચાર શંકા ઉત્પન્ન કરે છે—'

'ત્યારે તો તમને ખબર જ છે. પણ મહારાજનો જવાબ ક્યારે મળે ?'

'શાનો ?'

'અમને મહારાજ મદદ મોકલે કે નહિ ? જુઓ, આ કાંઈ અમારો એકનો સવાલ નથી. આજ અમારો વારો છે. કાલે તમારો આવશે.'

દામોદરે ચંડશર્મા સામે જોયું. તે નડુલની રજેરજ હકીકતનો જાણકાર હતો. ચંડશર્મા બોલ્યો: 'અમારું નામ તો માલવરાજ લેશે ત્યારની વાત ત્યારે. મહારાજ ભીમદેવની સમશેરે ક્યાં યવનોને પણ મૂકયા છે ?'

'હાં—એ તો સોમનાથે જાણ્યું !' સામંત બોલ્યો. એમાં પ્રશંસા હતી કે ઉપાલંભ તે કળવું મુશ્કેલ હતું.

દામોદરે જવાબ વાળ્યો: 'સોમનાથે તો અરધું જ જાણ્યું—આખું તો જાણ્યું સિંધુપતિએ !'

'સિંધુપતિએ ? કેમ એનું શું છે ?'

'શંકર ! શંકર ! તમને કાંઈ ખબર જ નથી કે શું ?'

'કેમ શું છે ?'

ચંડશર્મા દામોદરનો ભેદ કળી શક્યો નહિ.

'શું તે આ—મહારાજે, સિંધુપતિ હમ્મુકને કહેવરાવ્યું છે—'

'કે ?'

'કે શું ? અમારી પાટણની એ દિશાનો એ દિક્‌પાળ: આ બાજુ અર્બુદેશ્વર—ને આ બાજુ તમે—'

સામંત દામોદરનો ઘા ખાઈ ગયો. નડુલના ચૌહાણરાજ અણહિલ્લ પાટણની સર્વોપરિ સત્તાનો ક્યારનો ઇન્કાર

કર્યો હતો. પોતાના મામાનો દીકરો ભાઈ—એટલે મહારાજ એ અપમાન હમણાં ગળી ગયા હતા—પણ આજે દામોદરે તક જોઈ ગરજ પારખી એ વાત ફરી કરી નાખી.

'અમે ના? હા, ભાઈ, અમે તો તમારા છીએ એ કાંઈ આળસવાના છીએ? ડાંગે માર્યાં કાંઈ પાણી છૂટાં થાય? પણ આજે ખરે ટાણે મહારાજે મોં મરડયું છે!'

'મોં મરડયું છે? શિવ! શિવ! કરોને! મહારાજ તો પડ્યા છે સિંધુપતિની તૈયારીમાં. ત્યાં એક દિક્પાળ સ્થાપવો પડશે ના?'

'સિંધુપતિ તો દૂર રહ્યો. પણ આંહીં અર્બુદપતિ ધંધુકરાજનું શું?'

'કેમ એનું શું છે?'

'નહિતર તો, જાણે સાવ અજાણ્યા!'

'અમારી જાણમાં તો કાંઈ નથી.'

'તો હું જણાવું ત્યારે—તમારે ત્યાં આટલી જ જાણ હોય તો અમારા તો લાભમાં જ છે ના? કેમ બોલ્યા નહિ શર્માજી! તમે?'

દામોદર એની દ્વિઅર્થી વાણીથી ચોંકી ઊઠ્યો. એના મનમાં દેવરાજે આપેલા સમાચાર આવ્યા. એને લાગ્યું કે પાટણમાં આ લોકો જાળ પાથરતા લાગે છે. એટલા માટે તો આ મદદ માગવાનો ઢોંગ નહિ કરતા હોય? તે મોટેથી બોલ્યો: 'શું છે ધંધુકરાજનું?'

'આ એરનો. માલવરાજે આશ્રય પણ આપ્યો છે ને ઉશ્કેર્યાં પણ છે—'

'હાં હાં, બરાબર, તમારી જાણમાં તો એ હોય—પાસે રહ્યા એટલે—હમણાં તો માલવરાજ મેદપાટ [મેવાડ]માં છે ના ?'

'હા, અને ધંધુકરાજ પણ ત્યાં જ છે.'

'એમ ?'

'હા.'

'ને કૃષ્ણરાજ તો બાલપ્રસાદ પાસે આવ્યા હશે !'

સામંત અરધો બેઠા જેવો થઈ ગયો. કૃષ્ણદેવ અર્બુદપતિ ધંધુકરાજનો પુત્ર હતો. નડુલના અણહિલ્લરાજના પુત્ર બાલપ્રસાદ સાથે તેને મૈત્રી હતી, એટલે તે ત્યાં આવ્યો હતો—પણ એ વાતની ખબર પવનને પણ નથી પડી એમ એ બન્ને માનતા હતા, ને સૌ માનતા હતા. અર્બુદપતિ ધંધુકરાજ ભોજરાજાને આશ્રયે જઈ પાટણની સત્તાને અવમાની રહ્યો હતો. એનો પુત્ર કૃષ્ણરાજ નડુલના યુવરાજ સાથે રહી પાટણ વિરુદ્ધની ત્રિપુટી રચી રહ્યો હતો. સામંત માનતો હતો કે આ બીજી વાતની તો પવનને પણ ખબર નથી એટલે દામોદરે એ વાત કરીને એને અસ્વસ્થ કરી મૂક્યો. અર્બુદાચલની રાજધાનીમાં રાજા કે યુવરાજ કોઈ જ હાજર નથી એ વાતની પાટણમાં ખબર છે, એ સમાચારે તો એનો પોતાનો કામનો ઉત્સાહ પણ હરી લીધો. દામોદર તે કળી ગયો. ચંડશર્મા વિજયી નજરથી સામંત સામે જોઈ રહ્યો. પાટણની મહત્તાના આ સમાચારે શત્રુ ગાંજી ઊઠ્યો છે એ જોઈ દામોદરે એ જ વાત આગળ ચલાવી:

'તમને મદદ કરવી એ તો જાણે મહારાજનો ધર્મ

છે—પણ માલવરાજને ઉશ્કેરવાનું અમારે કારણ નથી—'

'ને આ ધંધુકરાજને એણે આશ્રય આપ્યો છે તેનું શું ? આ તક તો તમારે ઝડપવી જોઈએ—' સામંતે જવાબ વાળ્યો.

'ધંધુકરાજ—એ બિચારો તો આવતી કાલે શરણે આવશે—પણ અમારે તો સિંધુપતિને દિક્પાલ કરી—ત્રણે દિશા જાળવી લેવાની છે—'

દામોદરે ધંધુકરાજની વાતને જાણે કાંઈ ન હોય તેમ ઉપેક્ષાથી કાઢી નાખીને પાટણને પોતાની સત્તાનો એટલો જ ગર્વ હજી છે એ વગરકહ્યે સમજાઈ જાય એવું કર્યું. પેલા સમાચારથી ઢીલો પડેલો સામંત હવે કાંઈક વધારે ઢીલો થયો: 'અમે મહારાજના સંબંધી છીએ એ વાત કાંઈ ફરી કહેવાની ન હોય !'

'અરે, એ તે કાંઈ ફરી કહેવાની વાત છે ? અમારું સૈન્ય સિંધુપતિને ડારવા ચડશે—ત્યારે લો, તમારું કામ પણ થઈ જશે—ને કહેજો મહારાજ અણહિલરાજને, કે એમના અશ્વો પણ સિંધુનાં પાણી નીરખે એવી મહારાજ ભીમદેવની ઇચ્છા ખરી—આજ તો હવે રોકાવું છે ના ? મંત્રીશ્વરને સાંજે નહિ મળો ?'

'હા, આજ તો રોકાઈશ ત્યારે—' સામંતે જવાબ વાળ્યો—પણ એમાં કોઈ પ્રકારનો ઉત્સાહ નહોતો.

દામોદર બેઠો થઈ ગયો, ને યંત્રવત્ સૌ બેઠા થયા. નડુલપતિ અણહિલ્લરાજને મહારાજે પોતાનો સામંત ગણી ભોજરાજ સામે આશ્રય આપ્યો હોય—ને પછી સિંધુપતિ પ્રત્યેની ચઢાઈમાં સાથે આવવાની તૈયારી કરવાની સૂચના

આપી દીધી હોય—એવો સ્પષ્ટ ભાવાર્થ દામોદરના છેલ્લા વાક્યમાં હતો. સામંતને એ ખૂંચ્યો, પણ એ આંહીં સંદેશો આપવા આવ્યો તે મહારાજે સાંભળ્યો નહોતો. મંત્રીશ્વર તો મળ્યા જ નહોતા. અને દામોદરે એ સાંભળીને એવી રીતે વાત કરી હતી કે, અણહિલરાજ પાટણનો સામંત જ હોય—અને પાટણના સૈન્યને હંફાવી સ્વતંત્ર થવા કરેલો અણહિલ્લરાજનો પ્રયત્ન એ તો કોઈ મામુલી ચીજ હોય !

એ ગુસ્સે તો બહુ જ થઈ ગયો હતો. પણ અત્યારે એને ન બોલવાનું કારણ હતું. તેણે પોતે સાંજ પહેલાં મંત્રીશ્વરને મળી લેવાનો નિશ્ચય કરી દામોદરની વાતને એમ ને એમ રહેવા દીધી.

તે દરબારગઢમાંથી બહાર નીકળ્યો. પણ તેના પગલામાં હારેલા યોદ્ધાની સ્પષ્ટ છાપ પડી ગઈ હતી.

દામોદરને આ બધામાં એક જ વાત મહત્ત્વની લાગી હતી. ધંધુકરાજને ભોજરાજે આશ્રય આપ્યો હતો—અને તેનો પ્રબળ સેનાપતિ નહુલરાજને ડારી રહ્યો હતો. —પણ તેની સંપૂર્ણ માહિતી મેળવી લેવા કોઈકે માળવા જવું જોઈએ. એણે એક પછી એક નામ યાદ કર્યાં. સિંહનાદ ? ના, એનું એ કામ નહિ. દેવરાજ ? એનો તો આંહીં હમણાં ખપ છે. આયુષ ? એ બિચારો ત્યાં માલવાની વારાંગનાઓમાં જ ગૂંચવાઈ જાય. કોઈ વિદ્વાન ને પ્રતિભાસંપન્ન—કોણ ? ભસ્માંકદેવ ? એ જાય ? એને વિજ્ઞપ્તિ કરવાનું એને મન થઈ આવ્યું. માલવરાજની સભામાં એ શોભશે. આજ રાતે જ ભસ્માંકદેવને મળવાનો એણે નિશ્ચય કર્યો.

## ૫. મહારાજની અપરમા

**ભસ્માંકદેવને** ત્યાં જવા માટે રાત્રે દામોદર એકલો પગપાળો ચાલ્યો જતો હતો ત્યાં એક અતિથિગૃહ પાસેથી પસાર થતાં તેણે કોઈ બે માણસને ઊભેલાં જોયાં. એ બન્નેની એના ઉપર નજર નહિ પડી હોય કારણ કે, દામોદર અંધારામાં આવી જઈ, ભીંત સરસો લપાઈ એક ઝાડની પાછળ ગયો ત્યાં સુધી તેમણે એને જોયો નહિ. દામોદર એક ઝાડના થડની પાછળ આવી ગયો. તેણે ઝાડ ઉપર ચડવામાં વધારે સલામતી જોઈ—પણ ખખડાટ થાય ને વાત બંધ થઈ જાય—એટલે એ હતો તેમ જ શાંતિથી ઊભો રહ્યો.

એમાંથી એકનો અવાજ તો તેણે ઓળખ્યો. સવારે આવ્યો હતો તે નડૂલનો સામંત.

બીજો માણસ—દેવરાજ કહેતો હતો તે મદ્યનો વેપારી લાગ્યો.

'આંહીં આવવાનું કહ્યું છે ?'

'ચોક્કસ—આવતાં જ હશે !'

'પણ નહિ આવે તો ?'

'આ આવ્યા—!'

એટલામાં પાસેથી એક પ્રૌઢ વયનો જૈન સાધુ નીકળીને આવી પહોંચ્યો. તેણે એક હાથમાં રજોહરણ ધાર્યું હતું. તેણે સાધુવેષ જ રાખ્યો હતો.

તેણે આવતાં વેંત પેલા એને પૂછ્યું: 'આવેલ છે કોઈ ?'

'ના; હજી તો કોઈ આવ્યું નથી—પણ પેલાં આવતાં લાગે છે—'

'કેમ એમ મોડું થયું ?'

તે સૌ તદ્દન અંધકારમાં પડછાયાની પેઠે શાંત ઊભાં રહ્યાં. થોડી પળ કોઈ કાંઈ બોલ્યું નહિ. દામોદરના જાણવામાં પૂરી વાત ન આવી—પણ તે સમજી ગયો કે નડુલના ચૌહાણો આંહીં પાટણમાં કાંઈક ઊથલપાથલ કરી લાભ લેવાની તૈયારીમાં પડ્યા લાગે છે. એટલામાં કોઈ બે પડછાયા આવતા જણાયા.

આવનાર બન્નેએ કાળાં વસ્ત્રો ઓઢ્યાં હતાં, અને નખશીખ દેહને એવી રીતે ઢાંક્યો હતો કે તેમને કોઈ ઓળખી શકે નહિ.

ધર્મલાભ માટે ઊંચો કરેલો જૈન મુનીશ્વરનો હાથ દામોદરના દીઠામાં આવ્યો નહિ, પણ આવનાર બન્નેએ હાથ જોડીને પ્રણામ કર્યા હોય તેમ એને લાગ્યું.

આવનાર બેમાંથી એક જણ બોલ્યું: 'આજ ન આવી શકાત—બધી વીગતો કોઈ જાણી ગયું લાગે છે—'

દામોદર સડક થઈ ગયો. મહારાજ ભીમદેવનાં અપર-માતા દુર્લભદેવીનો સાદ હતો. પણ ત્યારે એની સાથે આ

બીજું કોણ હતું ! કોઈ દાસી હશે—તેણે મનનું સમાધાન કર્યું. એટલામાં તો કોઈ દેખી ન શકે માટે સૌ એ ઘરના નીચેના ભોંયરામાં જવા લાગ્યાં.

દામોદરને ત્યાં પાછળ જવું મુશ્કેલ લાગ્યું. તે વિચાર કરી રહ્યો કે વાત અગત્યની છે ને મેળવવી જ જોઈએ, એટલામાં ભોંયરામાં ઊતરનારાએ કરેલા ચકમકના ઉજાસે, એને જમીન ઉપર હવા માટે રાખેલું એક નાનું જાળિયું બતાવી દીધું. તે ભોંય ઉપર બેસી, ચારે પગે જાનવરની પેઠે ચાલી, તે જાળિયા પાસે પહોંચી ભીંતમાં સમાઈ ગયો હોય તેવો થઈ બેસી ગયો. જાળિયામાંથી અંદર શું થાય છે તે જોઈ શકાતું ન હતું, પણ અંદરના છૂટકતૂટક અવાજ પકડી શકાતા હતા.

અંદર કાંઈ ગુસપુસ થતી હતી. છેવટે પેલા મુનિમહારાજનો કાંઈક બધાથી જુદો પડતો અવાજ સંભળાયો. દામોદર તેના શબ્દો સાંભળી રહ્યો.

'પૃથ્વી તો ચૌલાણોની છે ને ચૌહાણોની રહેવાની છે. તમે આ તક ગુમાવશો તો પછી બીજી તક તમને મળવી મુશ્કેલ છે—એક તક તો તમે ગુમાવી યાદ છે ના ?' મહારાજ દુર્લભરાજને કાંઈ સંતાન નહોતું. દુર્લભદેવીએ એ વખતે પોતાના નડુલવાળા ભત્રીજાને ગાદી સોંપી હોત તો આજે આંહીં પોતાની સત્તા સર્વોપરિ હોત. મહારાજ દુર્લભરાજનું મન એક ઘડીભર ડગ્યું—ને તેમને યવનોએ અણહિલપુર સોંપ્યું તે સંભાળવા તરફ દૃષ્ટિ કરી—પણ એટલામાં તો સિંધદેશમાંથી યવનોને રંજાડતો મહાવિજયી ભીમદેવ આવી ગયો અને તેમણે પાછો પોતાનો સાધુ સ્વાંગ ધારી લીધો.

થોડા વખત પછી તેમનું મૃત્યુ થયું. દુર્લભદેવીને આ વાત સાલી રહી હતી.

તે બોલી: 'હતું તો અમારું જ નાં ? અમે હાથે કરીને ગુમાવ્યું પછી શું થાય ?'

'એ બધો નિર્બળોનો શોક છે, આવતી કાલે ધારો તો પાટણ પાછું તમારું થાય !' જૈનમુનિ બોલ્યા.

'પણ પટ્ટણીઓ માનશે ?'

'નહિ માને તો નડુલપતિનાં શસ્ત્રો ક્યાં કમ છે ? શાકંભરી ઉપર તેણે વિજય મેળવ્યો છે. માળવાનો મુંજ તો એક વખત ભાગી ગયો હતો. આ ભોજરાજનો સેનાપતિ હવે આવે છે—આવવા દો--અને પછી તમારો વારો—નડુલમાંથી ભગવાન મહાવીરનો પ્રતાપ ભરતખંડના ચારે ખૂણામાં ફેલાશે. અત્યારે એવો વીરનર ત્યાં છે—તમે માનો તો હજી સમય છે !'

દુર્લભદેવી કાંઈક વિચારમાં પડી ગઈ. નડુલ ઉપર અત્યારે એનો પરાક્રમી ભત્રીજો અણહિલ્લરાજ રાજ કરી રહ્યો હતો. તેણે પાટણનું સામંતપદ તજી દીધું હતું. શાકંભરીના ચૌહાણને વશ કર્યો હતો. માલવાની સેનાને પરાજિત કરી હતી. તેનું પરાક્રમ વધતું જતું હતું. માલવરાજના અંકુશને હઠાવી શકાય તો પછી એની મહેચ્છા પાટણ લેવાની હતી. નડુલ જૈનદર્શનનું મહાન મથક હતું. ત્યાંના મહાન શ્રેષ્ઠીઓ જૈનધર્મમાં રાચતા. ત્યાંનું રાજકુટુંબ જૈનદર્શનમાં શ્રદ્ધા ધરાવતું. દુર્લભદેવીનો પોતાનો કાંઈક દૂરનો સગો દ્રોણાચાર્ય જૈનસાધુ બન્યો હતો. આજે એ સૌ પાટણને પણ ધર્મતંત્રમાં ફેરવી નાખવાની યોજનાની વાત કરી રહ્યાં હતાં.

દામોદરને એક ઘડીભર તો પ્રગટ થઈ આ સૌને ઉગતા જ દાબી નાખવાનું મન થઈ આવ્યું. પણ એટલામાં અંદર ગયેલાં સૌ બહાર આવતાં લાગ્યાં. તેમની વાતોના તુટક છુટક હેવાલ ઉપરથી પણ દામોદર વાતનો કેન્દ્રવર્તી વિચાર પામી ગયો હતો.

એટલામાં તો સૌ બહાર આવ્યાં.

સૌ ચાલ્યાં ત્યાં મુનિ દ્રોણાચાર્યે રોક્યાં: 'હું મંત્રીરાજને મળી લઈશ—આવતી અમાસે રાતે દશવાગે પાર્શ્વનાથમંદિરના પાછલા ભાગમાં સૌને આવવાનું છે—પણ રહો—મહારાણી! તમે કેમ કાંઈ બોલ્યાં નહિ?' દામોદરના આશ્ચર્યનો હવે પાર રહ્યો નહિ. જૈનમૂનિ દ્રોણાચાર્ય, માતા-દુર્લભદેવી—અને કદાચ વિમલમંત્રી—જો કે એ વાત માની શકતો ન હતો—એ સૌ આ વાતમાં ભળે તે એનાથી સમજાયું હતું; પણ મહારાણી ઉદયમતી પોતે આમાં ભાગ લે છે એ જોઈને એ દિઙ્મૂઢ બની ગયો. એને લાગ્યું કે ચૌલાદેવીએ જે આગ જલાવી છે તેમાં પાટણ ભસ્મીભૂત થઇ જશે કે શું? તે ઘણો ઉદ્વિગ્ન બની સૌના ગયા પછી વિચાર કરતો ભસ્માંકદેવને ત્યાં ચાલ્યો.

## ૩. ઉજ્જૈન તરફ

દુર્લભદેવી અને રાણી ઉદયમતી, એ બન્નેએ જૈન સાધુ દ્રોણાચાર્યની યોજનામાં રસ લીધો તેનાં કારણો ભલે જુદાં હોય, પણ હેતુ એક જ હતો. દુર્લભદેવી સ્વભાવે કાંઈ ખરાબ ન હતી. એને દિલમાં સત્તા ન ભોગવ્યાનો અસંતોષ જાગ્યો હતો. મહારાજ દુર્લભદેવના સમયમાં એની સત્તા હતી. પણ મહારાજને સંતાન ન હતું, એટલે દેવીના જીવનમાં એક અતળ ઊંડાણનો અસંતોષ હમેશાં પ્રજ્વલિત રહેતો: તે પોતે માતા હોત, તો આજે એનો પુત્ર ગાદી ઉપર હોત. એટલે જ્યારે ભીમદેવને રાજસત્તા મળી, તેનો કાંઈક અત્યાગ્રહી ને તરંગી સ્વભાવ તેણે જોયો, ને પોતાનું પદ નીચે જતું જોયું, ત્યારે તે મનમાં ને મનમાં એકલી એ અસંતોષ વહી રહી. જેની પાસે પોતે હૃદય ખૂલે એવો કોઈ માણસ તેની પાસે રહ્યો ન હતો. જ્યારે ચૌલાનો પ્રશ્ન ઊભો થયો—ને રાણી ઉદયમતી તેના તરફ સહજ રીતે આશ્રય માટે વળી ત્યારે તેણે તે તકનો લાભ ઉઠાવ્યો. સાસુ અને વહુ બન્નેને પોતપોતાની સત્તા એક તદ્દન અણજાણી સ્ત્રીના આગમનથી ડગતી લાગી: એટલે બન્ને એક થઈ ગઈ. મહારાજની એક ગત પત્ની—

જયંતીદેવી—નો પુત્ર મૂલરાજદેવ હતો. તે ઘણુંખરું મહારાજના મિત્ર અને પંડિત ભસ્માંકદેવને ત્યાં રહેતો ને અધ્યયન કરતો. રાજનો ખરી રીતે એ ઉત્તરાધિકારી હતો. ઉદયમતીને પોતાની સત્તા ઉપર ને ભવિષ્યનાં સંતાનો ઉપર એ અંકુશરૂપ લાગે, એ સ્વાભાવિક હતું. એટલામાં તો મહારાજને ચૌલાનું આકર્ષણ થયું. એટલે રાણીને પોતાની રાજસત્તા તેમજ સ્ત્રી-સત્તા બન્ને ડગતાં લાગ્યાં. તે ચૌલાને નિર્મૂળ કરવા ઉતાવળી બની ગઈ. તેણે દુર્લભદેવીને ચૌલાની વાત કરી.

'એમાં તમે આટલાં બધાં મૂંઝાઓ છો શું?' દુર્લભ-દેવીએ કહ્યું.

'પણ મારે તો હવે કોઈ જ નહિ નાં?—મહારાજને મનથી હું ઊતરી ગઈ એટલે મારું સ્થાન પણ આંહીં શું? હું મારે સોરઠ જઈને રહીશ.'

'એમ કાંઈ જિંદગી નીકળશે?'

'કાઢી નાખશું. આંહીં જો રાજમહેલમાં વારાંગના રાણી થઈ શકતી હોય તો પછી મારું કામ પણ શું છે?'

'જુઓ, હું તમને એક વાત કહું. રાજસત્તામાં તો જે હાર્યો દા સ્વીકારે એ લોકમાંથી ગયો. ઝઝૂમવાની શક્તિ જોઈએ—'

'પણ કોની સામે ઝઝૂમવું?'

'કેમ? ભીમદેવની સામે. એક નેણ, પ્રેમભરપૂર બનીને એને નિહાળે—ભીમદેવને. બીજું નેણ એને હંફાવે—મહા-રાજને. અને મારું જો કહેવું માનો, તો આ બધી જંજાળ છોડી દો. સંસારમાંથી કોઈને કાંઈ સાર મળ્યો નથી.'

નડુલના ચોહાણો સાથે ભીમદેવને જ્યારથી વાંકું પડયું

ત્યારથી દેખીતી રીતે દુર્લભદેવી પોતાના ભત્રીજા અણુહિલ્લનો પક્ષ ઉઘાડી રીતે લઈ ન શકતી, પણ અંતરમાં એનો વિજય પ્રચ્છી રહી હતી. ઉદયમતી સંસાર છોડે એ પણ એને મન નકુલપક્ષનો વિજય હતો. ત્યાં—નકુલમાં—રાજકુલનાં માણસો પણ, વંશપરંપરાગત ક્ષાત્રધર્મ તજી અમારીપંથમાં જતાં. એ નકુલની હોવાથી એને એમાં કાંઈ અજુગતું લાગતું ન હતું.

'હું સંસાર તજું ?—કદી નહિ—' ઉદયમતી બોલી.

'તો તમે ચૌલાને તજાવો.'

'શા રીતે ?'

'કેમ, એમાં શું છે ? રાજરાણી થઈ ને આટલી સાદી વાત સમજતાં નથી ? ચૌલાને આંહીં બોલાવો—'

'આવશે ?'

'ન આવે તો કાંઈ પાટણમાં સૈનિકો નથી એમ નથી—આંહીં બોલાવો—ને જાય ત્યારે રવાના કરી દો—'

'ક્યાં ?'

'એ ય મારે તમને કહેવું પડશે ? ભવયાતનામાંથી તારનાર એક જ ધર્મ છે. એ સાધ્વી થશે, તો શોભશે પણ સારી.'

ઉદયમતીને એ વાત પસંદ પડી.

એ યોજના પ્રમાણે ચૌલાદેવીને બોલાવવામાં આવી. ભસ્માંકદેવે કહ્યું: 'ભય છે માટે ન જવું.' દામોદરે કહ્યું: 'દગો લાગે છે માટે ન જવું.' ચૌલાદેવીએ કહ્યું: 'એ બન્ને છે માટે મારે જવું.'

છતાં તે થોડી વાર વિચારમાં પડી ગઈ. પછી તેણે

ભસ્માંકદેવને કહ્યું: 'હું જઈશ—'

'કેમ? હાથે કરીને આપત્તિ વહોરવા?'

'ના; હું જતી નહોતી, કારણ કે મને બોલાવવામાં આવતી હતી—વારાંગના તરીકે—મહારાજને મોહ થયો હતો માટે. પણ આજે હવે હું જઈશ. મહારાણી મને મળીને એમણે કહ્યું હતું એ જ ફરી કહેવા માગે છે—માટે હું જઈશ.'

'ને તમે? તમારો શો જવાબ છે?'

'મારે પણ એ જ કહેવાનું છે. હું કોઈના કહેવાથી પાટણ ન તજું—ને મહારાજ—'

'ને મહારાજ—?' ભસ્માંકદેવને જરાક આશ્ચર્ય થયું.

'જો કોઈના કહેવાથી કે ત્રિભુવનના લોભથી પણ પ્રેમ ન તજે—'

'તો?'

'તો, હું મહારાજની જ પડખે રહીશ, ઝઝૂમીશ ને પડખે જ રણમાં પડીશ.'

'ને એ રીતે પાટણ ઉપર કેટલી આપત્તિ આવશે એનો તમને ખ્યાલ છે?' દામોદર બોલ્યો: 'મારું માનો તો તમારો રસ્તો સીધો છે—'

'શો?'

'કસોટી કર્યા વિનાનો પ્રેમ—બીજું કોઈ નહિ ને તમે સ્વીકારશો? જેણે ધારાપતિને પણ જવાબ વાળ્યો હતો તે—તમે?' દામોદર બોલ્યો. ભસ્માંકદેવ દામોદરની પ્રતીક્ષા કરી રહ્યો.

'જીવનનું મહામોલું રત્ન પ્રેમ—એ સાગરનો હું પાર તો પામી શકી નથી. પણ કસોટી વિનાનો પ્રેમ તો હું ન

સ્વીકારું—પછી એ પ્રેમ કરનારના હાથમાં ભારતવર્ષ ભલેને હોય!'

'તો—ત્યારે તમે ગુમ થઈ જાઓ. સિદ્ધપુરનો રૂદ્ર-મહાલય ઘણો વિશાળ છે—' દામોદર બોલ્યો.

'ને અવંતીનું મહાકાલેશ્વર પણ—' ચૌલા બોલી.

દામોદરનો ચહેરો પડી ગયો. ચૌલા મહાકાલેશ્વર જાય એવી વાત એનાથી સહન ન થઈ.

'સિદ્ધપુર બેઠાં—સોમનાથની પુનઃસ્થાપનાની પ્રતીક્ષા કરવી—એ તમને વધુ પ્રિય નથી લાગતું?'

'લાગે તો છે—'

'તો દેવી! મારું માનો—રૂદ્રમાળ પહોંચો. ત્યાંનો મઠપતિ તમને સંઘરશે. અમારો મિત્ર પણ છે—ને દરમ્યાન રાજાનો આ મોહ પણ જશે.'

'ને પ્રેમ હશે તો?' ભસ્માંકદેવ બોલ્યો.

'તો, તમે એ ત્રિભુવનવિજયી ખડ્ગના પાણી વડે મહારાજને ત્રિભુવનપતિ બનાવજો—' દામોદરે ભસ્માંકદેવને જવાબ વાળ્યો. એનો જવાબ સુભાષિત જેવો હતો. સાંધિ-વિગ્રહિકની ભાષા પ્રસંગે કેટલી અર્થવાહી બની જતી એ ભસ્માંક અનુભવી રહ્યો.

'એ બરાબર છે—' ચૌલા બોલી. 'પણ મહારાણીના, મંત્રીના, કે કોઈના ભયથી હું પાટણ તજું એ ત્રિકાળે પણ ન બને. અને દગા કે ભયની શંકાથી, હું મહારાણીને ન મળું એ પણ ન બને. હું મહારાણીને મળવા આ ચાલી—પછી ત્યાંની યોજના કે યાતના ગમે તેવી હો. કસોટી કરનારે પહેલાં પોતે કસોટીમાંથી પસાર થવું જોઈએ—મંત્રીજી!'

ચૌલા પાલખીમાં બેસી રાણીને મળવા ગઈ એટલે દામોદરે ભસ્માંકદેવને કહ્યું:

'જુઓ આ—' તેણે પોતાની પાઘડીમાંથી, એક સાદી બરુની નળી જેવી પાતળી નળી કાઢી ભસ્માંકદેવના હાથમાં આપી.

ભસ્માંકદેવે એમાંથી એક પત્ર કાઢ્યો. તે વાંચીને સ્તબ્ધ થઈ ગયો.

પાટણમાં હજી સૌ આંતરિક વિગ્રહની સજાવટ કરતા હતા ત્યારે માલવરાજ પાટણને ચારે દિશાએથી છિન્નભિન્ન કરવા યત્ન કરી રહ્યો હતો. માલવાના સ્થાનપુરુષે આ સમાચાર આપ્યા હતા.

'દામોદર! તારે મહારાજને ને મંત્રીશ્વરને એકદમ જગાડવા જોઈએ. માલવરાજની ગજસેનાના ઘંટ વાગે તે પહેલાં કાંઈક કરવું જોઈએ—'

દામોદરે ડોકું હલાવ્યું: 'તમને ખબર નથી, દેવ! અત્યારે પાટણને જીવવું હોય તો એનું સૈન્ય, એનું સરસ્વતી-મંડલ, અને એની મંત્રસિદ્ધિ ત્રણેએ એક સાથે કૂચ કરવી પડશે. માલવરાજ ગાથાઓ મોકલે છે—તમારી કસોટી કાઢવા. હવે એ મૌખિક વિગ્રહને અંતે—માનવવિગ્રહ આવશે—આવશે શું? આવી રહ્યો છે—'

'ને તું પાટણનો મહાસાંધિવિગ્રહિક હજી વાતો કરે છે?'

'કારણ કે, પાટણમાં અત્યારે તલવારનો યુગ આથમી ગયો છે—'

'ને માલવરાજ આવશે ત્યારે?'

'પહેલાં તો જાણે નહિ આવે—'

'ને આવશે તો ?'

'આવશે તો એ હારશે—'

'તારા કહેવાથી ?'

'ના, મારા કહેવાથી નહિ; પણ તમારા માલવામાં જવાથી—'

'મારા માલવામાં જવાથી ? એટલે મારે ત્યાં જવું, એમ ?'

'કાં હું જાઉં—બીજો કોઈ મારી નજરમાં ઠરતો નથી. તમે જેવી માલવાની નેમ પારખી શકશો એવું કોઈ નહિ પારખે—એને હમણાં આંહીં આવવા દેવા નથી એ ચોક્કસ. આપણને એ હંફાવવા માગે છે એ પણ ચોક્કસ. એ જો આંહીં આવ્યા વિના આપણને હંફાવે—તો આપણે ત્યાં ગયા વિના એને કેમ ન હંફાવીએ ? એટલે તમે જાઓ—દેવ ! હું તમને જ કહું છું !'

'ને ચૌલાદેવી—આ પાટણ—મહારાજ—'

'એ સઘળાનું થઈ રહેશે—'

'પણ તું ચોક્કસ એમ માને છે કે મારે જ જવું જોઈએ ?'

'હા; તમે મહારાજના મંત્રી નથી. મિત્ર છો. અને તમે ત્યાંની ભૂમિને રજેરજ જાણો છો. તમે તૈલપરાજની બહેન કુસુમવતીને ઓળખો છો—તમે જ દેવ ! તમે જ જાઓ. બીજા કોઈનું એ કામ નથી. બીજા કોઈને એ સિદ્ધિ મળવાની પણ નથી—'

ભસ્માંકદેવ વિચાર કરી રહ્યો: 'તૈલપરાજનું શું કહ્યું ?'

'તેની બહેન ત્યાં છે—કુસુમવતી: મહારાજ મુંજની વિધવા મહારાણી. તૈલપને હાથે મહારાજ મુંજનો શિરચ્છેદ થયો, એ કથા તો હજી માલવા ભૂલ્યું નથી. અને કુસુમવતી કાંઈ એ ભૂલે ? દેવને શું કહેવું પડે ? એ કથા આપણા માટે ઘણી મૂલ્યવાન ખાણ જેવી છે. એમાંથી ક્યારે કયું રત્ન કાઢવું એ આપણા માટે વિચારનો વિષય છે.'

લાંબી મસલતને અંતે ભરમાંકદેવે ધારા જવું એ નક્કી થયું.

થોડીવાર પછી પાટણના અવંતી દરવાજામાંથી એક સવાર ગુપચુપ મહારાજની મુદ્રિકા બતાવીને બહાર નીકળતો હતો.

## ૭. મંત્રીશ્વરની સત્તા

વદ અમાસની, જૈનમુનીંદ્ર દ્રોણાચાર્યે ઠરાવેલી મુદતને, હજી આઠ દિવસ હતા. દામોદર સવારે ઉઠયો ત્યારે એણે પહેલવહેલો દેવરાજને બોલાવ્યો. એને અત્યારે પાટણમાં કોણ કોનું છે એ વિષે શંકા થવા લાગી હતી.

'દેવરાજ! કાંઈ વિશેષ ખબર પડી? પેલા મુનિ કાલે ક્યાં હતા!'

'કાલે રાજમાતા દુર્લભદેવીને મળ્યા હતા—'

'એમ કે? પછી?'

'પછી બન્ને રાણી ઉદયમતી પાસે કથાવાર્તા કહેવા બેઠાં હતાં. ઘણીવાર સુધી ત્યાં બેઠાં. પેલો મદ્યનો વેપારી પણ કાલે દુકાન ઉપર ન હતો.'

'નકુલના બીજા કાંઈ સમાચાર છે?'

'સામંત તો ગયો—'

'ક્યારે?'

'ગઈ કાલે જ—'

'મંત્રીશ્વરને મળ્યો હતો?'

'ના ના. મંત્રીશ્વરે તો કહેવરાવ્યું કે જે કહેવાનું હતું

તે કહી દીધું છે—

'મંત્રીશ્વરને દ્રોણાચાર્ય મળે છે કે?'

'કાલે જવાના છે—એમ સાંભળ્યું છે.'

'ક્યારે?'

'બપોરના બે પ્રહર વીત્યે—'

દામોદર વિચાર કરી રહ્યો. બરાબર તે વખતનું કોઈ કામ એ સંભારી રહ્યો હતો. એટલામાં દેવરાજે કહ્યું: 'માલવાના સ્થાનપુરુષે એક બીજો સંદેશો પણ મોકલ્યો છે!'

દામોદરે ઝડપથી કહ્યું: 'ક્યાં છે?'

જવાબમાં બરૂની મોટી એક નળી દેવરાજે દામોદરના હાથમાં આપી. એને ચારે તરફ ફેરવતાં ફેરવતાં દામોદર વિચાર કરી રહ્યો. 'દ્રોણાચાર્ય વિમલમંત્રીને મળે ને વિમલમંત્રી ડગે—તો એનું પરિણામ શું આવે?' ઘણો વખત એ એમને એમ શાંત ઊભો રહ્યો. પછી તેણે અચાનક જાગતો હોય તેમ દેવરાજને કહ્યું: 'દેવરાજ! હમણાં આપણે પાદરથી કચ્છી ઘોડાના સોદાગરો કેમ જતા આવતા નથી?'

દેવરાજ તેના વાક્ય ઉપર વિચાર કરી રહ્યો. તે બોલ્યો: 'મહારાજ! એક બે દિવસમાં જ એક સોદાગરને રવાના કરીએ—'

'બે દિવસમાં તૈયાર રાખો—'

'ભલે—એમ કરીએ—'

'કઈ બાજુ જશે?'

'સિદ્ધપુરને માર્ગે થઈને નડુલ—તરફ.—કહે છે હમણાં ત્યાં ઘોડાંની ખરીદી બહુ જાગી છે!' દામોદરે કહ્યું. દેવરાજ તેની આવી ભાષાને ટેવાયલો હતો એટલે સમજી ગયો.

નડુલ તરફ દેવરાજને ઘોડાના સોદાગરના વેષમાં મોકલવાની દામોદર યોજના કરી રહ્યો હતો. દામોદર એ સોદાગરને કાંઈક વધારે કામ પણ સોંપવા માગતો હતો. એટલે વાતને લંબાવી રહ્યો હતો.

દેવરાજે રજા લીધી ત્યાં સુધીમાં દામોદર નિશ્ચય કરી શક્યો ન હતો. સ્પષ્ટ રીતે એ પોતે ચૌલાદેવીને સિદ્ધપુરના રૂદ્રમહાલયમાં છાની રીતે રવાના કરી દેવા માગતો હતો. પણ વિમલમંત્રીનું વલણ જાણ્યા પછી—આ વાત થાળે પડે તો પછી—મહારાજ પાસે રાજકારણનું નામ લેવાય. અત્યારે મહારાજ પાસે જનારને માનહાનિ સિવાય બીજો કોઈ ફાયદો ન હતો.

વિમલમંત્રી પોતાના નિશ્ચયમાં અડગ હતો. રાણી અડગ હતી. ભીમદેવ અડગ હતો. ચૌલાદેવી અડગ હતી.

દામોદર એ સઘળી અડગતાને ભેદી નાખે એવું જબરજસ્ત રાજકારણ આગળ લાવવાની તક ઝડપી લેવા માગતો હતો. એટલે દેવરાજને નડુલ તરફ રવાના કરવાનો હતો.

ભરમાંકદેવ માળવા ગયા હતા, એટલે થોડા વખતમાં સૌની નિદ્રા ઊડી જાય એવું કાંઈક એ પણ લાવશે એમ વિચારીને તાત્કાલિક કામમાં તલ્લીન બન્યો.

બીજે દિવસે સાંજ થવાને બે પ્રહર રહ્યા હશે, ત્યાં એક જૈનમુનિએ મંત્રીશ્વર વિમલના ભવ્ય પ્રાસાદમાં પ્રવેશ કર્યો.

વિમલમંત્રીની પેઠે એનો પ્રાસાદ પણ પાટણમાં અનન્ય હતો. એનું શિલ્પ જોઈને શત્રુ પણ છક્ક થઈ જતા. ત્યાં આવનારા ત્યાંથી ખસવા માગતા નહિ. પ્રાસાદને આંગણે ઝૂલતા હાથી અને હણહણતા ઘોડા મંત્રીનો પ્રતાપ

દાખવતા. પ્રાસાદના ઉત્તુંગ શિખરો ઉપર સોનેરી કુંભો મૂકયા હતા. રાત ને દિવસ મંત્રીશ્વરને આંગણે નોકરો, દાસો, યોદ્ધાઓ, મંડળિકો, મંત્રીઓ ને રાજદૂતોની ધમાલ મચી રહેતી.

દ્રોણાચાર્ય ત્યાં ગયા ત્યારે મંત્રીશ્વરનો આ વૈભવ જોઈને પહેલાં તો એમને પોતાના કાર્ય વિષે અશ્રદ્ધા ઉત્પન્ન થઈ. 'આ માણસ કોઈની પણ સત્તા સહી શકે ખરો?' એ વિચારે એમને પહેલાં તો ઠંડાગાર કરી નાખ્યા. એમણે નિશ્ચય કર્યો હતો કે ભારતવર્ષમાં એક અને અજેય એવા જૈનશાસનનો પ્રતાપ ફેલાવવો હોય તો નડૂલનો ચૌહાણરાજ બલવાન બનવો જોઈએ. એમના મનથી નડુલ એ જૈન-શાસનનો અદ્વિતીય કિલ્લો હતો. ત્યાંથી માલવા હારશે, સિંધુ-પતિ ભાગશે, ચેદીરાજ તૂટશે—ને છેક પંચનદ સુધી ગર્જનકો ધ્રૂજશે.

તે દીવાનખાના જેવા વિશાળ ખંડમાં બેસીને પોતાના વિચારો ગોઠવી રહ્યા હતા. નીલાં રત્નની એક અનુપમ પ્રતિમા —અંબામાતાની પ્રતિમા—ત્યાં એક ઠેકાણે ખૂણામાં શોભી રહી હતી. કેટલાક મયૂરો મંત્રીના આંગણામાં બહાર નૃત્ય કરી રહ્યા હતા. અને એક ઠેકાણે ઊંચા ગોખમાં બેસીને બે તગતગતી આંખો આખા દેખાવ ઉપર સામાન્ય નજર રાખી રહી હતી.

થોડી વાર દ્રોણાચાર્ય એમ બેઠા હશે એટલામાં પાસેના બારણામાંથી એક સશક્ત, સુંદર, તેજસ્વી જુવાન જેવા માણસે પ્રવેશ કર્યો. તેનો ગૌર, હસમુખો ને પ્રતાપી ચહેરો, શાંત છતાં તેજસ્વી આંખો—અને ગરુડને પણ ઈર્ષા ઉત્પન્ન કરાવે

તેવું સુંદર આકર્ષક અણીદાર નાક—કદાચ આખા ચહેરામાં એ નાકને લીધે જ એક પ્રકારનું અનોખું વ્યક્તિત્વ આવી જતું હતું—એ સઘળાં એને પ્રભાવશાળી બનાવતાં હતાં. તે રણ-યોદ્ધો પણ લાગતો—ને સ્વપ્નમાં રાચનારો પણ જણાતો. તેણે પ્રવેશ કર્યો ને વિનયથી માથું નમાવીને દ્રોણાચાર્ય તરફ આવ્યો.

'ક્યારે—હમણાં જ પધાર્યા?' તેણે સહેજ સ્મિત કરીને પૂછ્યું.

'હા, હમણાં જ—કેમ શરીરને સુખશાતા—'

'સારું છે. ઘણું સારું!' પોતાની જગ્યા ઉપર બેસીને તેણે દ્રોણાચાર્ય સામે જોઈને કહ્યું: 'કોઈ વખત લાગી આવે છે, મુનિમહારાજ! કે એકાદ ભવ્યમંદિર મારે હાથે થઈ જાય!'

દ્રોણાચાર્યને પોતાની વાત શરુ કરવાની અનુકૂળ ભૂમિકા મળી ગઈ. તે બોલ્યો: 'ભગવાન મહાવીરની કૃપાથી એ પણ થશે—તમે ધર્મશાસનનું ઋણ અદા કર્યું છે તો આટલું પણ થઈ જશે—ભવ્ય મંદિર તમારે હાથે બંધાય—ને એક એવા જ પ્રતાપી રાજ્યનો પાયો પણ નખાય—'

મંત્રી બોલ્યા વિના સાંભળી રહ્યો. તેના સ્વભાવમાં સ્પષ્ટ રીતે માત્ર યોદ્ધાની જ વિચારસરણી રમી રહેતી. સીધી વાત, સીધો જવાબ, સીધો માર્ગ—અને કરી છૂટવાનું પરાક્રમ. તે ખુશામતથી રાચતો નહિ, ભયથી ડરતો નહિ, કોઈની વાતને ઘણું મહત્ત્વ આપતો નહિ. ધર્મ અને યુદ્ધ એ બે વાતમાં જ એને રસ હતો—એટલે ધર્માચાર્યને જોઈને જ એણે એકાદ ભવ્ય મંદિરની વાત કાઢી હતી.

દ્રોણાચાર્ય વાત શી રીતે આગળ કરવી તેની મૂંઝવણમાં પડી ગયા. અંતે અત્યંત પ્રચલિત એવી રાજાની વારાંગના પ્રીતિની વાતને ધર્મને નામે એમણે ઉપાડી.

'આપ છો તો શાસનદેવતાનું આટલું વર્ચસ્વ રહે છે —જુઓને ચૌલુક્ય રાજમાં પણ સ્ત્રીપ્રીતિનો પ્રસંગ—'

'હું એ વાત સાંભળીને થાકી ગયો છું, મુનિમહારાજ! મેં તો મારી રીતે એનો તોડ પણ આણ્યો છે—' વિમલ અચાનક બોલ્યો. તેને રાજદ્વારી વિષયોની ચર્ચા પ્રત્યે ભારે સૂગ હતી.

'શો!'

વિમલ તેની સામે જોઈ રહ્યો. પછી કાંઈક સ્પષ્ટ અવાજે બોલ્યોઃ 'તે જાણવાનું કામ રાજદ્વારી પુરુષોનું છે —તમારું નથી. તમારે—તમે—મને શી વાત કહેવા માગતા હતા?'

'આ જ—' દ્રોણાચાર્યને લાગ્યું કે મંત્રી જેટલો શાંત દેખાય છે તેટલો જ પ્રતાપી છે. તેની સાથે વાત કરવામાં પણ માણસને પોતાનું સઘળું સામર્થ્ય વાપરવું પડે એવું છે.

'આ જ? તો એ તો થઈ ગઈ—બીજું કાંઈ?'

'મંત્રીરાજ! મારે તમને એક બીજી વાત પણ કહેવી હતી—'

'પણ કહોને—એ તો હું તમને પૂછી રહ્યો છું.'

'આપણું જૈનશાસન વિશ્વવ્યાપી બને એટલી એનામાં શક્તિ છે—'

'તે ભલે ને બને—અમે ક્યારે કહ્યું કે એ ન બને—?'

'એમ નહિ. હું નડુલનો છું. નડુલની સત્તાએ અત્યારે નામ કાઢ્યું છે. શાકંભરીનાથ—'

'ગર્જનકો—ગર્જનકો તમારે ત્યાં થઈને આંહીં આવ્યા કાં?' વિમલમંત્રીએ વચ્ચે જ કહ્યું. દ્રોણાચાર્યની વાચા ઘડીભર અટકી ગઈ.

'એ ખરું. પણ અત્યારે તો ત્યાં અણહિલ્લરાજ એક પ્રતાપી રાજની સ્થાપના કરી રહ્યો છે. એનું શાસન ધર્મ-શાસન છે. એનાથી માલવા ધ્રૂજે છે—જો તમે અમારી સાથે ભળો તો પંચનદ સુધી ઉત્તરમાં ને બંગદેશ સુધી પૂર્વમાં એક અને અજેય સત્તા સ્થપાઈ જાય.'

'તમને કોણે અણહિલ્લરાજે મોકલ્યા છે?'

'ના ના—હું તો મારા વિચાર આપું છું—'

'મુનિરાજ! વિચાર તો જેને ખપ હોય તે માગે. જે માગે તે એને અનુસરે. હું કોઈના વિચાર પ્રમાણે રાજ ચલાવતો નથી.'

'પણ આ તક—જૈનશાસનદેવતા સર્વોપરી થવાની આ તક—તમે પોતે જૈન થઈને ય જવા દેશો?'

'આંહીં અમારે ત્યાં તો સૌ કોઈ જૈન છે. માત્ર એટલું જ કે સૈન્યો દોરવાં પડે ત્યારે અમારે તો સબળ સેનાપતિનું કામ. પરદેશમાં એલચીઓ મોકલવા પડે ત્યારે વિદ્વાનનું કામ. અમારે ત્યાં આવી ઘડભાંગ કોઈ કરતું નથી. ને કોઈ કરે તો હું કરવા દેતો નથી—પાટણ એ નડુલ નથી—'

'પણ આવી તક, મહારાજ! ફરી એ ન પણ મળે.'

'જુઓ, હું તમને એક વાત કહી દઉં. પાટણની બહાર

કોઈ એમ માનતું હોય કે પાટણમાં અત્યારે આપણે ફાવી જઈશું તો એ થોથાં ખાંડે છે! આંહીં આવશે ત્યારે ખબર પડશે કે હજી પાટણમાં લોહના ચણા છે. હા, બાકી, અણહિલ્લરાજ અમારા સંબંધી છે; અમારા સામંત છે. અમે એમને જરૂર મદદ આપીએ—પણ તે આમ ન મળે. બીજી કાંઈ વાત હતી—?' દ્રોણાચાર્યે જવાબમાં નકાર કર્યો.

એટલે મંત્રી પ્રણામ કરીને બેઠો થતો હતો ત્યાં જ દામોદર આવ્યો. સાધુની સાથે વાતચીત ચાલતી હતી એમ બહારના માણસે કહ્યું, એટલે દામોદર એમ ને એમ આવ્યો હતો—અને એને પોતાને પણ વાત થતી હોય ત્યારે બન્નેને નીરખીને અનુમાન કરી લેવું હતું. વિમલ તેને આવેલો જોઈને જરાક આશ્ચર્ય પામ્યો. પણ એટલામાં તો દામોદર, 'મહારાજ! આ એક છે—' એમ કહીને પેલી બરુની નળી હાથમાં ધરી રહ્યો. વિમલના ચહેરા ઉપરથી જ એ પામી ગયો હતો કે દ્રોણાચાર્યની વાતમાં કાંઈ માલ નથી. વિમલે તેના હાથમાંથી બરુની નળી લીધી.

બન્ને મંત્રીઓને કામમાં તલ્લીન થયેલા જોઈ દ્રોણાચાર્ય બેઠા થયા. બે દિવસ પહેલાં જ દામોદરે સામંતને અણહિલ્લરાજ ખંડિયો હોય એવી વાત કરી હતી. આજે મંત્રી વિમલે પણ એ જ પ્રત્યુત્તર વાળ્યો હતો. પણ દ્રોણાચાર્યે હજી આશા ન છોડી. એને લાગ્યું કે જે સામ વડે સિદ્ધ નહિ થાય તે અણહિલ્લ સૈન્ય વડે સિદ્ધ કરી શકશે—તે મંત્રીને શુભાશિષ આપી બહાર નીકળ્યા.

## ૮. રણયોદ્ધો અને મુત્સદ્દી

દામોદરે બરુની જે નળી વિમલને આપી તેમાં એક *પત્રિકા હતી. એમાં અગત્યના સમાચાર હતા. વિમલ તે વાંચી ગયો ને પછી દામોદર સામે જોયું: 'આમાં તો ત્રણ ઠેકાણાની શક્યતા આપી છે. કોઈ એક જ વાત આપણને નિશ્ચયપૂર્વક જણાવે એવું કરો. દુશ્મન સૈન્ય દોરે તે પહેલાં જ તે વેડફાઈ જવું જોઈએ—'

દામોદરે મંત્રીરાજ સામે જોયું. રણની વાત આવે ને યોદ્ધાને જે આનંદ મળે એવો આનંદ વિમલના ચહેરા ઉપર પથરાઈ ગયો હતો. દામોદર મનમાં ને મનમાં હસી રહ્યો. માલવરાજની સેનાનું માપ એનાથી અજાણ્યું ન હતું. મંત્રીને એમાં કાંઈ બહુ મોટો ભય લાગતો નહોતો. તે વિચાર કરતો બોલ્યો :

'ત્રણ વાત છે—કાં તો માલવ ×દંડાધીશ નડુલ ઉપર આવે; કાં પાટણ ઉપર આવે; કાં અર્બુદપતિની મદદે જાય—એટલે આડકતરી રીતે આપને ત્યાં આમંત્રે—' દામોદરે 'આપને' એ શબ્દ હેતુપૂર્વક વાપર્યો હતો.

*વસ્ત્રલેખ ×સેનાપતિ

'આપણુને ત્યાં આમંત્રે—કાં?' વિમલ આંખોને અર્ધી મીંચી રાખીને બોલી રહ્યો : 'આપણુને ત્યાં આમંત્રે—કાં? તો આમંત્રણ સ્વીકારવું?'

દામોદર પોતાનો લેશ પણ ઉત્સાહ કળાઈ ન જાય માટે અવાજને વધારે ધીમો કરીને બોલ્યો : 'એ તો મહારાજ સાથે મંત્રણા કરીને આપ નિર્ણય કરો ત્યારે—'

'પણ ત્રણમાંથી કઈ વાત વધારે શક્ય લાગે છે? બીજા કોઈએ તને કાંઈ જણાવ્યું છે?'

'સ્થાનપુરુષ તો ધારામાં આવતી સૈન્યની ધારા વિષે લખે છે. અશ્વોના સોદાગરો, સિંધ કચ્છ, સૌરાષ્ટ્રમાંથી આવે છે. ગજરાજોનાં જૂથ આસપાસથી ભેગાં થાય છે—ગમે તે સમયે સૈન્ય તૈયાર થઈ જશે—'

'અને ક્યાં જશે?'

'એ જ અનિશ્ચિતતા છે. આપણી સાથે અત્યારે તો એનો મૈત્રીમેળ છે—'

'ત્યારે નડ્ડુલ ઉપર જાય?' વિમલે પૂછ્યું.

'વખતે—'

'તો આપણે શું કરવું?'

દામોદરનો વિચાર મત આપવાનો ન હતો. મંત્રીને પોતાના મત હતો એ એનાથી અજાણ્યું ન હતું. માત્ર કોઈ રીતે એ ચંદ્રાવતી જાય—એવું બને તો—પોતાની મહેચ્છા પાર આવે—એ દૂરના સ્વપ્નનો એ વિચાર કરી રહ્યો.

'એમ કરો ને—અત્યારે માળવામાં કોણ–તું જશે?'

દામોદર મનમાં હસ્યો. તે મનમાં બોલ્યો : 'મારો બેટો! કાંઈક કાંઈક શેતરંજ સમજવા લાગ્યો છે ખરો—મને

ભાળવા મોકલવો છે કાં ?' તે મોટેથી બોલ્યો : 'શું કરવા ?'

'ત્યાંની રજેરજ વસ્તુસ્થિતિ આપણને મળવી જોઈએ.'

'એ તો મળશે—'

'શી રીતે ?'

'ભસ્માંકદેવ ત્યાં ગયા છે.' દામોદરે વિજયથી મંત્રી સામે જોયું. વિમલ દામોદરની ચાલ તો સમજ્યો, પણ એ મનમાં વધુ વખત એવી વાત રાખી શકતો નહિ.

'ચાલો ત્યારે, પંડિતરાજના સમાચાર સોળ વાલ ને એક રતી—પણ ત્યારે તું નડુલ જઈ જકશે ?'

'એ વસ્તુ પણ યોજાઈ ગઈ છે !'

'એમ ?'

'કોણ ગયું છે ?'

'કોઈ ઘોડાનો સોદાગર !'

વિમલમંત્રી પાટણમાં પોતાની સત્તા સર્વોપરી મનાય એ જોવા જેટલો આતુર હતો, એનાથી લેશ પણ ઓછો આતુર દામોદર, મહારાજ ભીમદેવની સત્તા વિષે ન હતો. બન્ને જણા—અત્યારે તો સામાન્ય વિવેકથી રાજ્યચર્ચા ચલાવી રહ્યા હતા. પણ દરેક બીજાને બહાર મોકલવા મથી રહ્યો હતો. છતાં વિમલ મુખ્યત્વે યોદ્ધો હતો. દામોદર મુખ્યત્વે મુત્સદ્દી. દામોદર પોતાનો દાવ કળાઈ ન જાય એમ રમી રહ્યો હતો.

દામોદર પાછો બોલ્યો : 'નડુલના સમાચાર તો આવી જશે. સિંધુપતિના સમાચાર પણ આવશે !'

'કોણ લાવશે ?'

'કેસર મકવાણો પોતે !'

કેસર મકવાણો કીર્તિગઢ—કચ્છમાં હતો. તે ભીમદેવનો સાહુ થતો. એનું પરાક્રમ કેવળ મહારાજથી ઊતરતું મનાતું. એને અત્યારે આંહીં બોલાવવામાં દામોદરનો હેતુ પોતાને દબાવવાનો છે એ વિચારે વિમલને કાંઈક અધીરો બનાવી દીધો.

એ રણયોદ્ધો હતો એટલે મુત્સદ્દીઓથી મૂંઝાઈ જતો. દામોદર તલવાર ઉપાડ્યા વિના જ કાર્યની સિદ્ધિમાં માનતો. વિમલે કાંઈક અધીરતાથી કહ્યું : ‘ મને દબડાવવો છે ? ’ વાક્ય નીકળી ગયા પછી તો એને પણ પશ્ચાત્તાપ થયો.

દામોદરે એ વાક્ય તો ગરુડની ત્વરાથી ઝડપી લીધું: ‘ આપને ? કેમ મંત્રી મહારાજ ! આમ કેમ બોલ્યા ? ’

‘ કેસર મકવાણો કેવો રાજપૂતી ખવાસનો માણસ છે એ તો તમને યાદ હશે ? ’

‘ એ તો છે જ—પણ સિંધુપતિ હમ્મુકની સઘળી હકીકત એના મનમાં રમે છે. અને આપે કરવા ધારેલા વિજયોત્સવ માટે અત્યારે એ જ કામ છે નાં ? ’ દામોદરે મીઠાશથી કહ્યું:

‘ આપે વાત હાથમાં લીધી છે એટલે હવે સિદ્ધિ એ તો સમયનો જ સવાલ રહ્યો. હું મારાથી બનતી બધી માહિતી ભેગી કરી રહ્યો છું. આપ સૈન્ય દોરો—ને મહેચ્છા સિદ્ધ કરો. ’

વિમલને એ રસસાગરમાંથી બહાર નીકળવા માટે ફાંફાં મારતો જોઈ દામોદરનો અંતરાત્મા આનંદી ઊઠ્યો.

‘ આપે જે વિજયયાત્રા કરવા ધારી છે, તેમાં અર્બુદપતિ ઉપર પણ જવાની યોજના છે—પણ એ તો એ આપને ત્યાં આમંત્રે ત્યારે નાં ? ’ દામોદર મીઠું સ્મિત

કરીને મંત્રી સામે જોઈ રહ્યો.

મુત્સદ્દી એને બહાર કાઢવા મથતો હતો એ જોઈને રણયોદ્ધો અકળાઈ ગયો. 'જો દામોદર! હું તને એક વાત કહું—પાટણમાં સત્તા કોની?' દામોદર વધારે વિનયથી—વધારે મીઠાશથી બોલ્યો: 'જી—આપ—આપ—મંત્રીશ્વર—'

'જો હું તને કહી દઉં. રાજ મહારાજ ભીમદેવનું; અને સત્તા જે પાટણને મહાન બનાવી શકે તેની—'

'બરાબર—બોલ્યા.' દામોદરે કહ્યું.

'એટલે હું તને કહી દઉં—તારે મારા કામમાં વચ્ચે પડવું નહિ—'

'આપના કામમાં હું વચ્ચે પડું? શાંતં પાપં શાંતં પાપં—આપને કોઈએ—'

'ભરમાવ્યા છે એમ નાં? સારું; ભરમાવ્યા છે એમ સમજી લે. પાટણમાં અત્યારે વારાંગના રાણી થાય એનું શું પરિણામ આવે એ તને ખબર છે?'

દામોદર બોલ્યા વિના મંત્રીને સાંભળી રહ્યો. તે મનમાં પોતાનો ઉત્તર ઘડી રહ્યો હતો.

'જો, મહારાણી ઉદયમતી એ કાંઈ જેવાતેવાની પુત્રી નથી. સોરઠનો રા' ઘડીના છઠ્ઠા ભાગમાં પાટણના કોટ-કાંગરા હતા ન હતા કરી નાખે—એની એ પુત્રી છે. કચ્છનો કેસર મકવાણો તેની વહારે ધાશે. નડૂલનો અણહિલ્લરાજ આંહીં આવવા તલસી રહ્યો છે. ધંધુકરાજે તો તમારી ધૂંસરી ક્યારની ફેંકી દીધી છે—એવે વખતે તમે સૌ પાટણમાં આ છોકરાં જેવી રમત શું માંડી બેઠા છો? ચૌલુક્યના સિંહાસન ઉપર હું જીવતો છું ને પાટણમાં છું ત્યાં

સુધી—માતા અંબાભવાનીના સોગન ખાઈ ને કહું છું કે—આ વસ્તુ નહિ બને. એ વારાંગનાને પાટણની બહાર જવું જ પડશે—તું આગ સાથે રમી રહ્યો છે એ તને ખબર છે ?'

'કોણ હું ?'

'હા, તું. ચૌલાદેવીને ભસ્માંકદેવને ત્યાં તું મળ્યો હતો કે બીજું કોઈ? એક સાધારણ વારાંગનાને આટલું મહત્ત્વ શું ! મહારાજ ન સમજે, તો મહારાજને પણ બહાર રહેવું પડે. પાટણની સત્તા અજેય રહેવી જોઈએ—પાટણની સત્તા એ પ્રશ્ન મારે મન પહેલો છે. પાટણનો રાજા તે પછી. મેં બાલુકરાયને બોલાવ્યો છે—'

વિમલ મંત્રીનો છેલ્લો શબ્દ પૂરો ન થયો ત્યાં એક માણસે આવીને કહ્યું કે સેનાપતિ બાલુકરાય અંદર આવવાની રજા માગતા બહાર આવીને ઊભા છે.

'એને અંદર મોકલ—અંદર એનું જ કામ છે—' વિમલે કહ્યું.

માણસ નમસ્કાર કરીને બહાર ગયો. દામોદર પોતાની રીતે થોડી વારમાં રસ્તો કાઢવાનો વિચાર કરી રહ્યો. એટલામાં એક ઊંચો, પડછંદ, પહાડી આદમી ત્યાં આવીને ઊભો રહ્યો. તેનો ચહેરો તેજસ્વી—પણ એટલો કડક હતો કે સાધારણ જોનારની નજર તો લાંબો વખત તેની સામે ટકી પણ શકે નહિ. તેની આંખ વિશાળ, પાણીદાર, પણ માણસને બોલતો બંધ કરી દે એવી ભારે હતી. તેણે આખે શરીરે શસ્ત્રાસ્ત્ર સજ્યાં હતાં. તેની સમશેર છેક જમીન સુધી લટકતી હતી. તે આજાનબાહુ હતો. તેનો પ્રતાપ નહિ—પણ ભયસંચાર—માણસને અકળાવી મૂકે. તે આવીને

ત્યાં ઊભો રહ્યો—અને મૂર્તિમંત પાટણનો અજેય કિલ્લો જાણે આવીને ઊભો હોય તેવો ભાસ થયો.

'બાલુકરાય! બેસો—મેં તમને અત્યારે શા માટે બોલાવ્યા છે એ તમને ખબર છે?' વિમલે સામેનું એક આસન બતાવતાં કહ્યું.

બાલુકરાયે પોતાની જગ્યા મંત્રીની સામે લીધી. તેની પડખે તેની લાંબી તલવાર પડી રહી.

'આજે ચૌલુક્યોના સિંહાસનની કટોકટીની પળ આવે છે—' વિમલ બોલ્યો.

'એ તો લાગે છે—મહારાજની વાત સાચી છે!'

'તો તમે એ કટોકટી વખતે સિંહાસનને વળગી રહેશો?'

'એ શું બોલ્યા?'

'સિંહાસનને વળગી રહેશો?'

'મહારાજ વલ્લભસેન માળવા સામે ચડ્યા ને રસ્તામાં દેવ થયા. દુશ્મનને એ માહિતી મળે તો સૈન્યને પીંખી નાખે. એ વખતે મંત્રીજી! મારા દાદાએ આખું સૈન્ય સાંગોપાંગ પાટણના કિલ્લા નીચે આણી મૂક્યું હતું. મહારાજ વલ્લભસેન દેવ થયા છે—એ ખબર તો આંહીં પાટણ આવ્યા પછી પાંચ ઘટિકાએ પડી. આ સિંહાસન માટે અમે પ્રાણ આપતા આવ્યા છીએ—ને પ્રાણ આપીશું. આમ એ વિષે પૃચ્છા થાય, એ પણ અમારું અપમાન ગણાય—' બાલુકરાય બોલ્યો.

'પણ કોઈ વખત નહિ એવો પ્રશ્ન ઊભો થયો છે—બાલુકરાય!'

'માત્ર એક જ વખત આવો પ્રશ્ન આવ્યો હતો—'

દામોદરે વચ્ચે મીઠાશથી ઉમેરો કર્યો.

'ક્યારે ?'

'જ્યારે રાજભગિની વાચિનીદેવીએ મહારાજ ચામુંડને શુકલતીર્થ મોકલ્યા—' દામોદર બોલ્યો. બોલીને બાલુકરાય ઉપર તેની શી અસર થાય છે એની પ્રતીક્ષા એ કરી રહ્યો હતો. મહારાજ પ્રત્યેની પ્રીતિ—અને સિંહાસન પ્રત્યેની ભક્તિ—એ બેમાંથી બાલુકરાય શી રીતે બહાર આવે છે એ એને જોવું હતું.

બાલુકરાય જાણે આ સૂચન સમજી ગયો. તેણે વિમલમંત્રીને કાંઈ પણ જવાબ ન આપવામાં ડહાપણ જોયું. પોતાને માર્ગ બતાવવા માટે ઉપકાર માનવા તેણે દામોદર તરફ એક છાની નજર પણ કરી લીધી.

દામોદરને ખબર હતી કે બાલુકરાયની મહારાજ પ્રત્યે નિઃસીમ ભક્તિ હતી. એટલે તેણે બાલુકરાયને અત્યારે મૂંઝવણમાં મદદ આપવામાં ભવિષ્યનો ખપ જોયો.

'અત્યારે ને અત્યારે મંત્રીશ્વર જવાબ માગે છે એવું નથી—' તે ફરીને બોલ્યો.

'હા, એવું પણ નથી—' વિમલમંત્રીએ કહ્યું: 'પણ હું તમને કહી દઉં. પાટણની મહત્તા પહેલી—મહારાજ ભીમદેવ પછી—એ મારી રાજનીતિનો અચળ સિદ્ધાંત છે—'

બાલુકરાય સાંભળી તો રહ્યો. પણ એના ચહેરા ઉપરથી લાગ્યું કે એ દ્વિધાવૃત્તિમાં પડ્યો હતો. તેણે ફરી એક સચિંત દૃષ્ટિ ફેરવી.

'એટલે મંત્રીમહારાજ પાટણને મહાન બનાવશે—અને મહારાજ ભીમદેવ મહાન બની રહેશે—એ માટે તમે

તૈયાર છો કે નહિ?'

દામોદરનું સ્પષ્ટીકરણ બાલુકરાયે પકડી લીધું: 'હા, મહારાજ! આપ કહો તે ઘડીએ—કહો તેટલું સૈન્ય હાજર કરું—હથિયારોની સજાવટ તો મેં શરૂ કરી દીધી છે!'

'બસ, ત્યારે એ જ—એ તો તમને કાંઈ કહેવું પડે? તમે પણ જૂના જોગી છો—બધું સમજો છો.'

પણ વિમલમંત્રીને વાત ભીની સંકેલાતી લાગી. તે કાંઈક કડક અવાજથી બોલ્યો: 'જુઓ, બાલુકરાય! વારાંગના ચૌલાદેવીને પાટણ બહાર મોકલી દેવાની છે—એક અઠવાડિયામાં. આવતી અમાસે એ આંહીં ન જોઈએ.'

'મહારાજ—ભી—' બાલુકરાયને મંત્રીએ લાંબો હાથ કરીને બોલતો અટકાવી દીધો.

'એ પછી; જુઓ, ચૌલાદેવી પાટણમાં ન રહી શકે. મહારાણીની એ આજ્ઞા છે—અને દામોદર! તું પણ જોતો રહેજે—કોઈ પણ જાતની ધમાલ વિના ચૌલાએ જવું જોઈએ—'

'ક્યાં?' બાલુકરાયે પૂછ્યું.

'ક્યાં? તે ગમે ત્યાં—' મંત્રીએ ઉતાવળમાં ઉમેર્યું.

'પણ—એમ કરીએ તો—સોલંકી! તમને આ કામ ગમે છે?' દામોદર બોલ્યો.

'મને? મેં હજારો ગજરાજોને દુશ્મનોના સૈન્ય સામે દોર્યા છે. એક વારાંગના સામે લશ્કર લઈ જવાનું મારું કામ નથી—' બાલુકરાય અરધો બેઠા જેવો થઈ ગયો હતો.

'એટલે?'

વિમલના શબ્દનો રણકો ખંડમાં વાગી રહ્યો. દામો-

દરને આ સ્થિતિ અત્યારે બહુ વહેલી લાગી. તે હાથ જોડીને વચ્ચે જ બોલ્યો: 'એટલે એમ કે ચૌલાદેવી અઠવાડિયામાં પાટણ તજી દેશે—એવો મેં બંદોબસ્ત કર્યો છે. એટલે—હું સોલંકીને પૂછતો હતો કે તમને આ કામ ગમે છે?'

'હાં, હાં; ત્યારે તેં એ કરી નાખ્યું છે કાં?'

'હાસ્તો; હું આપને એ કહેવાનો હતો ત્યાં સોલંકી આવ્યા. એટલે જ મેં કીધું સેનાપતિરાજને નાહકની તકલીફ વેઠવી પડે.'

'થયું ત્યારે—બસ, એટલું જ—આપણે ક્યાં એના ઉપર કટક દોરવું છે? આપણે તો એ પાટણમાં ન રહે એટલે બસ—કેમ, દામોદર?'

'જી હા—એટલું જ બસ છે. હું એ બરાબર પતાવી દઈશ—'

'બસ ત્યારે, બાલુકરાયની વતી તું કરી નાંખ—કેમ?' વિમલ બોલતો બોલતો ઊભો થયો. તે સમજી શક્યો કે દામોદરે ચૌલાને કાં તો કહી દીધું લાગે છે, અથવા કહી દેશે: ને તો આ કામ પતી ગયું. ચૌલા પાટણમાં ન રહે—ને ભીમદેવ મહારાજ ચાલતી આવેલી નીતિ ન તોડે—એટલું એને માટે બસ હતું.

દામોદર ને બાલુકરાય પણ બેઠા થયા.

હવેલીમાંથી બહાર નીકળ્યા પછી બાલુકરાયે દામોદરના ખભા ઉપર હાથ થાબડ્યો: 'તમે ઠીક કર્યું, મહેતા! અમે જોદ્ધાના મફત આથડી પડીએ—મને ઠીક બચાવી લીધો—' અને તેણે દામોદરનો હાથ પ્રેમથી દાબ્યો: એવું

કહેવા—કે એ તો હવે જોવાશે ચૌલાને કેમ બહાર મોકલાય છે તે.

દામોદર તેની વાત કળી ગયો. તેને લાગ્યું કે આ માણસ ભવિષ્યમાં ઉપયોગી નીવડશે. તેણે એનો હાથ એટલા જ ઉમળકાથી દાબ્યો: 'મારે પણ તમારે માટે થઈને કરવું પડ્યું!'

'હું સમજું છું, ભાઈ! સમજું છું. ઠીક થયું—પાણી પણ રહ્યું ને આબરૂ પણ રહી—આ વાણિયું રાજા ભીમદેવને—'

'અરે, બોલતા નહિ—' દામોદર બોલી ઊઠ્યો. 'આંહીં તો માટીને પણ કાન છે!—પણ ચૌલા સિદ્ધપુર જાય તો સારું; આંતર વિગ્રહ ટળે.

'એ પણ થઈ રહેશે; મેં સાંભળ્યું છે કે મહારાણી એને ટાળવા માગે છે. આપણે એ તકનો જ લાભ લઈશું.'

બાલુકરાયને આગળ બોલતો અટકાવી દામોદર તેનાથી છૂટો પડ્યો. તે રસ્તે ચાલતાં મનમાં વિચાર કરી રહ્યો હતો: મંત્રીને પાટણમાંથી બહાર જવાનું છે એ ચોક્કસ—ને ચૌલાદેવીને જવાનું છે એ પણ ચોક્કસ. જોઈએ હવે શું થાય છે! ભસ્માંકદેવ કાંઈક સમાચાર મોકલે—ને એવા મોકલે કે સૌ જાગી જાય—તો આમાંથી રસ્તો નીકળે.

## ૯. પાટણ છોડયું

જે ચાર છ દિવસો વીત્યા એ દામોદરને મન ચાર છ યુગ જેવા થઈ ગયા.

મહારાણી ઉદયમતી ને દુર્લભદેવીને તે દિવસે દ્રોણાચાર્ય સાથે જોયા પછી એને ક્યાંય નિરાંત ન હતી.

ચૌલાદેવી ઉપર હવે બન્નેની કડક દૃષ્ટિ થઈ છે એ ખબર એને મળ્યા હતા.

એક રાત્રે એ રાજમહેલ પાસે ચારે તરફ જોતો ફરતો હતો. એણે ગુપ્ત વેષ ધારણ કર્યો હતો. મોંએ દાઢી લગાવીને બુકાની બાંધી દીધી હતી. પગે મારવાડી ઘાટના જોડા પહેરી લીધા હતા. તે મરૂભૂમિ તરફનો સાધારણ યોદ્ધો બનીને ફરી રહ્યો હતો.

એક માણસ છેક એની પાસેથી ઘસાઈને ચાલ્યો ગયો, પણ એને ઓળખી શક્યો નહિ.

અચાનક એણે એક પાલખીને રાજરાણીવાસના દ્વાર પાસે થોભતી જોઈ. તેમાંથી ઊતરીને એક નાજુક સુંદર સ્ત્રી અંદર ચાલી ગઈ. પાલખી ઉપાડનારા બહાર આવીને થોભ્યા.

દામોદર ફરતો ફરતો પાલખીવાળા પાસે ગયો. તેમાંનો એક કાંઈક પ્રેમની ગાથા ગુંજી રહ્યો હતો. બીજો હસી રહ્યો હતો. બીજા બે જણા નિરાંતે આડા પડચા હતા. દામોદર તેમની જોડે વાતે વળગ્યો.

'શી પણ ગરમી છે! સરોવરને કિનારે તો માણસ માતું નથી!'

'એ બાજુ ફરવા ગયા હતા?' પાલખીવાળાએ પૂછ્યું. તેમણે દામોદરને રાજસેવકમાંનો એક ધાર્યો.

'હા, ભાઈ! શું કરવાનું? હમણાં મહારાજનાં દર્શન તો દુર્લભ—એટલે બે ઘડી જીવ તો બહેલાવીએ. એક લોટો ભાંગ ચડાવી—ત્યાં એક પુષ્પદાસી મળી ગઈ. બે ઘડી ત્યાં જીવને રમાડચો—કોને ખબર છે, આવતી કાલે શું થવાનું છે? આંહીં મહારાજ તો બહાર આવતા નથી—ને કહે છે માળવાવાળો તૈયાર થાય છે!'

પાલખીવાળા હસી પડચા.

'કેમ હસ્યા?'

પાલખીવાળા વધારે જોરથી હસ્યા.

'કેમ?'

'મહારાજને તો આણે ભૂરકી નાખી છે ભૂરકી. એમાંથી જાગે ત્યારે નાં?'

'આણે—' દામોદર વિકળ બનીને ચારે તરફ જોવા લાગ્યો.

'આણે—આ પાલખીમાં હમણાં આવી એણે—એટલે તો મહારાણી ઉદયમતીએ આ બીજું તેડું મોકલ્યું. પણ મહારાજને એવી વળગી છે—માથા ઉપરની બધી ખરી ન

જાય તો સારું—!

ચૌલાદેવીને અત્યારે રાણી ઉદયમતીએ બોલાવેલ છે એ સમાચારે એને ગભરાવી મૂક્યો. તે પહેલાં એક રાત્રે બોલાવેલ એ તો એને ખબર હતી. ત્યારે ચૌલાને પાટણ તજવા રાણીએ કહ્યું—ને તેણે ફરીને ના પાડી. આજે પાછી ફરીને બોલાવી હતી. પાલખીવાળા પાસે એ થોડી વાર થોભ્યો, પણ એમણે હવે કાંઈ વાતચીત ન કરવાનો નિશ્ચય કર્યો લાગ્યો. તે ત્યાંથી ઊઠીને રાજમહાલના પાછળના ભાગમાં ફરવા માંડ્યો. દેવરાજ નકુલ તરફ ગયો હતો એટલે બીજી વધારે માહિતી મેળવવાનું કાંઈ સાધન નહોતું. તે બે ઘડી એમ ફર્યો હશે, એટલામાં રાજમહાલનું પાછલું બારણું ઊઘડતું લાગ્યું. બુકાનીવાળા એક જબરજસ્ત સૈનિકે તેમાંથી બહાર પગ મૂક્યો. તેણે પોતાના બન્ને હાથ વડે કાંઈક ઉપાડી લીધું હતું. દામોદર તે શું છે તે જાણી શક્યો નહિ.

એટલામાં ત્વરાથી પેલા પાલખીવાળા ત્યાં આવતા જણાયા. પેલા સૈનિકે પોતાનો ભાર તેમાં મૂક્યો ને પોતે પણ તેમાં ચડી બેઠો. પાલખીવાળાઓએ ઝડપથી પાલખી ઉઠાવી. તે ચાલ્યા કે તરત બે ઘોડેસ્વારો એમની પડખે આવી ગયા.

દામોદર પાલખીને નજરમાં રાખી તેની પાછળ ઉતાવળે ચાલ્યો. રાજમાર્ગ ઉપર જવાને બદલે, કે શહેરમાં જવાને બદલે પાલખીવાળા ઉજ્જડ માર્ગ ઉપર ધસ્યે જતા હતા. પાલખી એટલી ઝડપથી ચાલતી હતી કે ઘોડેસ્વારોને પણ તેમની સાથે રહેવાને મહેનત પડતી હતી.

પાટણના દરવાજા હજી ખુલ્લા હતા. પાલખીવાળા

ટૂંકામાં ટૂંકા માર્ગે શહેર બહાર નીકળી જવા માગતા હોય તેમ લાગ્યું. રાજસૈનિકોને સાથે જોઈ તેમને કોઈએ રોકયા નહિ.

દામોદર એની પાછળ જઈ રહ્યો હતો. એક જૂના અવાવરુ માર્ગ ઉપર થઈને એક વાવ પાસે આવીને પાલખીવાળા થોભ્યા.

તેઓ પરસેવે રેબઝેબ થઈ ગયા હતા. એટલે થોડોક વિસામો લેવા માગતા હતા. દામોદર એક ઝાંખરાની પાછળ બેસી ગયો.

અંદરથી એક કર્કશ અવાજ આવ્યો: 'એલા! કેમ થોભ્યા? તમારો બાપ કોઈ આવી નહિ ચડે?'

દામોદરે શબ્દોચ્ચાર પારખ્યો. કોઈ સોરઠી જોદ્ધો છે. અને તો, એણે ઉપાડેલો ભાર—તે ચૌલાદેવી હશે, અને કદાચ રાણી ઉદયમતીની આજ્ઞાથી અત્યારે એને ઉપાડી જતો હશે!

પણ ચૌલાદેવીનો કાંઈ અવાજ આવતો નથી એ શું? દામોદરને વિચાર કરતાં કમકમાં છૂટચાં. તેને મૂર્છિત કરીને ઉપાડી લાગે છે. તે પોતે શું કરવું એનો વિચાર કરી રહ્યો.

પાલખી ઉપાડનારાઓએ પાછી ત્વરાથી ચાલ શરુ કરી દીધી હતી. એમ ને એમ થોડી વાર ચાલ્યા પછી તેઓ એક જૂના શિવાલય પાસે આવીને થોભ્યા.

દામોદરે ચારે તરફ દૃષ્ટિ કરી. આ માર્ગ એને અપરિચિત લાગ્યો.

પાલખીવાળાઓ ત્યાં થોભ્યા. અંદરથી પેલો સૈનિક બહાર આવ્યો. 'આ તમારી માને બહાર કાઢો!' એણે પાલખીવાળાઓને કહ્યું ને કાંઈક વિચિત્ર અવાજ કર્યો.

એ અવાજના જવાબમાં હોય તેમ પેલા શિવાલયમાંથી બે જૈનસાધુઓ બહાર આવ્યા, અને થોડી વાર પછી એક અત્યંત વેગી સાંઢણી લાવીને કોઈએ પાલખી પાસે ઝૂકાવી.

દામોદરને લાગ્યું કે જે ક્ષણ જાય છે તેમાં આ સાંઢણી ઉપર પેલી સ્ત્રીને મોકલી દેવામાં આવશે.

તે પ્રગટ થવું કે ન થવું, એનો વિચાર કરી રહ્યો હતો.

પેલી પાલખીમાંથી એક મૂર્છિત સ્ત્રીને બહાર લાવ્યા. તેને સાંઢણી ઉપર બરાબર બેસારી. તેને પાછળથી ને આગળથી ઠીકઠીક રીતે દોરીથી બાંધી લીધી. તે બિલકુલ ભાનમાં ન હતી. શું થાય છે તેનું એને ગ્નાન ન હતું. એક ઘડી—અને સાંઢણી ઝબ દઈ ને બેઠી થવાની તૈયારી કરી રહી.

'આ બાઈ ને નડુલમાં મોટા અપાશરામાં લઈ જવાની છે.' પેલા સાધુઓએ સાંઢણીવાળાને સૂચના આપી. સાંઢણી ઝડપ દઈ ને બેઠી થઈ—અને તે સાથે જ જાણે વીજળીની ત્વરાથી પાસેની ધાર ઉપરથી વરસાદ પડે તેમ બે ઘોડેસ્વારો નીકળી આવ્યા. ઝડપથી ભાલા ધરીને તે સાંઢણીની આડે ઊભા રહ્યા: પાલખીવાળા બે ઘોડેસ્વારો આ જોઈ ને તરત આગળ વધ્યા—ને પેલો પાલખીવાળો સોરઠી જોદ્ધો એકદમ તલવાર લઈ દોડચો. 'અલ્યા કોણ છે ઈ માટીનો ?' તેણે તલવાર ઉઘાડી રાખીને જ પૂછ્યું.

'કોણ છે એ ?' સામેથી વજ્જર જેવો શબ્દ આવ્યો. દામોદર ચમકી ઊઠચો. તેણે હમણાં અપ્રગટ રહેવામાં ડહાપણ જોયું.

'અલ્યા કોણ છે એ ?' ફરી આવેલા પહાડી અવાજે પેલા બે ઘોડેસ્વારો તો થંભી ગયા. પાટણનો મહાસેનાપતિ

બાલુકરાય ત્યાં ઊભો હતો. પેલા સાધુઓ તો એને જોઈને પ્રથમ ઝપાઝપી થતાં જ ઊપડી ગયા.

'એ તો અમે—'

'અમે એટલે કોણ? કોણ નકુલવાળો મહીન્દુ?'

'હા, મહારાજ!'

'ને બીજો?'

'દર્દુર—'

'અલ્યા, આંહીં કેમ આવ્યા છો? અને આ કોને લઇ જાઓ છો?'

દામોદર શાંતિથી આગળ વધતો પાસે ગયો. તે ઝાંખરા પાછળ હતો એટલે દેખાય તેમ ન હતું. પેલા બે સૈનિકો સેનાપતિને અચાનક આંહીં જોઈને એવો ક્ષોભ પામી ગયા હતા. કે બોલી શકયા નહિ. સાંઢણીવાળો ઉપર બેઠો ધ્રૂજતો હતો.

'અલ્યા સાંઢણી નીચે ઝુકાર.'

પેલાએ સાંઢણી નીચે ઝુકારી.

'અલ્યા ચકમક કર તો—'

એક જણાએ ચકમક કરી. અને બાલુકરાયે સાંઢણી ઉપર મૂર્છિત અવસ્થામાં પડેલી પદ્મિની જેવી ચૌલાને જોઈ.

તે આશ્ચર્યથી બોલી ઊઠયો: 'અરે!—આ તો ચૌલા-દેવી—અલ્યા કોની આજ્ઞાથી લઈ જાઓ છો? કયાં લઇ જાઓ છો?'

કોઈ બોલી શકયું નહિ.

'હવે આનું શું કરવું છે? અલ્યા, તમે બન્ને જાઓ. મહારાણીને બીજી કાંઈ વાત નથી કરવાની સમજ્યા? પેલા

બે સાધુ હતા તે ક્યાં ગયા ?'

'એ તો છટકી ગયા લાગે છે !'

'જાવા દો. પણ જુઓ, તમારે કહેવું કે ચૌલાદેવીને પાછી સોમનાથના મંદિરમાં લઈ જવામાં આવી છે—બસ, એટલું જ—બીજું બોલ્યા તો મૂઆ સમજજો. ને પેલો પાલખીવાળો ક્યાં ગયો એ ?'

સાંઢણી પાસે ઊભો ઊભો સોરઠી જોદ્ધો તક જોતો હતો. તેનો હાથ તલવાર ઉપર હતો. બાલુકરાયે તેને ભાલાની અણીએ લીધો—પેલો ચાલે કે હાલે, તો ભાલો આખો સોંસરવો નીકળે એવું થઈ ગયું.

'વીરપુરુષ ! ચાલતા નહિ હો—નહિતર મારૂં ભલકું નાહકનું રંગાશે બિચારું. બોલો, તમે પણ આમાં ખરા નાં ? આ બાઈને શું આપ્યું છે ?

'ધતૂરાવાળી ભાંગ—' તે બોલ્યો.

'સારું—હવે તમે અમારી સાથે ચાલો—અલ્યા કોણ છે સાંઢવાળો—'

'હું દેવો નકુલિયો બાપુ !'

'એમ કે ? નકુલિયા ! જો આ સાંઢને સીધી હંકારી જા—'

'ક્યાં બાપુ ?'

બાલુકરાય વિચારમાં પડ્યો. ઝાંખરા પાછળથી એક અવાજ આવ્યો. તેણે એને ચમકાવી દીધો—'એલા કોણ બોલ્યું એ મહેતા જેવું ? કોણે સિદ્ધપુર કહ્યું ?'

ઝાંખરા પાછળથી દામોદર હસતો બહાર આવ્યો : 'એ તો હું છું !'

'તમે કે? મહેતા! તમે પણ શું આવાં કારસ્થાન કરો છો! હવે આને ક્યાં લઈ જવી?'

'સિદ્ધપુર—ત્યાં એને આરામ પણ મળશે ને મૂર્છા પણ વળશે. ત્યાં હમણાં એક નવો બહાદુર સાધુ પણ આવ્યો છે. તમને ખબર હોય તો—કહે છે, સોમનાથમાં લડ્યો હતો—'

'સોમનાથમાં તો સેંકડો લડ્યા ને હજારો પડ્યા—'

'પણ કહે છે આ જાણવા જેવી વ્યક્તિ છે—નામ તો તમે સાંભળ્યું હશે?'

'કોણ?'

'કાર્તિકસ્વામી.'

'હશે. તમે ઓળખો છો, તો થયું. મોકલો ત્યારે સિદ્ધ-પુર—ત્યાંથી—'

'ત્યાંથી—પછી થઈ રહેશે.'

'ઠીક ત્યારે; જો અલ્યા! તું પણ ચડી જા, આ સાંઢણીની પાછળ' બાલુકરાયે પોતાની સાથેના ઘોડેસ્વારને કહ્યું, 'ને નકુલિયો બીજે રસ્તે જાય છે એમ ખબર પડે તો એને પૂરો કરજે—ને રૂદ્રમાળના મહંત મહારાજને અમારા જયસામ્બ કહેજે.' બાલુકરાયે એને એક બાજુ બોલાવ્યો: 'જો કોઈને ખબર ન પડે. મહારાણીને—મહારાજને કે કોઈને. મહંતમહારાજને કહેજે—કે આને સાચવવાની છે. ઔષધોપચાર બરાબર કરે. બીજા સમાચાર પાછળથી આવશે—સમજ્યો કે? પણ કોઈને ખબર ન પડે—સમજ્યો?'

પેલા માણસે સાંઢણી ઉપર પોતાની જગ્યા લીધી.

સાંઢણી રવાના થઈ. બાલુકરાયે પેલા સોરઠી યોદ્ધાને કહ્યું: 'ચડી જા, આ મારી સાથેના ઘોડા ઉપર ને મારી

સાથે સાથે આવ. નામ શું અલ્યા ?'

પેલો ઘેંશ જેવો થઇ ગયો હતો. તેણે કહ્યું: 'સિંધણુ !'

'અલ્યા, નામ તો ફાંકડું ભાઈ ! તારે ત્યાં—સોરઠમાં—સ્ત્રીઓનાં આમ હરણ થાય છે ?'

'હું તો શું કરું, બાપુ ! હું તો ચીઠ્ઠીનો ચાકર—'

'એમ કે ?'

'કોણે મહારાણી ઉદયમતીએ મોકલ્યો હતો ?'

પેલાએ કાંઈ જવાબ ન વાળ્યો.

'ને આ સંઘ ક્યાં નકુલ પહોંચાડવો'તો ?'

સિંધણુ કાંઇ બોલ્યો નહિ. બાલુકરાયે પેલા બે ઘોડેસ્વારોને ને પાલખીવાળાઓને કહ્યું: 'જાઓ, લ્યા ! તમારું કામ થઈ ગયું, ને સિંધણુ તો નકુલ એમની સાથે ગયો. સમજ્યા નાં ?' તે ખડખડાટ હસી પડયો. સૌ હસી પડયા.

'લ્યો મહેતા ! ત્યારે જયસામ્બ ! અમે જઈશું. ભાઈ, સિંધણુ ! તું તો મારી સાથે જ આવે છે નાં ? આ તારી તલવાર જરાક આમ લાવ તો, કેવીક છે ?' સિંધણે તલવાર આપી. બાલુકરાયે તેના બે કટકા કરીને ફેંકી દીધા. 'લે હવે ચાલ ! મારી સાથે—'

બન્ને જણા રવાના થઈ ગયા.

દામોદરને લાગ્યું કે બાલુકરાયે આખી યોજના પહેલેથી ઘડી કાઢીને રણયોદ્ધાની ત્વરાથી તે પાર ઉતારી હતી. એની સાથે રહીને જો નકુલનો પ્રશ્ન ઉકેલાય તો એમાંથી મહારાજની સત્તા ફરી જામે. બાલુકરાયની મુક્ત, સ્વતંત્ર ને ત્વરિત રીતભાત એને આકર્ષક લાગી.

એ ફરતો ફરતો ઘેર પહોંચ્યો.

ત્યાં આયુષને તેની રાહ જોઇને ઊભેલો તેણે જોયો.

'કેમ અલ્યા ! અત્યારે ?

'મહારાજ પણ હમણાં જ પાટણ છોડી ગયા !'

'હેં !' આકાશમાંથી વીજળી પડે એવો પ્રબળ ક્ષોભ દામોદરને થયો.

'ને એમની ગેરહાજરીમાં મહારાણી બધું તંત્ર સંભાળશે—એમ અધિકારીઓને ખબર મોકલી આપ્યા છે.'

'કોણે ?'

'મંત્રીરાજે !'

દામોદર ઘડીભર દિઙ્મૂઢ બની ગયો.

એને લાગ્યું: રણસંગ્રામ શરૂ થયો છે—પરિણામ આવે તે ખરું.

## ૧૦. રુદ્રમહાલય

રુદ્રમહાલયના મઠપતિ ત્રિપુરાંતકની નિદ્રામાં આજ બીજી વખત ભંગ પડચો. રાતના પહેલા ભાગમાં સેનાપતિ બાલુકરાયનો માણસ પાટણથી આવેલી એક નર્તિકા માટે ઉતારાપાણી ને ઔષધનો બંદોબસ્ત કરાવી રવાના થઈ ગયો હતો. એ નર્તિકા કોણ હતી તે ત્રિપુરાંતકને ખબર ન હતી. તેમ જ બાલુકરાયે વિશેષ કાંઈ કહેવરાવ્યું પણ ન હતું. એણે એ કાંઈક બેશુદ્ધ જેવી જણાતી નર્તિકાને આશ્રય આપ્યો. પોતે ઔષધોપચાર જાણતો એટલે એને ઔષધોપચાર પણ કર્યો. થોડીવારમાં જ તે ભાનમાં આવી ગઈ. એણે તેને માટે રહેવાનો બંદોબસ્ત કરાવી દીધો. જઈને પોતાની શય્યામાં શરીર લાંબું કર્યું. પણ મોડી રાતે તે સફાળો જાગી ઊઠચો. બહારથી અવાજ આવી રહ્યો હતો.

'ગુરુદેવ ! મહારાજ !—

અવાજ પરિચિત હતો. એના નવા પટ્ટશિષ્યનો અવાજ હતો. ત્રિપુરાંતકને પહેલી ચિંતા તો નર્તકી વિષે થઈ—કાં એ ફરી બેભાન થઈ ગઈ, કાં એને કોઈ ઉપાડવા આવ્યું હોય ને તોફાન થયું હોય—તેણે એક ઘડીભર ધ્યાનથી

કાન દીધા.

એટલામાં ફરી અવાજ આવ્યો: 'ગુરુદેવ!'

એનો નવો પટ્ટશિષ્ય કાર્તિકસ્વામી પોતે કાંઈ મહત્ત્વના કામ વિના અત્યારે એને બોલાવે નહિ. તેણે પાટણના આંતરિક વિગ્રહ વિષે જાણ્યું હતું—અને કાર્તિકસ્વામીને અત્યારે આમ બોલાવતો સાંભળ્યો એટલે એને અચાનક સાંભર્યું: આ એ નર્તિકા તો ન હોય? એણે તો એને એમ કહ્યું હતું કે તે રૂદ્રમહાલયનાં દર્શન કરવા આવી છે. ને આવતી કાલે તો તે મહાકાલેશ્વર જવાની છે—અને રસ્તામાં પરિશ્રમ હરવા વધારે ભાંગ લેવાઈ ગઈ એટલે અસ્વસ્થ બની ગઈ હતી. ત્રિપુરાંતક એ સમાચારે કાંઈક સ્વસ્થ પણ થયો હતો. મહારાણી ઉદયમતી કે મહામંત્રી વિમલની આંખે ચડવાની એને ઇચ્છા ન હતી. બાલુકરાયને પણ અપ્રસન્ન કરવાનું એને કારણ ન હતું. એટલે આવતી કાલે—આ જાય તો પછી એ ગમે તે હોય તેની સાથે એને લેવા દેવા ન હતી. એટલામાં કાર્તિકસ્વામીને બોલાવતો સાંભળી એની શંકા વધારે સજ્જડ થઈ. મઠપતિ ઊઠ્યો. બારણું ખોલ્યું. પણ બહાર કાર્તિકસ્વામી જ હતો નહિ. પોતાને સ્વપ્ન આવ્યું કે શું? એમ વિચારી એણે મોટેથી બૂમ પાડી: 'કાર્તિકસ્વામી! ક્યાં ગયો કાર્તિક?'

એટલામાં એક બાજુથી 'ગુરુદેવ! ધીમેધીમે—તમને ખબર નથી કોણ આવ્યું છે—' એમ બોલતો કાર્તિકસ્વામી આવ્યો.

'કેમ? કોણ આવ્યું છે? પાટણ તજીને સૌ ભિન્નમાલ જાય છે કે શું?'

'અરે! એ સાંભળશે—મેં એમને બહાર થોભવા વિનંતી કરી છે—'

'વિનંતી કરી છે?—એટલે કોણ રાજપુરોહિત સોમદેવ આવ્યા છે? એમને મળવા માટે તો મારે બહાર જવાનું હોય કે એમને ત્યાં થોભાવવાના હોય? ક્યાં છે એ પંડિતરાજ?—'

કાર્તિકસ્વામી મઠપતિ પાસે સર્યો ને તેના કાનમાં ધીમેથી કાંઈક કહ્યું.

મઠપતિ માનતો ન હોય તેમ તેની સામે જોઈ રહ્યો: 'હેં! હોય નહિ—શું બોલે છે?'

'આપ આવો ને ખાતરી કરો—'

મઠપતિ આગળ ને કાર્તિકસ્વામી તેની પાછળ એમ બન્ને જણા મંદિરના પાછલા દ્વાર પાસે આવીને ઊભા રહ્યા. પૂરતા અજવાળાના અભાવે કાર્તિકસ્વામીને બરાબર ખબર પડી નહતી કે કોણ આવ્યું છે પણ આવનાર માણસની મુખમુદ્રા, વેષભૂષા અને રીતભાત ઉપરથી તેને કોઈ મહાન રાજઅધિકારી પુરુષ ધારીને તેણે મઠપતિને બોલાવ્યા હતા.

મઠપતિએ જોયું તો અંધારામાં એક ઊંચો પડછંદ સશક્ત આદમી ઊભો હતો. તેનો વેષ શિકારીનો હતો. તેનાથી થોડે દૂર જાણે એનો પડછાયો હોય તેવો શાંત ઘોડો ઊભો હતો. આવા કામને ટેવાયેલો હોય તેમ તે મીણના પૂતળાની માફક ઊભો હતો. અને તેના ત્યાં હોવા વિષે ખાતરી કરવા માટે પણ આંખને ખેંચવી પડે તેમ હતું.

મઠપતિ આગળ વધ્યો. તેણે પોતાના કાંઈક સુક્કાશુષ્ક પણ સત્તાદર્શક અવાજે કહ્યું: 'કોણ છો ભાઈ,

અત્યારે ?'

એ જ વખતે મહાલયના ચોકીદારની મશાલનું તેજ પાછળથી ત્યાં પથરાઈ ગયું. અને મઠપતિ માનતો ન હોય તેમ આશ્ચર્યથી આવનારની સામે જોઈ રહ્યો.

ગુજરાતનો રાજા ભીમદેવ સોલંકી ત્યાં ઊભો હતો.

## ૧૧. કાર્તિકસ્વામી

ગુજરાતના રાજાને અત્યારે આંહીં એકલો આવેલો જોઈને મઠપતિના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એણે જે કર્ણોપકર્ણ સાંભળ્યું હતું તે અત્યારે એને હૈયે ચડી આવ્યું. એક દિવસ અચાનક મહારાજ મૂલરાજ સોલંકી આ પ્રમાણે આ દેવસ્થાનમાં આવ્યા હતા ને બીજે જ દિવસે એમણે સંન્યસ્ત ગ્રહણ કરી રાજનો ત્યાગ કર્યો હતો. સોલંકીઓ સિંહાસન કરતાં સિદ્ધાસનમાં વધારે શ્રદ્ધા ધરાવતા. આ ભીમદેવ મહારાજને પણ સિંહાસન લેવાનું કહેતાં —તેમણે ના પાડી હતી. અને કેવળ પ્રજા પ્રત્યેના ધર્મથી પ્રેરાઈને એણે આ રાજગાદી બહુ આગ્રહે સ્વીકારી હતી. પછીથી તો સોમનાથના વિનાશની રાજાના અંતઃકરણ ઉપર જે અસર થઈ હતી તે મઠપતિથી અજાણી ન હતી. ચૌલાદેવીની વાત પણ વાતાવરણમાં ગુંજી રહી હતી. એટલે ભીમદેવને અત્યારે આંહીં એકલો આવેલો જોઈને તે આશ્ચર્ય પામ્યો, ભય પણ પામ્યો ને કંઈક અસ્વસ્થ થઈ ગયો. તેને રાજાના ભાવિ વિષે જેટલો ભય ઉત્પન્ન થયો, તેટલો કારણ વિના પોતે કોઈ વાતમાં સંકળાતો તો નથી નાં—એ

વિચારને લીધે પણ થયો.

'મહારાજ! અત્યારે આપ આવી રીતે એકલા? કોઈ સૈનિક પણ સાથે નથી કે શું? અરે! કાર્તિકસ્વામી! મહારાજ માટે આગલી પરસાળના બે ખંડ તૈયાર કરાવો—મહારાજ! પધારો આપ—આ બાજુ પધારો મહારાજ—'

મઠપતિએ રાજાનો સત્કાર કર્યો.

મશાલચીએ મશાલ આગળ ધરી.

એક ઘડીભર રાજા મઠપતિના શિષ્યને જોઈને આશ્ચર્ય પામ્યો હોય તેમ લાગ્યું. કાર્તિકસ્વામીને તો તરત રાજાનો ચહેરો યાદ આવી ગયો. રાજા વિચાર કરતો ને કાંઈક સંભારતો એક પણ શબ્દ બોલ્યા વિના, મઠપતિને પ્રણામ કરીને આગળ ચાલ્યો.

પાટણની, મંદિરની, આજુબાજુની વાતો મઠપતિ, કર્યે જતો હતો. જે મઠપતિએ મૂલરાજદેવની અનેક વિનંતીઓ પછી રૂદ્રમહાલયમાં આવવાનું સ્વીકાર્યું એ તો એક આદર્શરૂપ થઈ ગયો. અત્યારના આ ત્રિપુરાંતકમાં એ શક્તિ ન હતી એ ખરું, તો કોઈ એવા દોષ પણ ન હતા. એની પ્રતિષ્ઠા પણ પ્રમાણમાં ઠીક હતીઃ અને એણે સઘળા પ્રત્યે સમાન દૃષ્ટિ રાખીને એ સાચવી રાખી હતી.

'મહારાજ! આપ ગયે વખતે પધાર્યાં ત્યારે આ વિશાળ ચોક નહિ હો—એ હમણાં જ કરાવ્યો. સરસ્વતીની એક પ્રતિમા પણ તૈયાર થાય છે—ને પેલી બાજુ, ખાસ મહોત્સવપ્રસંગે, સ્ત્રીઓ માટે તદ્દન જુદી જ યોજના થઈ રહી છે—મંત્રીવર્યે પણ એને અનુમોદન—'

આગળ ચાલતા રાજાએ આ સઘળું સાંભળ્યું ખરું.

ને જ્યારે મઠપતિએ આંગળીથી જગ્યાઓ બતાવી ત્યારે એ તરફ સહજ જોયું પણ ખરું, પરંતુ તેનું ધ્યાન કોઈ વાતમાં ન હતું.

પોતાના ખંડમાં જતાં પહેલાં એક ક્ષણભર તેની દૃષ્ટિ સામેની બારી ઉપર ઠરી. તેણે દૃષ્ટિને પાછી વાળી લીધી. મઠપતિને હવે સાંભર્યું કે તેણે ઉતાવળમાં ને ઉતાવળમાં રાજાને આ તરફ દોર્યો હતો. પણ રાજાના જ ખંડ પાસે તેણે પેલી નર્તિકાને ઉતારો આપ્યો હતો. મશાલનું તેજ જોઈ પેલી નર્તિકાએ બહાર ડોકિયું કર્યું. એટલામાં રાજાની પણ એના ઉપર દૃષ્ટિ ગઈ. એને જે શંકા થઈ હતી—તે વધારે દઢ થઈ. પણ અત્યારે હવે કાંઈ પણ ફેરફાર સૂચવવામાં ડહાપણ નથી એમ જોઈ એ શાંત રહ્યો.

રાજા થાકેલો હતો. એટલે તેણે પોતાના ખંડમાં આવતાં જ દૂરથી મહાદેવના મંદિર તરફ ફરી ધજાને પ્રણામ કર્યા અને પછી બે હાથ જોડી મઠપતિને ને કાર્તિકસ્વામીને નમન કર્યા. કાર્તિકસ્વામીને જોતાં રાજાને ફરી સાંભર્યું કે એણે એને ક્યાંક ચોક્કસ જોયો છે. પણ અત્યારે એ કાંઈ બોલ્યો નહિ. મૌન રહી બન્નેને પ્રણમી રહ્યો. બન્ને જણા રાજાની ઇચ્છા સમજી ગયા હોય તેમ તરત પાછા ફર્યા. અને થોડી વારમાં રાજાના દ્વાર પાસેના ચોકીદારોને સૂચના આપી પોતપોતાની શય્યા તરફ જવા લાગ્યા.

'રાજાનો ચહેરો પડી ગયો લાગે છે!' ત્રિપુરાંતકે રસ્તામાં કાર્તિકસ્વામીને કહ્યું. 'એક પણ શબ્દ બોલ્યા નથી—!'

'બહુ શ્રમ પડચો લાગે છે!'

'ઘોડાનો બંદોબસ્ત તો કર્યો નાં?'

'એ તો થઈ જ ગયો. પણ રાજા આમ અચાનક ને એકલા આવ્યા તે નવાઈ જેવી વાત છે. એક ઘડીભર એની દૃષ્ટિ પેલી નર્તિકા ઉપર પડી—એ તમે જોયું? એ પણ અત્યારે જ આંહીં ક્યાંથી આવી?'

ત્રિપુરાંતક કાંઈક કટાક્ષમાં બોલ્યો : 'રાજા છે!—પણ આપણે શું કામ? એ નર્તિકાને લીધે આપણે ત્યાં કોઈ પક્ષને રાગદ્વેષની ગંધ ન આવે એટલે બસ. કાલે સવારે તો એ જવાની છે નાં?'

'લાગે છે તો એમ જ—'

'થયું ત્યારે—આપણે એ કોણ છે એ જાણવાનું ય શું કામ છે? આપણે એવી શી પંચાત?'

કાર્તિકસ્વામીને મઠપતિની આ ઉપેક્ષા બહુ રુચી નહિ. રાજા ભીમદેવને નિહાળવાની એની પાસે ખાસ દૃષ્ટિ હતી. એટલે રાજાના ચહેરા ઉપર પથરાયેલી આ ઉદાસીનતાએ એને વધારે અસર કરી. તેણે સોમનાથના મંદિર પાસે આ ભીમદેવને જ હજારો હાથથી યુદ્ધ કરતો હોય તેવો, રણકેસરી જેવો, જોયો હતો. આજે એને આવી અવસ્થામાં જોવો એ એને વસમું લાગ્યું. રાજાના દિલમાં શું છે એની એને સમજણ પડી નહિ—પણ પેલી નર્તિકા આજે આવી, આ રાજા પણ આજે આવ્યો, પાટણમાં ચાલતી રાજાની પ્રેમકથા એને કાને આવી હતી, એટલે એને આ વાતમાં અતળ ઊંડાણ લાગ્યું. એને રાજાની આ સ્થિતિ વિષે લાગી આવ્યું.

એ પોતે સોમનાથનો પરમ ભક્ત હતો. એની વિદ્વત્તા વડે એણે દેશવિદેશમાં ખ્યાતિ મેળવી હતી. અને છતાં રણ-

યોદ્ધો પણ હતો. સોમનાથના પતન સમયે એ સોમનાથમાં જ હતો. એણે સેંકડો ને હજારો શૂરવીરોને રણમાં રગદોળાતા જોયા હતા. એ ભીમદેવના અપ્રતિમ શૌર્યનો સાક્ષી હતો. એણે રાજાને ને રાજસૈનિકોને સિંહની પેઠે ઘૂમતા જોયા હતા. એણે તરુણોને ત્યાં મરતા જોયા હતા. એણે ત્યાં ન મરનારાઓને રોતા જોયા હતા. પોતાનું કોઈ દૂરનું સગું પણ સોમનાથના રણમાં પડ્યું છે એ વિચારમાત્રના ગૌરવથી એણે ઘણાને ઉન્નત બનતા જોયા હતા. રાજા ભીમદેવના સાન્નિધ્યમાં એ પણ ઘૂમ્યો હતો. અને એકાકી ભીમદેવે એકલી સમશેર વડે ત્રણ હજાર યોદ્ધાઓને વાઢી નાખ્યા—જેમ ઘાસ કાપે તેમ કાપી નાખ્યા—ને સૌ જોતા રહ્યા ને એ રણભીમ સમુદ્રના તરંગઅશ્વ ઉપર ચડીને અદૃશ્ય થઈ ગયો—એ જોઈ ને એ છક્ક થઈ ગયો હતો. તેણે પણ દરિયાના મોજામાં ઝંપલાવી પોતાની જાત બચાવી. અને પછી તો છિન્નભિન્ન થયેલા ઘણા રણયોદ્ધાઓ જેમ સાધુ સંન્યાસી બની ગયા—તેમ એ પણ સંન્યાસી બની—આંહીં ત્રિપુરાંતકનો પટ્ટશિષ્ય થઈ રહ્યો હતો. આજે એ જ મહારાજ ભીમદેવને એણે જોયા—અને એનું દિલ વલોવાઈ ગયું. એ ત્રિપુરાંતકના કરતાં જુદા જ દૃષ્ટિબિન્દુથી આખી વાતને જોઈ રહ્યો હતો. એને મન સોમનાથ એ આખી પ્રજાનું સંસ્કૃતિ ધામ હતું. 'જય સોમનાથ!' ની રણહાક વડે પ્રજા જીવી શકે એમ એ માનતો. એને ફરીને સોમનાથનું રણક્ષેત્ર સાંભર્યું. ફરીને મહારાજ ભીમદેવનું પડખું સાંભર્યું. ફરીને કોઈ મહાન યુદ્ધમાં જાતને હોમવાનું સુભાગ્ય પ્રાપ્ત કરવાનું સાંભર્યું.

કાર્તિકસ્વામી પોતાના હમેશના સ્થાનમાં જઈ ને સૂતો

ખરો, પણ આજે એને નિદ્રા આવી નહિ.

બફારાથી બચવા એક સાદડી લઈને તે વિશાળ પરસાળમાં આવ્યો ને ત્યાં આંખો મીંચીને પડી રહ્યો.

થોડીવાર પછી તેને લાગ્યું કે કોઈ મૃદુસ્પર્શથી જાણે એને જગાડી રહ્યું છે.

તે સફાળો બેઠો થઈ ગયો.

અત્યારે પોતાની સામે પેલી નર્તિકા બેઠી છે, એ જોઈને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

'કોણ છો તમે? મને કેમ જગાડચો?' કાર્તિકસ્વામીએ પૂછ્યું.

પેલી નર્તિકા કાંઈ બોલી નહિ. પણ તેણે નાક ઉપર આંગળી મૂકી કાર્તિકસ્વામીને છાના રહેવાનું કહ્યું. પ્રહરીએ વગાડેલા ચોઘડિયાના ઘંટારવથી મંદિરના ઘુમ્મટ ગાજી રહ્યા. અને એક બાજુ દૂર પસાર થતા મશાલચીનો લાંબો પડછાયો ત્યાંથી ચાલ્યો ગયો.

'મારે તમને એક વાત કરવી છે, મહંતજી!' નર્તિકા બોલી. તેના સંસ્કારી મધુર અવાજે કાર્તિકસ્વામીને વિચાર કરતો કરી મૂકચો.

'શાની વાત છે? અત્યારે જ કરવા જેવી છે?'

'હા.'

'સવારે કરો તો? સવાર થવાને શી વાર લાગવાની છે?'

'પણ મારે અત્યારે જ વાત કહેવી જોઈએ—એ સાંભળ્યા પછી તમે પણ કબૂલ કરશો—'

'તો બોલી નાખો. હું સાંભળું છું—'

નર્તિકા એની તરફ જોઈ રહી. એને આશ્ચર્ય થયું કે આ માણસ કુતૂહલવૃત્તિ જેવું ખાસ ધરાવતો ન હતો. એ જ્યાંથી આવતી હતી—પાટણમાં—ત્યાં સૌ એના વિષે કુતૂહલવૃત્તિ ધરાવતાં. આંહીં કોઈ જ એને જાણવા માગતું ન હતું. આ વિરોધાભાસ તરત એની નજરે ચડયો. આ માણસ વખતે ઉપેક્ષા કરવાનો ઢોંગ કરતો હોય—પણ અત્યારે આવી વાતની ચોકસી કરવામાં સમય ગાળવો એને ઠીક ન લાગ્યો.

'આ સ્થળે નહિ—કોઈ એવી જગ્યા નથી જ્યાં આપણને કોઈ દેખે નહિ—ને કોઈ સાંભળે પણ નહિ. આંહીં તો આપણા અવાજથી, શાંત રાત્રિ છે એટલે, રાજાને પણ વખતે અડચણ થાય—'

કાર્તિકસ્વામી બોલ્યા વિના જ બેઠો થઈ ગયો. વાતનો ભેદ પામવાની ઉત્સુકતા એના મનમાં પ્રગટી હતી. રાજાનું નામ આવ્યું એટલે એ ઉત્સુકતા વધી ગઈ. તેણે પોતાની સાદડી વીંટી એક બાજુ ઉપર રાખી દીધી. પોતાનું રેશમી પીળું ઉત્તરીય બરાબર ઠીક રીતે શરીરને વિંટાળી લીધું. તે ચાલવા માંડ્યો ને નર્તિકાને નિશાની કરી પોતાની પાછળ આવવા સૂચવ્યું.

અંદરની ગુફામાં તે જઈ રહ્યો હતો. નીચે જવા માટે કેટલાંક પગથિયાં ઊતર્યા પછી લાંબી, બન્ને બાજુ પૃથ્વીમાં કોતરેલી એવી સાંકડી ગલી જેવો રસ્તો આવ્યો. સામે છેડે એક દીવો બળતો હતો. આગળ કાર્તિકસ્વામી ને પાછળ નર્તિકા એમ બન્ને ચાલ્યાં.

માર્ગને છેડે નાનો સરખો ખડકમાં કોતર્યો જેવો

ભોંય નીચેનો એક ખંડ હતો તેમાં તેઓ આવી પહોંચ્યાં. બન્ને બાજુ સોનાની બે મોટી દીવીઓમાં પ્રગટાવેલા દીવા વડે, અંદર પ્રકાશ આવી રહ્યો હતો. ભગવાન શંકરની વૃષભ ઉપર બેસાડેલી એક સુંદર પ્રતિમા સામે હતી. નર્તિકા આ જોઈ રહી. પણ એણે જ્યારે ચારે તરફની દીવાલોમાં અસંખ્ય આયુધો પણ લટકતાં જોયાં ત્યારે તેને આશ્ચર્ય થયું. આ સાધુ મહારાજ આ આયુધોને આંહીં શું કરતા હશે? તેણે વધારે તીક્ષ્ણદૃષ્ટિથી જોયું તો કાર્તિકસ્વામીનો દેહ તેને સાધુ કરતાં સૈનિક જેવો વધુ લાગ્યો.

'બોલો શું કામ છે?' કાર્તિકસ્વામીએ અંદર પહોંચતાં કહ્યું.

'બહુ ઉતાવળ છે તમારે? કે મારાથી ડરો છો?' નર્તિકાએ સહેજ હસીને કહ્યું. 'તમે આ હથિયાર પણ વાપરી જાણો છો?'

'વાપરી જાણો છો? પ્રિયતમાની માફક એ તો મારાં સુખદુઃખનાં સંગાથી છે. પણ તમારે શું કામ હતું એ તમે ન કહ્યું—'

'હું તમને કહું—' નર્તિકા બોલી—'પણ એક સરતે—'

'વાત કહેવાની ગરજ તમારે હતી; મારે નહિ. માટે કહેવી હોય તો કહી દો—નહિતર, મારો હવે વખત થયે છે ધ્યાનમાં બેસવાનો—'

નર્તિકાને આ માણસની બેદરકારવૃત્તિ—અને પોતાની તરફ જોવાની ફુરસદ પણ ન હોય એવી વાત કરવાની ઢબ જરાક સાલી. તેણે અનેકોને પોતાની તરફ આકર્ષાતા જોયા

હતા. પણ અત્યારે એ વાતનો વિચાર કરવા તે થોભી શકે તેમ ન હતું.

'મારો વિચાર પહેલાં તો તમારી સહાય લઈ આંહીં જ કોઈ સ્થળમાં થોડો વખત ગુપ્ત રહી જવાનો હતો—પણ હવે મને લાગે છે કે હું અવંતી જઈશ—ત્યાં મને જે જોઈએ છીએ તે મળી રહેશે—'

'પણ તમે કોણ છો એ તો તમે કહ્યું જ નથી! તમારું નામ શું? આંહીં કેમ ગુપ્ત રહેવું પડે છે એ કાંઈ તો તમે જણાવ્યું નથી.' કાર્તિકસ્વામી બોલ્યો.

ચૌલાદેવી સહેજ બાજુ ઉપર ફરી. પહેલી જ વખત કાર્તિકસ્વામીએ એને દીવાના પ્રકાશમાં જોઈ. તે આશ્ચર્યમુગ્ધ થઈ ગયો. એની સુંદર, તેજસ્વી, સીધી, મરોડદાર, રૂપાળી નાની નાસિકા—એમાં અજબ આકર્ષણ હતું. આખા વ્યક્તિત્વની એ સૂચક હોય તેમ કાર્તિકસ્વામી એની સામે ઘડીભર જોઈ રહ્યો. આખી દેહ પણ એવી મૃદુતાભરેલી રીતે પ્રેમમય લાગતી હતી કે પોતે જે ઢબે આ સ્ત્રી સાથે વાત કરી એ ઢબે વાત કરવા માટે કાર્તિકસ્વામીને પસ્તાવો થયો. એના મનમાં એક વિચાર આવી ગયો: 'આ ચૌલાદેવી તો ન હોય?'

'તમે આવો છો તો પાટણથી કાં?'

'હા.'

'આંહીં ગુપ્ત રહેવા માગો છો?'

'માગતી હતી—'

'કેમ?'

'કારણ કે મારા પાટણનિવાસથી અનેક પ્રકારની

આંતરિક ખટપટો ઊભી થાય છે. એટલે થોડો વખત હું ક્યાંક ચાલી જવા મથું છું !'

'ક્યાં જશો ?'

'ધારા—તે સિવાય બીજું તો મને કોણ સંઘરે ?'

'ને આંહીં જ કોઈ સંઘરે તો ?'

'કોણ ? તમે ? એ તો તમે ત્યાં સુધી જ કહો છો જ્યાં સુધી મારું નામ જાણ્યું નથી'

'ત્યારે હવે તમારું નામ કહો.'

'ચૌ લા દે વી !'

કાર્તિકસ્વામી નામ સાંભળીને સ્તબ્ધ થઈ ગયો. ઉપેક્ષાને બદલે એણે ક્ષોભ અનુભવ્યો. આ સ્ત્રીએ આટલા થોડા સમયમાં એને કાંઈક એવો નવો અનુભવ કરાવ્યો હતો કે જે અનુભવને મળતું કાંઈ એના જીવનમાં ન હતું. એને આ સ્ત્રીનું માત્ર સાન્નિધ્ય પણ—સચેતન લાગ્યું હતું. ભીમદેવ મહારાજની સ્થિતિનું કારણ હવે એ વધુ સહેલાઈથી સમજી શક્યો. તેણે ચૌલાદેવીનું નામ સાંભળ્યું હતું—પણ આજે એને પ્રત્યક્ષ જોઈ. એને લાગ્યું કે આ સ્ત્રીની પાછળ ભીમદેવ મહારાજ ઘેલા ન થાય, તો તો પછી કોઈની પાછળ કોઈ દિવસ કોઈ ઘેલું જ નહિ થાય. ઘડીભર ચૌલાદેવીને શો જવાબ આપવો તે સમજી શક્યો નહિ.

સોમનાથની, અવંતીની, કર્ણાટકની, ચેદીદેશની અનેક નર્તિકાઓ જે નામને અત્યંત માનથી સ્મરી રહેતી, અને જેનાં રૂપ, ચાતુરી અને સંસ્કારિતા વિષે તેમને અનેક વખત વાતો કરતાં એણે સોમનાથમાં સાંભળી હતી, તે ચૌલાદેવીને આજે આ પ્રમાણે પોતાની સામે પ્રત્યક્ષ ઊભેલી જોઈને

કાર્તિકસ્વામી ક્ષોભ પામી રહ્યો.

એણે સાંભળ્યું હતું કે ધારાનગરીની રચના કરવા માટે ઉજ્જેનનાથે જે વારાંગનાને લંકામાં મોકલી હતી તે વારાંગના *રાધા—ઉજ્જેન નગરીની મૂર્તિમંત સંસ્કારિતા ગણાતી. આજે જેની પાસે રાધા પાણી ભરે એવી આ પાટણની ચૌલાદેવીને એણે જોઈ. એ ચૌલાદેવી પાટણ તજી ધારા જવા નીકળે તેમાં એને સમસ્ત ગુજરાતનું અપમાન થતું લાગ્યું. અત્યાર સુધી સાધુના સ્વાંગમાં રહેતું એનું સૈનિકહૃદય જાગી ઊઠયું. આજે એણે પોતાના રાજાને ખિન્ન થયેલો જોયો હતો. પાછા સૈનિક બનવાનો ને મહારાજની પડખે રહેવાનો એનો સંસ્કાર જાગી ઊઠયો. ખરી રીતે તો એ હજી સૈનિક જ રહ્યો હતો. તેણે કાંઈક ક્ષોભથી ચૌલાદેવીને કહ્યું: 'તમે પાટણ તજીને ધારાનગરી જાઓ છો ?'

'હા; મેં તમને જગાડયા છે જ એટલા માટે—'

'કેમ ?'

'મારે ભગવાન રૂદ્રનાથનાં છેલ્લાં દર્શન કરી ચાલી નીકળવું છે. તમે મને રસ્તો બતાવો—જેથી હું અત્યારે ભગવાનનાં દર્શન પામી શકું ને કોઈ ન જાણે તેમ આંહીંથી ચાલી નીકળું.'

'તમારે હમણાં જ નીકળવું જોઈએ ?'

'હા. કારણકે આંહીંનું પ્રભાત મારાથી જોઈ નહિ શકાય.' કીર્તિકસ્વામી એક ઘડીભર વિચારમાં પડી ગયો. મહારાજ ભીમદેવની સેવા કરવાનો એને એક રસ્તો સુઝ્યો

* મૂળમાં ધારા છે—પ્રબંધચિંતામણિ

લાગ્યો. તેણે કહ્યું: 'તમે આંહીં ગુપ્ત રહો—'

'એ વિચારે હું આવી હતી. પણ મારા આંહીં ગુપ્ત રહેવાથી, કે પાટણમાં પ્રગટ રહેવાથી પરિસ્થિતિમાં કાંઈ ફેર પડતો નથી— માટે હવે નહિ.'

'તમે કઈ પરિસ્થિતિની વાત કરો છો?'

'સાધુમહારાજ! એ જાણવાનું કામ તમારું નથી; બને તો મને આંહીંથી જલ્દી ચાલ્યા જવાની સગવડતા કરી દેવી એ તમારું કામ છે.'

'ને તમને કોઈ રોકી પાડે તો?' કાર્તિકસ્વામીનો સૈનિક સ્વભાવ આકાર ધારી રહ્યો.

'રોકી પાડે તો? શું કહ્યું?' ચૌલાદેવી એક પગલું આગળ વધી: 'સજ્જન! સાધુમહારાજ! આપ તો બ્રાહ્મણ છો. પણ મેં ભલભલા નૃપતિઓ મારે આંગણે જોયા છે. હું વારાંગના છું ખરી; પણ મારો પાલવ તો ભગવાન ચંદ્રમૌલીની ચરણધૂલિથી રજોટાયેલો છે. હજી તો મને કોઈ રોકી શક્યું નથી—મને કોઈ રોકી શકે પણ નહિ—' તેનો હાથ સહજ જ પોતાની કમ્મર ઉપર લટકતી નાની સુંદર સોનેરી તીક્ષ્ણ છૂરિકા ઉપર ગયો.

કાર્તિકસ્વામી વધારે કાંઈ ન બોલ્યો. તેણે તેને પોતાની પાછળ આવવાની ઇશારત કરી. તે આગળ ચાલ્યો. ચૌલા તેની પાછળ ચાલી.

'તમે પણ અજબ છો—બહુ ત્વરિત પગલું ભરો છો—'

'એનું કારણ છે સાધુમહારાજજી! મારે આંહીંનું પ્રભાત નથી જોવું—તો જ—' એ વધુ કાંઈ બોલી નહિ.

કાર્તિકસ્વામીએ પણ પછી કાંઈ ન પૂછ્યું

ઉપર આવી બન્ને જણાં કોટની છાયામાં રહીને ધીમે ધીમે રૂદ્રમહાલયના પાછળના ભાગમાં જવા લાગ્યાં. સદ્દભાગ્યે ચોકીદારો પણ બીજી જ દિશાએ ફરી રહ્યા હોય તેમ લાગ્યું. મંદિરના પાછળના દ્વારમાંથી નીચે એક ભોંયરામાં જવાતું હતું. અને એ ભોંયરાનું મોં મહાદેવના મુખ્ય મંદિરની બરાબર નીચે થઈ પાસેના એક ખંડમાં પડતુ હતું. ઉપરના ભાગમાં જવા માટે એક નિસરણી એ ખંડમાં હતી. અને ત્યાંથી મહાદેવનાં મંદિરનાં દર્શન થઈ શકતાં. ગભારાનું મુખ્ય દ્વાર બંધ ન હોય, તો આ રસ્તે દર્શનનો લાભ લઈ શકાતો. કોઈ વખત યાત્રા પ્રસંગે ઘણી ભીડ રહેતી ત્યારે રાજરાણીઓને મઠપતિ આ રસ્તે લઈ આવતો. કાર્તિક-સ્વામીના ખ્યાલમાં એ વાત હતી. આજે એણે પણ એ જ ગુપ્ત માર્ગનો આશ્રય લીધો.

કાર્તિકસ્વામી અને ચૌલાદેવી એક ઘડીભર ત્યાં થોભ્યાં. મંદિરના દ્વારની બન્ને બાજુની પ્રજ્વલિત સોનેરી દીપિ-કાઓ વડે, અંદરનો ભાગ પ્રકાશી રહ્યો હતો. શાંત જલ-ધારામાંથી અત્યંત ધીમે એકાદ મૌક્તિકની પેઠે જલબિંદુ ખરતું હતું. ને ત્યાં જાણે યુગયુગની સમાધિસ્થ શક્તિ હોય તેવું ભગવાન પિનાકપાણિનું લિંગ ચંદનચર્ચિત ત્રિપુંડ્રથી શોભી રહ્યું હતું.

ચૌલાદેવી નતમસ્તકે અત્યંત પૂજ્યભાવથી મહાદેવને પ્રણમી રહી.

તે આંખો મીંચી ગઈ. એક ઘડી પછી જ્યાં એ આંખો ઉઘાડે છે ત્યાં નીચે, મહાદેવના મંદિરના સ્તમ્ભમાંથી ફૂટી નીકળ્યો હોય તેવો એક માણસ ઊભેલો તેણે જોયો.

એ પણ દર્શન કરવા માટે જ આવ્યો હતો. ચૌલાદેવીએ કાર્તિકસ્વામી સામે જોયું. તેણે નાક ઉપર આંગળી મૂકી ચૂપ રહેવા સમજાવ્યું. મંદિરના ગર્ભદ્વારમાંથી એ વખતે બીજો માણસ નીકળ્યો. તેની પાસે જલાધારીનું જલ ને બીલીપત્ર હતાં. તેણે આવીને પેલા માણસ પાસે એ ધર્યાં.

રાજાને અને મઠપતિને આ પ્રમાણે અત્યારે આંહીં જોઈને એક ઘડીભર ચૌલા ને કાર્તિકસ્વામી સ્તબ્ધ થઈ ગયાં. ચૌલાદેવીને ત્વરાથી આ સ્થાન તજી દેવાની જરૂરિયાત લાગી. તેણે કાર્તિકસ્વામી સામે ફરીને જોયું. તેણે હાથની ઇશારત કરી તેને છાના રહેવા કહ્યું. રાજાના ચાલ્યા જવાની રાહ જોતાં બન્ને દેખાય નહિ તેવી રીતે શાંત ઊભાં રહ્યાં.

કાર્તિકસ્વામી મનમાં ક્યારનો વિચાર કરી રહ્યો હતો કે રાજાને પોતે સવારે મળશે—સોમનાથની વાત કરશે—વખતે ચૌલાના સમાચાર પણ રાજા પૂછશે, ત્યાં તો આંહીં આ પ્રકારે પ્રગટ થઈ જવાના ભયમાં શાંત ઊભા રહેવાનો પ્રસંગ આવ્યો. પ્રગટ ન થઈ જવાય—એ જ એની મોટામાં મોટી ચિંતા થઈ રહી.

પણ એની એ ચિંતામાં ઊલટાનો વધારો થયો. જાણે કોઈ ભયંકર દૃશ્યથી છળી હોય તેમ ચૌલાદેવી ગભરાટથી બે ડગલાં પાછી હઠી ગઈ હતી.

બહારથી આવતી મશાલોના પ્રકાશથી મંદિર ઝળાંઝળાં થઈ ગયું.

કાર્તિકસ્વામીએ જોયું તો બે માણસો આવી રહ્યાં હતાં. એક જુવાન સુંદર શસ્ત્રધારી સૈનિક હતો. તેનો દરજ્જો

રાજા જેવો લાગતો હતો. તેણે પગમાં સોનેરી તોડો પહેર્યો હતો. એની ડોકમાં મોતીની માળા હતી. એની મુખમુદ્રા મોહક—અત્યંત મોહક હતી. પણ એની પાછળના માણસને જોઈને તો ચૌલા આભી બની ગઈ હતી. પ્રસિદ્ધ મંત્રી દામોદર એની પાછળ આવી રહ્યો હતો.

એમને આવેલા જોઈને મઠપતિ આગળ આવ્યો: 'આવો મંત્રીશ્વર! આવો મકવાણાજી!'

બન્ને જણા મહાદેવને પ્રણામ કરી મહારાજની પાસે આવ્યા.

મઠપતિએ એટલીવારમાં ત્યાં બેસવાની ગોઠવણ કરી દીધી હતી. મહારાજની સમક્ષ દામોદર ને મકવાણો બન્ને બેઠા—એટલે મહારાજે ચારે તરફ દૃષ્ટિ ફેરવી. એ દૃષ્ટિને ટેવાયેલા મઠપતિએ—સઘળા મશાલધારીઓને ખૂણામાં દૂર દૂર રાખી દીધા. પોતે ગર્ભદ્વારમાં થઈ બહાર નીકળી ગયો. કાર્તિકસ્વામી અને ચૌલા બન્નેને લાગ્યું કે હવે બહાર નીકળવું મુશ્કેલ છે. ચૌલાને આ કેદ ખૂંચી રહી. કાર્તિકસ્વામી આ કેદનો આનંદ માણી રહ્યો. એને એમ હતું કે કાંઈક ઉપયોગી થાય એવું આમાંથી મળી રહેશે. ચૌલાએ તેને ધીમેથી કહ્યું: 'આ જુવાન કોણ છે?'

'કેસર મકવાણો—મહારાજનો સાઢુ!'

'કેસર મકવાણો! હેં?' ચૌલાએ તેના વીરત્વ વિષે ઘણું સાંભળ્યું હતું.

'હા; કચ્છ—કીર્તિગઢમાં મહારાજનો સામંત છે!'

ચૌલાને હવે યાદ આવ્યું. કેસર મકવાણાને દામોદરે ત્વરાથી આ બાજુ આવવા કહેવરાવ્યું છે એમ એણે પાટ-

ણુમાં સાંભળ્યું હતું. દામોદરને એમ હતું કે એ મહારાજને સિંધની હકીકત આપશે ને મહારાજને એ પરાક્રમ કરવા પણ પ્રેરશે—એટલે એને આંહીં લાવવામાં દામોદરનો હાથ છે એ એ વગરકહ્યે સમજી ગઈ.

બન્ને ગુપચુપ શાંત ઊભાં રહી ગયાં. જ્યારે કોઈ ન રહ્યું ત્યારે મહારાજે ધીમેથી મકવાણા સામે જોયું: 'કેમ કેસરદેવજી! શું છે તમારી તરફના સમાચાર?'

કેસરદેવ શો જવાબ આપે છે એ સાંભળવા બન્ને એકકાન થઈ ગયાં.

કાર્તિકસ્વામી મંત્રમુગ્ધ બન્યો હોય તેમ કેસરદેવના ચહેરા તરફ જોઈ રહ્યો હતો.

કોઈ અત્યંત સુંદર, આકર્ષક, બેદરકાર ચહેરો માણસને ક્યારેક જોવા મળે છે એવો કેસરદેવનો ચહેરો હતો. એ ચહેરામાં નિખાલસતા ને આત્મવિશ્વાસ ભારોભાર ભર્યાં હતાં. એ આંહીં બેઠો—અને જાણે રણમૂર્તિ જેવો શોભી ઊઠયો. રાજા પણ કેસરદેવને જોઈને કાંઈક આનંદમાં આવી ગયો.

'અમારા તરફના સમાચાર તો શું મહારાજ? કાંઈ કહેવા જેવા નથી. ને આંહીંના તમારા સમાચાર પણ બહુ જાણવા જેવા નથી.'

'તો પણ? હું આંહીં છું એ ખબર તો તમને કોણે—આણે આપ્યા હશે?'

કેસરની પાસે બેઠેલો દામોદર એક રીતે વિરોધાભાસથી આકર્ષક લાગતો હતો.

રજપુત મોહક હતો—તો તેની પાસે બેઠેલો દામોદર

કદરૂપો કહી શકાય તેવો હતો. રજપુતનું શરીર રૂપાળું હતું; આંખો તેજસ્વી ને તરંગી હતી; ચહેરો આકર્ષક હતો; સમગ્ર દેખાવ નજરને પકડી રાખે તેવો હતો. તો દામોદર બેઠી દડીનો, ટૂંકી ગરદનનો, ચોરસ વ્યવહારુ જડબાવાળો, સાધારણ રીતે અનાકર્ષક કહી શકાય તેવો આદમી હતો. માત્ર એની બે આંખો! એ આંખો અજબ હતી. જે કોઈ એ બે આંખો તરફ જુએ તે ત્યાંથી પછી નજર પાછી ફેરવી શકે નહિ. એની આંખોમાં જાણે વિનોદના મહાસાગરના તરંગો ઊછળતા. એ જે દિશા તરફ જોતો એ દિશા જાણે હસી ઊઠતી. માણસ ટેવાયેલો ન હોય તો તો એને પહેલી નજરે સાધારણ હાસ્યવૃત્તિનો આદમી ધારી બેસે: પણ વધુ પરિચયને અંતે જ એને ખબર પડે કે તલવાર ઉપાડ્યા વિના હજારો તલવારો મ્યાન કરાવવાની શક્તિ એનામાં ભરી છે. એટલે એની કમ્મરે લટકતી તલવાર પણ બિચારી અસંગત હોય એવી લાગતી હતી. તો, પેલા રજપુતની કમ્મરે શોભતી તલવાર અર્ધાંગનાની પેઠે અત્યંત પ્યારભરેલી રીતે એને વળગી રહી હતી. મહારાજ ભીમદેવે વારાફરતી એ બન્ને તરફ જોયું: ને કાંઈક આનંદથી ફરીને કહ્યું: ‘ તારું કામ છે નાં દામોદર ? ’

‘ શું મહારાજ ? ’

‘ આ હું આંહીં છું એ ખબર કેસરદેવજીને આપવાનું ? ’

‘ મહારાજ ! સૂરજ કાંઈ છાબડે ઢાંક્યા રહે છે ? તમે જે દિશામાં પ્રયાણ કરો છો એ દિશા પોતે જ કહી દે છે ! ’

‘ આનો તારે દંડ દેવો પડશે ! ’

‘ પૃથ્વીનાથનું જ છે ! ’ દામોદરે મસ્તક નમાવ્યું.

'કેસરદેવજી! શું છે તમારે ત્યાંના સમાચાર? સિંધુપતિ—' ભીમદેવે ફરીને પૂછ્યું.

'સિંધુપતિ માને છે કે ગુજરાતની જીત હાથવેંતમાં છે.'

'એમ કે?'

'ગુજરાતની જીત હાથવેંતમાં છે એમ કોણ નથી માનતું મહારાજ? સૌ ધારે છે કે સોમનાથ પાટણ પડ્યું ને અણહિલપુર પાટણ પડશે. મેં પાટણમાં પણ એમ અનુભવ્યું!'

'પાટણમાં પણ એમ અનુભવ્યું?' ભીમદેવ બોલ્યો: 'એમ કોણ બોલે છે?'

'કોઈ બોલતું નથી મહારાજ! આખું વાતાવરણ જાણે કહી રહ્યું છે!'

'સોમનાથનો પરાજય તો મકવાણાજી! હજી સાંભરે છે. અમે સોમનાથનું રખોપું ખોયું. હતું ત્યારે તો અમારે ત્યાં જ સોમનાથનું રખોપું હતું નાં?'

'હજી તમારે જ કરવાનું છે, મહારાજ! તમે જ આમ નિરાશ થશો?'

'નિરાશાની વાત નથી, કેસરદેવજી! આ તો અમારે ત્યાં પણ સળગ્યું છે. અને બહાર પણ અમારી બેઆબરૂ થઈ રહી છે. સોમનાથ પાટણનું જુદ્ધ તો જેણે જોયું છે એને ખબર છે. પણ થાય શું?' મહારાજ ભીમદેવ એક ઘડીભર જમીન સામે જોઈ રહ્યા. પછી પોતાને જ સંબોધન કરતા હોય તેમ બોલ્યા: 'હમીરજી ગોહેલ—એનો પેલો ભીલ વેગડો—રા'—શાકંભરીના અજયપાલ ચૌહાણ—જાણે આકાશમાંથી દેવદૂતો ઊતર્યા હોય એમ

એમણે યુદ્ધ કર્યું. અમે આવ્યા ને પરાજય લાવ્યા—સોમનાથ પડયું. ગુજરાતની આબરૂ ગઈ. આજ હવે શું છે અમારી પાસે ? મહારાજ મૂલરાજદેવે સ્થાપેલી કીર્તિ ક્યાં રહી છે ? આજ પાટણને કોણ ગણે છે ? ઠીક છે; ભગવાન સોમનાથની એવી ઇચ્છા. હં; ત્યારે તમારા તરફના શા સમાચાર છે ?'

'સિંધુપતિને ભાઈ, અમે તો કહેવરાવ્યું કે બાયલા, આવને જિંદગી ટૂંકી છે, એ ઘડી શોણિતનાં અસ્નાન તો કરી લઈએ !'

'પછી ?'

'એ કાંઈ માને બાપ ? એ તો કહે તારે ત્યાં આવીને કરું શું ? રણમાં ખાઉં શું ? ભલી મારી આ સિંધુ ને ભલો એનો પાણીનો કિલ્લો. આંહીં કોઈ આવી શકવાનું નથી—ને અમારે કોઈને ત્યાં જવું નથી. એના મનમાં અભિમાન આવ્યું છે—'

'શું ?'

'કે આ જળનો કિલ્લો કોઈથી જીત્યો જાય નહિ !'

'હેં ! મહેતા ?' રાજાએ દામોદર સામે જોયું. દામોદર આ સઘળા પ્રદેશનો ભોમિયો હતો. એની પાસે માહિતીઓનો તો ભંડાર હતો. પણ તે જવાબ આવે તે પહેલાં કેસર બોલ્યો : 'એમાં એને શું પૂછો છો, બાપુ ? વાણિયાંભામણ કાંઈ એ ખાંડાના ખેલ વખતે કામ લાગે કે ? જે વખતે ખરાખરીનો ખેલ આવે—જય સોમનાથ !—હું તો મહારાજ ! પગે પડીને માગું છું કે આપણા ગજરાજોને ત્યાં દોરો. અમારા જોવાના કોડ તો પૂરા થાય.' ઉત્સાહમાં ને ઉત્સા-હમાં જુવાન રાજકુમારે દામોદરને ખોટું લાગે તેવું કહ્યું હતું

તે તેને ધ્યાન ન રહ્યું.

યુદ્ધની વાત કરતી વખતે તેના ચહેરા ઉપર આવતું મોહક આકર્ષણ કાર્તિકસ્વામી ને ચૌલા નિહાળી રહ્યાં. નખશીખ કેવળ યુદ્ધરંગી રજપૂતીથી ભર્યો હોય તેવો, હજી તો પહેલી વીશીમાં પગ માંડતો, આ તરુણ રજપૂત પોતાના ઉત્સાહથી મહારાજને ઉત્સાહ આપી રહ્યો છે, એ જોઈને દામોદરે તેને રોકયો નહિ.

'એને—સિંધુપતિને—અભિમાન આવ્યું છે, મહારાજ! કે પાટણ પડયું કે પડશે!'

દામોદરનો ચહેરો પહેલી વખત એના સ્વભાવવિરુદ્ધ કડક થઈ ગયો. તે કાંઈક મોટા ઘેરા અવાજે બોલ્યો: 'પાટણ તો, કેસરદેવજી! પડશે ત્યારે ભરતખંડ પડશે! આ ગર્જનકો આવ્યા અને ગયા; પાટણ આજ ઊભું છે; આવતી કાલે એ મહાન બનશે. મહારાજના અશ્વો જો સિંધુસ્નાન નહિ કરે, તો તો પછી પાટણના મંત્રીઓ ને સેનાપતિઓ ચૂડલા પહેરશે ચૂડલા—'

'પણ દામોદર! આનું શું? એના જળકિલ્લાનું?'

'અરે! મહારાજ! એવા તો કેટલાય જળકિલ્લા ધૂળમાં દટાઈ જાય. ભગવાન રામચંદ્રે કયાં સેતુ બાંધ્યો ન હતો?'

'બાલુકરાય શું કહે છે?'

'એ તો પછી બધું થઈ રહેશે—પણ પહેલાં તો મહારાજ નિશ્ચય કરે—'

'શાનો?'

'કે કઈ બાજુ જવું છે?'

'હું તો કહું છું, મહારાજ! સિંધુ—તમે?—' કેસરે પુછયું.

'હું તો નકુલ કહું—' દામોદર બોલ્યો.

'નકુલ ?' કેસરને નવાઈ લાગી.

'હા.'

'કેમ ?'

'એ હમણાં ન કહેવાય. મહારાજ પાટણ પધારે—રાજકાજમાં રસ લે—માલવાના, નકુલના, અર્બુદપતિના, સિંધુપતિના સ્થાનપુરુષોના સમાચાર સાંભળે—ત્યાર પછી—એ વાતનું માથું બંધાય. નકુલવાળો—'

'તારા વિમલમંત્રીને પૂછ્યું છે ? ને બીજા કોને...' ભીમદેવ શબ્દ ખાઈ ગયો.

'એમાં કોઈને પૂછવાનું નથી, મહારાજ ! આપ પધારો—દરબાર ભરો એટલી વાર—'

'ભીમદેવ દૃઢ આગ્રહી સ્વરે બોલ્યો : 'દામોદર ! મહેતા ! ચૌલા વિનાના પાટણમાં હું આકાશ પૃથ્વી એક થાય તોપણ ન આવું !'

'પણ મહારાજ ! એ પણ થઈ રહેશે—એમ જ થશે—અત્યારે પહેલવહેલાં તો આપણે બહારનું સંભાળીએ. પછી અંદરની વાત—'

'મહારાજ ! મારી ગરીબની એક વાત માનશો ?—' કેસર બોલવું કે ન બોલવું તેનો વિચાર કરવા લાગ્યો: 'હું તો જાણે રજપૂતનો દેહ, જીવવું થોડું, એટલે કીધું ખોળિયું સોમનાથમાં ખોળી આવું–એમ ધારીને નીકળ્યો છું. વચ્ચે કીધું, ચાલને, મહારાજનાં દર્શન પણ કરતો જાઉં. કહ્યું છે ને લોકભાષામાં, 'સગપણમાં સાઢુ ને જમણમાં લાડુ'—એટલે કીધું, દેવી ઉદયમતીને પણ મળતો જાઉં. આંહીં આવ્યો

ત્યાં તો આ રંગ દીઠા. મહારાજ ! મારું માનો તો એ વાત જ જવા દો—એમાંથી કાંઈ સાર નહિ નીકળે !'

'કઈ વાત કીધી, મકવાણાજી ?' ભીમદેવ બોલ્યો. તેનો અવાજ શોકઘેરો પણ કડક બની ગયો હતો.

દામોદરે મકવાણા સામે જોયું. પણ એની આંખમાંથી વાત પકડી લેવાની બુદ્ધિ મકવાણામાં ન હતી. એ તો આગ્રહી રજપૂતી ખવાસનો માણસ હતો: એણે આદર્યું તે પૂરું જ કર્યું.

'મહારાજ ! અમે તો રણનાં ઊંટ કહેવાઈએ. એટલે બે જોજન આમ પણ જાઈએ—ને વખતે બે જોજન આમ પણ નીકળી જાઈએ. પણ મહારાજ !' કેસરદેવના શબ્દોનો રણકો કોઈ ચારણ કવિની સત્યબાની સુણાવતી છટા ધારી રહ્યો. 'ગુજરાતના ચૌલુક્યના સિંહાસન ઉપર તો મૂલરાજદેવ, વલ્લભદેવ, દુર્લભરાજ એવા એવા થઈ ગયા છે—કોઈએ વા રાં ગ ના ને રાણી બનાવી સાંભળી નથી.'

દામોદરનો ચહેરો કાળો શાહી જેવો બની ગયો; ઉપર કાર્તિકસ્વામી પરિણામની ચિંતાથી મૂંજવા લાગ્યો. ચૌલાદેવી આ અપમાન ગળી ગઈ, પણ તેને એ હાડોહાડ લાગી ગયું હોય એમ તેનો ચહેરો કહી દેતો હતો. પણ ભીમદેવ હતો તેવો જ સ્વસ્થ રહ્યો. જો કે એને આ ઘા સહી લેવામાં બહુ પ્રયત્ન કરવો પડતો હોય તે તદ્દન સ્પષ્ટ જોઈ શકાતું હતું.

કેસરદેવ તો ઘા મારીને તરત બેઠો થઈ ગયો. એનો કદાવર દેહ રણમૂર્તિ જેવો શોભી ઊઠ્યો: 'લ્યો ત્યારે, મહારાજ ! માફ કરજો—મારે ને સૈનિકોને હવે છેટું પડે છે !'

'પણ સાંભળો તો ખરા—મકવાણાજી !'

'ના, અન્નદાતા ! હવે નહિ. સિંધ ઉપર મહારાજ સવારી કરશે તો ત્યાં માથું આપશું. એ અમારો ધરમ.'

'પણ ઊભા તો રહો—!'

'ના, બાપુ ! મારે પાછું આવતી મહાશિવરાત્રી પહેલાં ઘરભેગા થવું છે !'

'કેમ છે કાંઈ મહાશિવરાત્રીએ ?' દામોદરે વાતને નવું વહેણ આપવા પ્રયત્ન કર્યો.

'હોય શું અમારે લડવૈયા વરણને ? પણ શિવરાતે ઘેર સારા. ચોસઠ જોગણીની આરાધના ઉપર જ, અમારી તો બાપુ ! આબરૂ રહી ના ?'

'પણ સાંભળો, કેસરદેવ ! સાંભળો, તમે જે કહ્યું ના—' ભીમદેવ બોલ્યો.

'અરે ! મહારાજ ! એ તો અમારો અપરાધ ગણો તો ક્ષમા કરો, પૃથ્વીનાથ !' કેસરદેવે હાથ જોડીને જવાની તૈયારી કરી.

'પણ જેને લીધે પાટણમાં આ કોલાહલ મચ્યો છે એ કોણ છે એ તમને ખબર છે ?'

ઉપર ચૌલાદેવી નતમસ્તકે સાંભળી રહી.

'અમને શી ખબર, મહારાજ ?' કેસરદેવ બોલ્યો : 'અમારા રણમાં કાંઈ સરોવર છે તે પદ્મિનીનાં જાળાં ઊગે ?'

'પદ્મિનીનાં જાળાં તો ઠીક, મકવાણા ! પણ જેની વાત કરો છો ના, ચૌલાદેવી—એનામાં ત્રિભુવનની મોહિની ભરી છે. મૃતલોકને પ્રાણવંતું કરવાનું સામર્થ્ય એનામાં છે !'

'તે હશે, પૃથ્વીનાથ !'

'હું પાટણ તજું, રાજસિંહાસન તજું, પણ ચૌલા-દેવીનો પાલવ ન તજું !'

'વિમલમંત્રી પણ એમ જ કહેતા હતા, બાપુ ! કે મહારાજને મોહિની લાગી છે—' દામોદર ઇચ્છી રહ્યો કે આ વાતનો અંત આવે તો સારું. એણે જ કેસરને આંહીં થઈને જવાની સૂચના કરી હતી. યુદ્ધનો રસ મહારાજમાં જાગે તો ચૌલાની વાત વિસારે પડે—સિંધુપતિના સમાચારે નવી યોજના થાય—એ એની નેમ હતી. અરધુંપરધું એ પરિણામ આવ્યું ત્યાં વાતે આ રૂપ પકડયું.

'મકવાણાજી ! પાછા સોમનાથથી ફરો ત્યારે આ બાજુથી જ જજો,' દામોદર બોલ્યો.

'ત્યારે હું મહારાજ ! રજા લઉં છું !'

'હા, પણ પાછા તો આ બાજુથી જ જશો ના ?

'જેવી મહારાજની આજ્ઞા !'

'ચોક્કસ નીકળજો.'

'નીકળીશ ચોક્કસ, મારે પણ મહારાજનાં છેલ્લાં વે'લાં દર્શન કરી લેવાનાં રહ્યાં ના ?'

'છેલ્લાં વે'લાં ? કેમ એમ બોલ્યા, મકવાણાજી ?'

'અમારું ક્યાંઈ ઠેકાણું છે બાપુ ! રણભેરી તો હરઘડીએ હવામાં વાગી રહી છે. કોને ખબર છે, આ દેહ કોને ખોળે ને ક્યાં પડશે ? સોમનાથ પાસે ન પડ્યો તે ન જ પડ્યો. એનાં નિર્માણ કચ્છની ભોમકામાં હશે. આવરદાની અવધ દેખાય છે, મહારાજ !'

'મકવાણાજી ! કેમ એવી વાણી બોલો છો ?' દામોદરે કહ્યું.

'મંત્રીજી! કાળની ખંજરીનું માપ, અમને તો મા જોગેશરી બતાવે ને અમને એનું મનમાં કાંઈ નહિ—બે વરસ વધારે ગાળ્યાં તો ય શું ને બે પળ ન મળી તોય શું? ઠીક, મહારાજ!' કેસરદેવે મહારાજને પ્રણામ કર્યાં ને રજા લીધી.

તે ચાલતો થયો. ચૌલાદેવી ને કાર્તિકસ્વામી એની છટા જોઈ રહ્યાં. ત્રિભુવનમાં કોઈનાથી પણ ન ડરવું એવો સ્પષ્ટ ટંકારવ જાણે એની ગતિમાંથી આવી રહ્યો હતો.

## ૧૨. ચૌલાની શોધ

કેસર મકવાણાના ગયા પછી ભીમદેવે દામોદરને કહ્યું : 'દામોદર! આ મકવાણાએ કહ્યું તે તેં સાંભળ્યું ના ?'

'હા, મહારાજ !'

'ચૌલા વિનાનું પાટણ તું કલ્પી શકે છે ?'

'મહારાજ! એ વસ્તુ હું કલ્પી શકતો નથી: એક તો ચૌલાદેવી વિનાનું પાટણ, અને બીજું વિજયોત્સવ વિનાનું દુર્લભ સરોવર.'

'ત્યારે ચાલ આપણે પાટણ જઇએ; દુર્લભસરોવરના તરંગે તરંગે દીપિકાઓ પ્રગટાવીએ; અને ચૌલાને રાજગજ ઉપર મહાલયમાં પધરાવીએ—'

રાજાના ઉત્સાહને ન રોકતાં દામોદર વિશેષ વેગ આપતો હોય તેમ બોલ્યો :

'અને નગરમાં ઠેરઠેર મોતીનાં તોરણ બાંધીએ—'

'હા, ઠેર ઠેર. અને દામોદર! ચૌલાની એક ગાથા માલવરાજને મોકલીએ—'

'હા, મહારાજ! મોકલીએ: અને એ ગાથાની પૂર્તિ

કરવા [1]વાક્પતિ પોતે આવે તોપણ પત્તો ન ખાય!'

'વાક્પતિ શું કવિરાજ પણ ફીફાં ખાંડે!'

'હા મહારાજ! [2]કવિરાજ પણ ફીફાં ખાંડે!'

'અરે! દામોદર! મને એક દિવસ ચૌલાની બનાવેલી એક ગાથા ભરમાંકે કહી હતી—કેટલી સુંદર હતી—'

'શી હતી, મહારાજ?'

'એ તો મને યાદ નથી; પણ એટલી સુંદર હતી. એ ગાથાની પૂર્તિ તો કોઈથી ન થાય હો. એવી સુંદર હતી—તું પણ કાંઈક કવિતા જેવું કરે છે કાં? ભરમાંકે મને કહ્યું હતું—' નિખાલસ દિલનો રાજવી, મિત્ર સાથે બોલતો હોય તેમ દામોદર સાથે બોલી રહ્યો હતો.

'એ તો અમસ્તું, મહારાજ! એમાં ખૂબી નથી આવતી.'

'ચૌ લા જેવી નહિ કાં?'

'ના, મહારાજ!'

'ચૌલા તો દામોદર! અદ્ભુત છે હો. લે, હું તને મારા અંતરની એક વાત કહી દઉં!'

રાજાની આ નિખાલસતાથી દામોદર કાંઈ કાંઈ લાગણી અનુભવી રહ્યો.

'સૌ મને સમજાવતા હતા ના—કે ચૌલાને [3]ભોગિની તરીકે રાખીએ તો વાંધો નહિ—એને રાણીપદ ન અપાય—પણ આ શંકરભગવાનના સાન્નિધ્યમાં તને હું કહું છું કે ચૌલા માટે એવો વિચાર કરતાં પણ મને કાંઈક પાપ થઈ જતું હોય એવી ધ્રુજારી છૂટે છે. એવી—અ નુ પ મ નારી—ભરમાંકદેવ ગુપ્તયુગની—ને એવું કાંઈક કહે છે—એને ભોગિની

૧ માલવરાજ મુંજનું નામ. ૨ ભોજનું નામ ૩ રખાત

રાખું ?—દામોદર ! આ તને મનની વાત કહી નાખી. ચૌલા વિષે એવો વિચાર પણ મને નથી આવ્યો.'

ચૌલા ઉપર આ સાંભળી રહી. મહારાજના વચનથી એનું અંતર વલોવાઇ ગયું; માલવા જવાની એની ઇચ્છા જાણે શમી ગઈ; પોતાનું સ્થાન ભીમદેવની પાસે જ લાગ્યું. મહારાજના આ વેણે એની આંખમાં એક અદશ્ય આંસુ આણ્યું. કાર્તિકસ્વામીને થયું કે આ રાજાને ચરણે દેહ ધરવો એમાં કાંઈ ઓર મજા છે.

રાજાની આ વાતે દામોદર ઉપર ઊંડી અસર કરી. પણ એ વ્યવહારનિપુણ પુરુષ હતો.

'મહારાજ ! આપને મેં વાત નથી કરી કાં ?' તેણે ધીમેથી મીઠાશથી રાજા ન જાણે તેમ વાતનું વહેન બદલાવવા પ્રયત્ન કર્યો.

'શાની ?' રાજાએ ઉતાવળે પૂછ્યું.

'ભસ્માંકદેવ માલવા ગયેલ છે તે.'

'કેમ ?'

'એમ સાંભળ્યું હતું કે મેદપાટ [મેવાડ] માં ભોજરાજ વસી રહ્યા છે. ત્યાંથી પોતાના ત્રણે મહાન સેનાપતિઓને એમણે આજ્ઞા મોકલી છે—'

'કે—?' ભીમદેવનો સ્વર ફર્યો. દામોદર એ આનંદથી સાંભળી રહ્યો.

'કે કુલચંદ્ર, સુરાદિત્ય, ને સેનાપતિ સાઢા ત્રણે ત્રણ દિશાએ વિજયપ્રસ્થાન શરૂ કરે—'

'એટલે પાટણ ઉપર આવે એમ ? પાટણ ઉપર ?' ભીમદેવે ઉતાવળે કહ્યું. રાજાને રણનો રંગ લાગતો જોઇ

દામોદર વધારે મીઠાશથી બોલ્યો.

'પાટણ ઉપર તો શું આવે મહારાજ બેઠાં—? પણ સુરાદિત્ય ધંધુકરાજની મદદે જાય—ને સેનાપતિ સાઢા—'

'સાઢા એ કોણ? પેલો ભીલનો છોકરો છે એ ના?'

'હા, મહારાજ!'

'એ ક્યાં જવાનો?'

'કહે છે કે નડુલ ઉપર. એની એમ ધારણા લાગે છે કે નડુલે આપણું સામંતપદ તજી દીધું છે—'

'પણ એ તો એણે તજી દીધું છે. પણ આપણે કાંઇ તજવા દઈએ? આપણા સામંત ઉપર બીજો ચડી આવે ને આપણે બેઠા રહીએ એ કેમ થાય?'

'નડુલનો માણસ આવ્યો'તો મદદ માગવા. એને તો કીધું છે કે તમે અમારા સામંત છો તો અમે રક્ષણ આપીશું.'

'નડુલ ઉપર એટલે જ સાઢા આવતો લાગે છે.'

'હા મહારાજ!'

'પણ નડુલ ઉપર એ જાશે ને આંહીંથી ચકલું ય નહિ ફરકે એમ એ માને છે?'

'હા, જુઓને, મહારાજ! એ ભીલનો છોકરો ગજબ છે ના! એ માને છે કે નડુલ ઉપર એ વિજય મેળવશે!'

'મેળવ્યાં મેળવ્યાં હવે; મેળવશે તો જોઈશું; પણ તું શું કહેતો'તો ભસ્માંકદેવનું?'

'એ તો એમ કે ભસ્માંકદેવને માલવા મોકલ્યા છે—આ સઘળી માહિતી મેળવવા. એ આવે એટલે પછી મહારાજને જે યોગ્ય લાગે તે રસ્તો લઈએ.'

દામોદરે વાત કરતાં કરતાં એકાદ વખત સહજ ઊંચે નજર નાખી. અને એની આંખ ઝીણી બની ગઈ. એને લાગ્યું કે કોઈ બે જણાં ઉપર ઉભેલાં છે. એ કોણ છે તે જાણવાની એને ચટપટી લાગી. બીજી વખત દૃષ્ટિ ફેરવતાં જ ચૌલાની હાજરી એ ઓળખી શક્યો. ચૌલા આંહીં છે તો એ પોતે જ અત્યારે વધારે ઘર્ષણનું કારણ બનતી પોતાની મેળે અટકી જાય એ હેતુ ધ્યાનમાં રાખીને દામોદરે વાત આગળ લંબાવી. બીજો ઊભેલ કર્તિકસ્વામી હશે એ પણ એની નજરમાં ઠસી ગયું.

'બાલુકરાય —બાલુકરાયને બોલાવવા એક સાંઢણીવાળાને મોકલને, દામોદર!'

'મહારાજ!' દામોદર હવે કાંઈક ગંભીરતાથી બોલ્યો: 'બાલુકરાયને તો બોલાવીશું; પણ માલવરાજ કોણ છે એ જાણ્યા વિના એ શું કરશે? મુંજરાજ પાસે ચૌદસો હાથી હતા એમ કહેવાય છે. ભોજરાજ પાસે વધારે હશે—પણ ઓછા નથી. એણે કર્ણાટકના જયસિંહને તો જેર કરી નાખ્યો છે. આપણા આંગણાનો લાટનો કીર્તિરાજ એના નામ માત્રથી ધ્રૂજે છે. કોંકણના અરિકેસરી ઉપર મેળવેલા એનો વિજયોત્સવ ઊજવવા ધારાનગરીમાં હજી દાનપત્રો ઘડાઈ રહ્યાં છે. અને કલચુરીના ગાંગેયદેવ જેવાએ પણ એના ચરણમાં મુગટ મૂક્યો છે—કોંકણથી કાશ્મીર સુધી એની સત્તા સર્વોપરિ છે. મહારાજ! વચ્ચે આપણું આ પાટણ—ઊભું છે —એકલું—અટૂલું પણ—અજેય.'

'અને અજેય જ રહેશે, દામોદર!' ભીમદેવ ઉત્સાહથી બોલી ઊઠ્યો.

'અજેય જ રહેશે—હા, મહારાજ! જો એનામાં માલવરાજની અશક્તિ જાણવાની શક્તિ હશે તો—'

'એ શું કહ્યું, દામોદર?'

'મહારાજ! હું ધારાનગરીની ગલીએ ગલી ને પોળે પોળ રખડ્યો છું. મારાથી અજાણ્યો કોઈ રસ્તો નથી. મારાથી અજાણ્યું કોઈ મંદિર નથી. મારાથી અજાણી કોઇ રાજવાર્તા નથી. જે ધારામાં છે તે આખા ભારતવર્ષમાં ક્યાંય નથી.'

'ધારામાં એવું શું છે?' ભીમદેવે કાંઇક વિનમ્રતાથી પૂછ્યું.

'ધારામાં સૈકાઓ જૂની સંસ્કારિતા છે; ત્યાં મહારાજ વિક્રમનું મહાન સ્વપ્ન છે; રણઘેલા સૈનિકો ને વિજયી સરદારો છે; ત્યાં પંડિતો છે, વિદ્વાનો છે, કવિઓ છે, જેની સામે કોઇ ઉભા રહી શકે નહિ એવા મહાનૈયાયિકો છે, પણ ત્યાં મહારાજ ભી મ દે વ નથી—'

'—અને ચૌ લા દે વી નથી—' ભીમદેવ બોલ્યો.

'હા, મહારાજ! અને ચૌ લા દેવી પણ નથી, એ સાચું! પણ એ ચૌ લા દેવી—જે પાટણનો આંતરવિગ્રહ ટાળવા પોતાનું જાતવિલોપન કરી દે—એ ચૌલાદેવી.' દામોદર છેલ્લા શબ્દો કાંઇક મોટેથી, કાંઇક અર્થભરી રીતે બોલ્યો.

અને એણે જરાક ઊંચે જોઈ લીધું.

ચૌલાદેવી ઉપર સાંભળી રહી હતી, તેણે પોતાના દિલમાં આનંદની એક ઝીણી લહેર અનુભવી.

ભીમદેવ બોલ્યો: 'ચૌલા તો આંહીં આવેલ છે, દામોદર!'

દામોદરે જવાબ વાળ્યો: 'મહારાજ! ચૌલાદેવી આંહીં

હોય—કે ગમે ત્યાં હોય—પણ એ પાટણની છે એ આપ ન ભૂલતા. પટ્ટણીઓ અજેય રહ્યા છે—આ એક જ ગુણને લીધે. ક્યારે પોતાની જાતને ભૂલી જવી એ એમને કોઈ શિખવાડતું નથી. એ ધાવણમાંથી જ એમને મળે છે. ચૌલાદેવી ગમે ત્યાં હોય, પણ એ અત્યારે પોતાની જાતને ભૂલી ગયેલ છે એ ચોક્કસ.'

ચૌલાદેવીને ધીમેથી કાર્તિકસ્વામીએ જરા દૂર ખસી જવાની ઇશારત કરીઃ પણ તેણે હતા ત્યાં જ ઊભા રહેવાનો નિશ્ચય આંખથી દર્શાવ્યો.

'પણ ચૌલા આંહીં છે દામોદર?'

'હોય—તો પણ શું, મહારાજ? ચારે તરફ દુશ્મનો ઊભા હોય એ વખતે પાટણની કોઈ સ્ત્રી વાત કરવા પણ થોભે ખરી?'

'વિમલમંત્રીએ બાલુકરાયને કહ્યું હતું કે ચૌલાદેવીને અઠવાડિયામાં પાટણબહાર—એ સાચું?'

'વિમલમંત્રી તો, મહારાજ! ત્યાં સુધી પ્રબળ છે જ્યાં સુધી આપ અદશ્ય છો. એ પાટણમાંથી આવતી કાલે બહાર ચાલી નીકળે—'

'ક્યાં?'

'ક્યાં? એ તો મહારાજ જ્યાં કહે ત્યાં. મહારાજ! તમે હવે ક્યારે આજ્ઞા કરતાં શીખશો એની ચૌલાદેવી રાહ જોતાં હશે—તમે આજ્ઞા કરશો, તમારા મંત્રીઓ એ પાળશે—અને તે જ ઘડીએ ચૌલાદેવી ત્યાં હશે!'

'પણ એ તો આંહીં છે, દામોદર! ચાલ તો ખરો—'

'હેં મહારાજ! ખરેખર?' દામોદરને લાગ્યું કે

રાજાની રઢ હજી એટલી જ દઢ છે. મહારાજ ચૌલાદેવીની વાત હજી ભૂલ્યા નથી. કદાચ નહિ ભૂલે; ન ભૂલે એનું કાંઇ નહિ—પણ મંત્રી વિમલનો અને રાણી ઉદયમતીનો દઢ સંકલ્પ એની મતિ મૂંઝવી રહ્યો. નકુલ—દ્રોણાચાર્ય—ઉદયમતી—દુર્લભદેવી—માલવ સેનાપતિ સાઢા—અનેક પ્રશ્નોથી વીંટાયેલા દામોદરે યંત્રવત્ જવાબ વાળ્યો. એના અવાજનું ગાંભીર્ય ઊડી ગયું.

'મહારાજ ! એ—મ ? આંહીં છે ?'

'હા હા, ચાલ તો ખરો—ચૌલાદેવી આંહીં છે.'

'ખરેખર ?'

'હા હા, ચાલ તો ખરો—પેલી ગાથા છે ને તારી પાસે—તને યાદ છે ?'

દામોદર મનમાં વિચારી રહ્યો કે હવે ચૌલાદેવી ન મળે એવું થાય તો સારું. જે પરિણામ અટકાવવા—પ્રબળ પક્ષોને ઘર્ષણમાં આવવાનું કારણ દૂર લઇ જવા—એ પ્રયત્ન કરી રહ્યો હતો તે જ પરિણામ આંહીં હવે સામે આવીને ઊભું હતું.

રાજાની સાથે ચાલતાં ચાલતાં પણ તે મનમાં કાંઇક યોજના વિચારી રહ્યો હતો.

રાજા બેઠો થયો, અને દામોદર તેની સાથે બહાર નીકળ્યો. પણ બહાર નીકળતાં પહેલાં એણે એક દૃષ્ટિ પાછળ કરી—એ દૃષ્ટિનો જાણે અર્થ સમજી ગઇ હોય તેમ ચૌલા એક ઘડીભર વિચારમાં પડી ગઇ. પછી તેણે કાર્તિકસ્વામીને કહ્યું : 'આપણે હવે એકદમ જવું જોઇએ.'

'ક્યાં જવું છે ?' કાર્તિકસ્વામીએ પૂછ્યું.

'કોઈ ગુપ્ત સ્થળ નથી ?—જ્યાં કોઈ ને કાંઈ ખબર ન પડે ને રહી શકાય ?'

'એક એવું સ્થાન છે પણ ત્યાં જવાય તેમ નથી. પણ તમારે હવે અવંતી જવું નથી ?'

'ના. મારું સ્થાન—પરિણામ ગમે તે આવો—પણ મહારાજની પાસે જ છે. હું મહારાજને ને પાટણને તજી શકું નહિ—પણ પેલું સ્થાન તમે કેમ કહ્યું કે ત્યાં જવાય તેમ નથી ?

'અવાવરુ છે; ભયંકર છે; બાકી, ત્યાં તમને પવન પણ જાણી શકે નહિ.'

'ત્યારે આગળ ચાલો, મહારાજજી ! એ કેટલેક દૂર છે ?'

'એવા સ્થળમાં ? તમે ત્યાં જવાની ખરેખર વાત કરો છો ?'

'પણ બીજે બધે તો મહારાજ શોધી કાઢશે ના ?'

'હા.'

'તો એવા સ્થળે—ચાલો—'

'ના ના, ત્યાં નહિ. ત્યાં કોને ખબર છે શું ન હોય ? અવાવરુ જગ્યા. સાપ પણ પડ્યા હોય.

'સાધુજી ! વિષધરો તો તમને ડારે. મેં તો નૃત્યથી સર્પોને રમાડ્યા છે, રીઝવ્યા છે, પ્રેમથી એમને ગળે વળગાડ્યા છે. ચાલો મારી સાથે; રુદ્રમહાલયમાં રહ્યા છતાં તમને રુદ્રરૂપમાં હજી શ્રદ્ધા લાગતી નથી.'

'પણ—'

'હવે પણ ને બણ—આગળ થાઓ—'

કાર્તિકસ્વામી બોલ્યોઃ 'મેં સ્થાન બતાવ્યું તે અગોચર વાવ છે. એમાં આંહીં કોટમાંથી ભોંયરાદ્વારા જવાય છે. પણ સ્થળ ભયંકર છે.'

'કાંઈ ફિકર નહિ. હું દરેક પ્રકારના જીવનને ટેવાયેલી છું. તમે મને ત્યાં લઈ ચાલો—'

ચૌલાદેવી ને કાર્તિકસ્વામી ધીમેધીમે બહાર નીકળ્યાં ને ઘડીભર મંદિરના પડછાયામાં થોભ્યાં. કોઈ જોતું નથી, એ જોઈને બન્ને આગળ વધ્યાં. દુર્ગના એક ચોરસ બુરજ પાસે કાર્તિસ્વામી અટક્યો. 'અંદર જરા નજર કરો—તે બોલ્યો. 'કાંઈ દેખાય છે?' ચૌલાદેવીએ અંધકારમાં દૃષ્ટિ કરી. અવાજથી એક બે જાગી ઊઠેલાં ચામાચીડિયાં ઊડી ગયાં. કાર્તિકસ્વામી ધ્રૂજી ઊઠ્યો. એ ચૌલાની પાસે સર્યોઃ 'તમે આમાં ન જતાં.'

'કેમ?'

'હું બીજી રીતે તમને ગુપ્ત રાખી શકીશ—'

'ના; હવે પાછા ફરવાની વાત નહિ. આંહીં પગથિયાં જેવું કાંઈક દેખાય છે ખરું.'

'એ પગથિયાંની હાર પૂરી થતાં—ભોંયરું શરૂ થશે—એ ભોંયરાનું મોં વાવમાં નીકળે છે—'

'સારું—'

કાર્તિકસ્વામી ચૌલાને રોકે તે પહેલાં પોતાનો પાલવ એક હાથમાં પકડી ચૌલા બેત્રણ પગથિયાં ઊતરી ગઈ હતી. એકબે બીજાં ચામાચીડિયાં ઊડ્યાં. એક તરફ કાંઈ સર્પના જેવો સુસવાટો સંભળાયો—

'પાછાં ફરો—બહેન! એ શું સંભળાયું

'પવનનો નિરર્થક આલાપ—સાધુજી!—તમે હવે પાછા ફરો—'

'એ વાવના મધ્ય ભાગમાં એકાદ ખંડ છે ત્યાં આ ભોંયરું અટકે છે.'

'સારું.'

'ત્યાં એક બેઠક પણ છે.'

કાંઇ ફિકર નહિ.'

'કાલે સવારે હું વાવ ઉપર સ્નાન કરવા આવીશ. ત્યારે ઉપરથી એક સુભાષિત બોલીશ—'

'શું બોલશો ? કાંઇક સુંદર બોલજો હો—'

'હા.'

'ને હું એનો જવાબ વાળીશ—તમે હવે જાઓ—'

કાર્તિકસ્વામી કાંઇક બોલવા જતો હતો. પણ ચૌલા સંભાળથી પગથિયાં ઊતરી ભોંયરામાં અદ્દશ્ય થઈ ગઈ. એની સુંદર મૂર્તિ—અને ભયંકરતાને પૂજવાની એની શક્તિ એ બન્ને ઉપર કાર્તિકસ્વામી વિચાર કરતો ત્વરાથી પાછો ફર્યો.

એને ખાતરી હતી કે એની તપાસ થઈ રહી હશે. એ ચોકમાં આવીને સાદડી ઉપર પડ્યો ને ગાઢ નિદ્રામાં હોય તેમ દેખાવ કરી રહ્યો. ત્યાં એની પાસે કાનમાં જ અવાજ આવ્યો.

'આ જ—દામોદર ! આ જ લાગે છે.'

કાર્તિકસ્વામીએ બાડી આંખે ઊંઘવાનો ઢોંગ ચાલુ રાખીને જોયું તો રાજા ને મંત્રી બન્ને એની પાસેથી પસાર થઇ રહ્યા હતા.

'પણ જાય ક્યાં, દામોદર ? મઠપતિએ શું કહ્યું ?'

'એણે તો કહ્યું મહારાજ! કે એ તો ચાલી ગઈ.'

'ક્યાં?'

'એ એને શી ખબર?—પણ પૃથ્વીનાથ! ચૌલાદેવી નહિ હોય તો?'

કાર્તિકસ્વામી મનમાં ને મનમાં હસી રહ્યો. મારો બેટો આ મંત્રી પણ રાજાને બનાવે છે. એને ભીમની નિખાલસતા સાંભરી આવી. સોમનાથમાં પણ એ એવો જ વિશ્વાસુ હતો.

'અરે-ચાલને, એના પટ્ટશિષ્યને પૂછીએ-એને ખબર હશે ક્યાં ગઈ—ક્યારે ગઈ?'

દામોદર બોલ્યો. એનો સ્વર કાર્તિકસ્વામીએ સમજણપૂર્વક પકડી લીધોઃ 'કાં તો મહાકાળેશ્વર ગઈ હશે!'

દામોદરે પટ્ટશિષ્યને ખોળી કાઢી ખભાથી હલાવ્યોઃ 'મહારાજ! એ—સાધુમહારાજ!'

કાર્તિકસ્વામીએ નસકોરાં વધારે જોરથી ખેંચ્યા. દામોદરે વધારે જોરથી એને હલાવ્યોઃ 'મહારાજ! એ—સાધુજી!'

સાધુજીને એવી ગાઢ નિદ્રા આવી હતી કે તે હજી જાગ્યા નહિ!

'સાધુજી!'

સાધુજી એક પડખું ફરી તરત બીજી તરફ સૂઈ ગયા, ને મનમાં હસ્યા.

'સાધુજી!'

કાર્તિકસ્વામી આળસ મરડી બેઠો થયો. પણ પાછો સૂવા જતો હતો ત્યાં દામોદરે એનો હાથ પકડ્યોઃ 'અરે સાધુ મહારાજ! પેલી નર્તિકા ખંડમાં નથી, તે ક્યાં ગઈ?'

'કોણ ?'

'પેલી નર્તિકા.'

'એ તો ગઈ ધારા—'

'કેટલો વખત થયો ?'

'એ તો આવ્યા પછી રૂદ્રભગવાનનાં દર્શન કરી, આરામ લઈ તરત ઊપડી ગઈ. પવનવેગી સાંઢણી ઉપર ગઈ. એને મહાકાલેશ્વરમાં નૃત્ય કરવાની બાધા હતી—કેમ પૂછ્યું ?'

દામોદરને કાર્તિકસ્વામીની તત્પરતા આકર્ષક ને ઉપયોગી લાગી. એણે મારેલી ગપ એ તરત કળી ગયો—અને ચૌલાએ લીધેલો માર્ગ એ સમજી ગયો. એ મનમાં ને મનમાં બન્નેને ધન્યવાદ આપી રહ્યો.

'પાછાં નીકળશે ?' ભીમદેવે પૂછ્યું.

'હા, મહારાજ ! એમ કહેતાં હતાં ખરાં કે—ત્યાં નૃત્ય કરી પાછી પાટણ ફરીશ—'

'બીજું કાંઈ કહ્યું હતું ?' ભીમદેવે પૂછ્યું.

'ના, મહારાજ ! એ તો આંહીં કાંઈ બહુ રોકાઈ નહિ ના ?'

દામોદર મનમાં હસી રહ્યો.

## ૧૩. દામોદરને ચૌલાની માહિતી મળી

ભીમદેવે જે વિશ્વાસથી પોતાના શબ્દો માની લીધા એ વિશ્વાસે કાર્તિકસ્વામીને એક વખત ફરીથી વિચારમાં નાખી દીધો. આવો સુંદર, નિખાલસ, ભલો, વિશ્વાસુ રાજા હોય અને એની સમક્ષ પરાક્રમ કરવાનું હોય એ એને અત્યારના પોતાના નિષ્ક્રિય સાધુજીવન કરતાં હજારગણું વધારે સારું લાગ્યું. સવારે તે ઊઠ્યો ત્યારે શી રીતે મહારાજની પાસે જવાની તક મેળવવી એનો એ વિચાર કરી રહ્યો હતો. ચૌલાને વચન આપ્યા પ્રમાણે તે પેલી વાવ ઉપર સ્નાન કરવા જવાની તૈયારી કરતો હતો. એણે રેશમી વસ્ત્ર ખભે નાખ્યું, હાથમાં એક મોટો ઘડો લીધો અને દોરડાની શોધ માટે આંહીંથી તહીં ફરવા માંડ્યું. એટલામાં મંત્રી દામોદરને તેણે પોતાની તરફ આવતો જોયો. એને રાજાનો સંપર્ક સાધવો હતો તેમાં દામોદર ઉપયોગી લાગ્યો. જો કે રાજાની સત્તા પાટણમાં નિર્બળ થઈ હતી અને એક વિમલમંત્રીની શેહથી આ સૌ ધ્રૂજતા હતા, એ વિચાર આવતાં એના મનમાં દામોદર વિષે ઊંચો અભિપ્રાય રહી શક્યો ન હતો. એના મનથી વિમલને પાટણ બહાર કાઢવો એ ઘડીના છઠ્ઠા

ભાગનું કામ હતું. પોતાને રાજાની પાસે રહેતાં એવી તક મળી જાય, એ નવજીવનનું એને આકર્ષણ થઈ રહ્યું હતું. એટલામાં દામોદરે આવીને તેને નમસ્કાર કર્યા.

'નમઃ શિવાય, ગુરુજી!'

'શિવાય નમઃ!'

'શાનો વિચાર કરી રહ્યા છો?'

'નાહવા જવું છે ને દોરડું મળતું નથી.'

'કેમ? કુંડમાં ફાવતું નથી?'

'ના, ફાવે છે. પણ પાસેની વાવમાં સાંભળ્યું છે છે કે સોમનાથ મંદિરની એકાદ પ્રતિમા કોઈક મૂકી ગયું છે. તો એનો ઉદ્ધાર પણ કરીએ—'

'હાં—હાં ત્યારે—એમ કહોને—' દામોદરની આંખ કાંઈક ઝીણી થઈ ગઈ હતી. કાર્તિકસ્વામીને એ બરાબર નિહાળી રહ્યો હતો. 'એમ છે ત્યારે? પ્રતિમા છે? બહુ ભાગ્યશાળી છો હો!'

'કેમ?'

'આ જુઓને છે કાંઈ ઉપાધિ? કોઈ જાતની ખટપટ નહિ, રાગદ્વેષ નહિ, ભગવાન શંકરનાં ચરણ સિવાય બીજી આશા નહિ. કોઈને હણવા નહિ, કોઈનું હરણ કરવું નહિ, ક્યાંય સૈન્ય લઈ જવાં નહિ—કાંઈ કહેતાં કાંઈ ઉપાધિ છે?'

'અને તમારે વળી એવી શી ઉપાધિ છે?'

'અરે! ગુરુમહારાજ! અમારું તે કાંઈ જીવન છે? એ તો જુઓ તો ખબર પડે. આ લોને, અત્યારમાં તમે નાહી ધોઈ, ભગવાન શંકરનાં દર્શન કરી, ધ્યાનમાં બેસી જશો. અને અમારી દશા જુઓ. મહારાજને ઘેલું લાગ્યું

છે કે ચૌલા વિનાના પાટણમાં ન આવું. લો હવે ચૌલાદેવીને ક્યાં લેવા જવાં ?'

'પણ એ ય તે જબરી હો. પહેલાં મહારાજને મોહિની લગાડી. હવે મહારાજને પાછળ ફેરવે છે. આંહીં આવી—દર્શન કર્યાં—ને તરત ઊપડી ગઈ!'

'હા, જુઓને, એ તો વળી તમે હતા તો આટલા પણ ખબર મળ્યા. નહિતર શી ખબર પડે ક્યાં ગઈ? પવનવેગી સાંઢણી ઉપર જાય એની પાછળ પડચે કાંઈ પત્તો લાગે?'

'વિમલમંત્રી પણ જબરો તો ખરો. ધરાર એને માળવા મોકલી. હવે ત્યાંથી તો પાછી વળે ત્યારે ના?'

'હાસ્તો; એ તો આવે કે વખતે ન પણ આવે; તમે ઠીક કર્યું રાતે, પાછી આવવાની છે એમ કહ્યું તો મહારાજને શાંતિ રહી!'

'પણ ત્યારે શું કરું? મેંય લગાવી ગપ કે અત્યારે તો વાત પતી જાય!'

'હા! હા! હા! મહારાજજી! તમે પણ જબરા—હો, જબરા—' દામોદર હસી પડચો. 'અરે ભાઈ! તમારા જેવા અમારી મદદે ન આવે તો તો મહારાજ, રાતે ને રાતે—અમને માળવાનો મારગ દેખાડે ના?'

'કહે છે, મહારાજે ગુપ્તચરો મોકલ્યા છે—માળવાના માર્ગે એ સાચું ?'

'હવે એ તો આગે આગેની વાત થઈ. પણ ગુરુજી! હું તો—મારો તો—જીવ તાળવે ચોંટચો'તો હો. રાતે મારા મનમાં તો આમ આમ થાય હો—'દામોદરે પાંચ આંગળા ભેગાં કરી હાથની નિશાની કરી—જાણે પોતે કાર્તિકસ્વામીની

વાતમાંથી બીજું કાંઈ સમજતો ન હોય તેમ. 'મેં કીધું જો મહારાજજી કહેશે કે, ચૌલાદેવી આંહીં જ છે તો થઈ રહ્યું !'

'પણ હું શેનો કહું ? હું બધું સમજી જાઉં તો ?' કાર્તિકસ્વામી ઉત્સાહમાં આવી ગયો હતો.

'હાં, ત્યારે મેં કીધું, મહારાજજી બધું સમજી ગયા છે !' દામોદરને વાતનો મેળ મળી ગયો. કાર્તિકસ્વામી જ રાત્રે મંદિરમાં હતો એ હવે ચોક્કસ થયું. ચૌલાદેવી ક્યાં છે એ વાતની પણ એને ખબર હોવી જોઈએ.

કાર્તિકસ્વામીને એક સાધુએ આવીને દોરડું આપ્યું. તેણે નાહવા જવાની તૈયારી કરી.

'ઠીક ત્યારે, મહારાજજી ! ક્યાં નાહવા ઊપડો છો ? હું પણ જાઉં—મહારાજ પૂજાથી પરવાર્યા હશે.' તેણે કાર્તિકસ્વામીને નમસ્કાર કર્યા.

કાર્તિકસ્વામી બે ડગલાં ચાલ્યો હશે, ત્યાં દામોદર કાંઈ સાંભર્યું હોય તેમ અચાનક પાછળ ગયો: 'અરે ! ગુરુજી !' કાર્તિકસ્વામી ઊભો રહ્યો. દામોદર તેની પાસે આવ્યો, અને નિષ્કારણ હસી પડ્યો.

'કેમ હસ્યા, મંત્રીરાજ ?'

'જુઓને, કેવો ભુલકણો છું. તમે સોમનાથમાં હતા એમ મહારાજ વાત કરતા હતા.'

'એમ ?' કાર્તિકસ્વામીએ ઉત્સાહ બતાવ્યો. દામોદર એ અવાજના રણકા વિષે વિચાર કરી રહ્યો.

'હા, અને કહેતા'તા, જુઓને, આવા પ્રથમ પંક્તિના વીરયોદ્ધાઓ આજે ભગવાં પહેરીને બેઠા છે !'

'ખરેખર ? ત્યારે તો મહારાજે મને ઓળખી કાઢ્યો !'

'ત્યારે નહિ ? મહારાજ કહે, મારી પડખે જ એ ઘૂમ્યા હતા.'

'એટલે સુધી મહારાજને યાદ છે ? હું મૂળ તો શાકંભરીનો—' કાર્તિકસ્વામીએ કાંઈક અભિમાનથી કહ્યું.

દામોદરને લાગ્યું કે સાધુસંન્યાસીના દિલમાં કાંઈ કાંઈ અતૃપ્ત ઇચ્છાઓ ભરી છે. તેણે એને હાથમાં લેવાનો પ્રયત્ન કર્યો:

'શાકંભરીરાજના કાકા અજયપાળ ચૌહાણ—'

'મહારાજ અજયપાળ ચૌહાણ ને અમે સૌ સાથે શાકંભરીથી નીકળેલા, સોમનાથની રક્ષા કરવા. ચૌહાણ જોગી થયા. હું આંહીં આવ્યો.'

'ચૌહાણ જોગી થયા ?'

'ત્યારે નહિ—? કચ્છપંથકમાં એમની તો નામના ચાલી રહી છે. આ કેસર મકવાણાને એમણે કહેલું.'

'શું ?—શું કહેલું ?'

'કે તારું આવરદા ટૂંકું છે, બચ્ચા ! લડાય એટલું લડી લે. એટલે તો કેસર લડાઈ શોધતો ફરે છે.'

'એમ ? ત્યારે તમે શાકંભરીના ? શું કહો છો ?' જાણે માણસ શાકંભરીનો થવાથી અમરાપુરીના દેવ જેવો મનાતો હોય એવો દેખાવ દામોદરે કર્યો: 'તમે શાકંભરીના એમ ?'

'હા; હું શાકંભરીનો: ત્યાં હાર્યો અને પછી સંન્યાસી થયો—'

'એ તો ઠીક; સમય પ્રમાણે. પણ તમે શાકંભરીના એમ ?' શાકંભરીનું નામ આવવાથી કાર્તિકસ્વામી પ્રત્યે

પોતાનું માન વધી ગયું હોય તેમ દામોદર આ શબ્દ ફરી ફરીને બોલી રહ્યો હતો. પણ એ સઘળો વખત એના મનમાં તો નડુલના અને શાકંભરીના પિતરાઈ ચૌહાણો વચ્ચે જે ભયંકર વૈર હતું એનો વિચાર ચાલી રહ્યો હતો. નડુલ તરફ પોતાને પહેલો ઘા મારવો હતો. અને તેમાં ઉપયોગી થાય તે માણસો એને મન અત્યારે કિંમતી હતાં. એને કાર્તિકસ્વામી બહાદુર ને ચાલાક લાગ્યો હતો.

'પણ ત્યારે, ગુરુજી! તમારા જેવાએ તો અત્યારે અમારી પડખે રહેવું જોઈએ—આ સંન્યાસીનો વેષ—હા હા હા!' દામોદર વાતનું બીજ મૂકી, તેની શી અસર થાય છે એ જોવા માટે હસી પડ્યો.

'એ પણ થઈ રહેશે, મંત્રીશ્વર! ભગવાન શંકરની ઇચ્છા એવી હશે તો રુદ્રસ્વરૂપ એ પણ એનું જ રૂપ છે ના?' કાર્તિકસ્વામી બોલ્યો. મંત્રીની મીઠી વાણીએ એના ઉપર અસર કરી હતી. દામોદરે જાણવા જેવી ત્રણે વાતો જાણી લીધી હતી. એને પત્તો લાગી ગયો કે ચૌલા હજી આંહી જ છે, માળવા ગઈ નથી. આ સાધુએ જ એને સંતાડી છે. અને સાધુ રાજકારણમાં પડવા ઉત્સુક છે. એટલે તેણે તરત કાર્તિકસ્વામીને નમસ્કાર કર્યા: 'ત્યારે હું જાઉં, મહારાજ રાહ જોતા હશે! માલવાના સ્થાનપુરુષે કોઈ વિદ્વાનને ગોપને વેષે મોકલવા કહેવરાવ્યું છે તેનો બંદોબસ્ત કરવોછે. તમારા જેવા અમને કાંઈ ખપ લાગે છે?' 'લાગશે' 'લાગશે' એમ બોલતો કાર્તિકસ્વામી નાહવા ગયો એટલે દામોદર રાતે જે જગ્યાએ એણે કાર્તિકસ્વામીને જોયો હતો તે જગ્યા તરફ મંદિરમાં અંદર ચાલ્યો.

## ૧૪. દામોદરને મળેલું મોતી

મંદિરના નીચેના ભાગમાં જ્યાં કાલે રાત્રે સૌ બેઠા હતા ત્યાં એ ગયો.

અત્યારે ત્યાં કોઈ હતું નહિ. એણે ઉપર દૃષ્ટિ કરી. જે થાંભલાને આધારે તેણે રાત્રે ચૌલાને ઊભેલી જોઈ હતી ત્યાં એ ગયો અને એવી રીતે જ નીચી નજર કરીને ઊભો રહ્યો.

એક પળમાં તો એનું હૃદય પ્રફુલ્લ બની ગયું. રાત્રે ચૌલાદેવી આંહીં જ હતી એની એને સો એ સો ટકા ખાતરી થઈ ચૂકી. એ થાંભલો મહેકી ઊઠ્યો હતો. એવો પરિમલ ચૌલાદેવી સિવાય બીજી કોઈ અંગનાની કલ્પનામાં પણ હોઈ ન શકે. હવે તે ત્યાંથી નીચે ઊતરી ઝીણી નજર રાખી ચારે તરફ ફરવા માંડ્યો. તેને દિશાસૂચન કરતું હોય તેવું નીચે રગદોળાતું મોગરાનું એક ફૂલ તેણે જોયું. તેણે તે પણ ઉપાડી લીધું. તે આગળ વધ્યો. મંદિરના અંધારિયા ગુપ્તદ્વારમાંથી બહાર દૃષ્ટિ કરી તો નીચેની ધૂળમાં ઉતાવળે પડેલાં બેચાર પગલાં તેણે જોયાં. તે ત્યાંથી જ બહાર નીકળ્યો, અને જાણે અકસ્માત્ અમસ્તો જ ફરતો

હોય તેવો દેખાવ રાખી, નિશાનીએ નિશાનીએ આગળ વધવા લાગ્યો. થોડે દૂર મંદિરદુર્ગના એક ચોરસ બુરજ પાસે આવતાં પગલાં અટકી પડેલાં લાગ્યાં, અને ત્યાંથી જ બીજાં પગલાં પાછાં ફરતાં લાગ્યાં. આટલામાં જ એક જણ અદૃશ્ય થયું છે એ વિષે દામોદરને ખાતરી થઈ, પણ કઈ જગ્યાએ તે ગયેલ છે એ જોવા તે વધારે ઝીણવટથી ત્યાં દૃષ્ટિ ફેરવવા લાગ્યો.

એટલામાં બહારથી કોઈની નજરે પણ ન પડે એવો એક નાનો ખાડો તેણે ભીંતની પાસે જોયો.

તે તે તરફ વળ્યો. ખાડાની અંદર ઊતરી તેણે ભીંતમાં દૃષ્ટિ કરી તો નીચે ભયંકર અંધારામાં ચાલ્યાં જતાં પગથિયાંની હાર તેણે દીઠી.

દામોદર આશ્ચર્યથી થંભી ગયો. આવા અંધારઘેરા ભોંયરામાં ચૌલાદેવી એકલી જઈ શકે ? તેની કલ્પના ન ચાલી. તેમાં તેણે હિમ્મતથી નીચે ઊતરવાની શરૂઆત કરી. પગથિયાં આગળ વધતા ગયાં. છેવટે એનો પગ ભોંય સાથે અથડાયો. એના માથાને અડીને કાંઈક ફડફડ કરતું ઊડી ગયું. એક તરફથી ધીમો પણ અકલ્પ્ય સુસવાટો સંભળાયો. તેણે આંખો ફાડી અંધારામાં જોવા માંડ્યું. પણ કાંઈ વધારે ગમ પડી નહિ. ભીષણ અંધકારમાં અંધારા જેવું ભોંયરું જ માત્ર આગળ વધતું હોય એવું એના પગને લાગતું હતું.

અંધારાને વીંધવા માટે એક વખત તેણે ચારે તરફ હાથ ફેરવ્યો ને તે બે ડગલાં આગળ ચાલ્યો.

બીજાં બે ડગલાં વધુ આગળ ભર્યાં પણ ભૂતથી

છળ્યો હોય તેમ તરત તે પાછળ હઠી ગયો. પડખેથી ચોખ્ખો સર્પના જેવો સુસવાટો આવી રહ્યો હતો. તે એકદમ પાછો ફર્યો ને પડતોઆખડતો પગથિયાંને પકડી ચારે પગે થઈ ઝપાટાબંધ ઉપર ચડી ગયો. બહાર અજવાળામાં આવ્યો ને થોડી વાર ઊભો રહ્યો ત્યારે જ એને કાંઈક શાંતિ થઈ. તેને હાથે પગે ધૂળ ચોટી ગઈ હતી. તેણે વસ્ત્ર ખંખેર્યું ને તે ફરી છળી ઊઠ્યો. એક નાનો સર્પની કાંચળીનો ભાગ તેમાંથી નીચે જઈ પડ્યો. તેને ઉપાડી લેવા તે નીચે વળ્યો અને એક પળ ત્યાં જ બેસી ગયો. તેનું મગજ વિચાર કરી શકતું ન હતું કે આવા અંધારા ભોંયરામાં કોઈ પણ નારી શી રીતે જઈ શકે? એ શૂન્ય અવસ્થામાં તેણે ત્યાં બેઠાં બેઠાં અમસ્તી જ એક રેખા ધૂળમાં દોરી.

તેની હિમ્મતની મશ્કરી કરતું હોય તેવું એક નાજુક કર્ણફૂલનું મોતી એ રેખામાં ચળકી ઊઠ્યું. 'અરે !' તેનાથી બોલાઈ ગયું. તેણે તે તરત ઉપાડી લીધું. તેના મનની રહીસહી શંકા દૂર કરતું હોય તેમ મોતી જાણે એના હાથમાં પોતાની જાત પ્રગટ કરતું શોભી ઊઠ્યું. ચૌલાદેવી—આંહીં ભોંયરામાં જ ગયેલ છે એ વિચાર કરતાં એ ફફડી ઊઠ્યો. પેલું મોતી એનો ઉપહાસ કરી રહ્યું હતું. તે એકદમ બેઠો થયો અને કાર્તિકસ્વામીને શોધી કાઢવા ઝપાટાબંધ બહાર દોડ્યો.

## ૧૫. સુભાષિતનો કોઈ જવાબ વાળતું નથી

કાર્તિકસ્વામી, ચૌલાદેવીને વચન આપ્યા પ્રમાણે, વાવ ઉપર સ્નાન કરવા માટે ગયો ત્યારે તેના અંતરમાં તો તુમુલ યુદ્ધ મચી રહ્યું હતું. ચૌલાને એવું સ્થળ બતાવવા માટે એનું અંતઃકરણ અત્યારે બીકથી ફફડી ઊઠ્યું હતું. જે સ્થળનો વિચાર કરતાં માણસ દિવસે પણ ભયથી ત્રાસી જાય તે સ્થળે રાત્રિએ આ નારી એકલી ચાલી ગઈ, એ વિચાર આવતાં એને પોતાના સૈનિક જીવનની બહાદુરી તુચ્છ લાગી. વાપીની રચના સુંદર હતી, અને ત્યાં માણસ આરામથી રહી શકે તેવી ગોઠવણ હતી—પણ પેલા ભોંયરામાંથી વાપી સુધી પહોંચવું એ જીવનભર યાદ રહી જાય એવો અનુભવ હતો. એણે એ અનુભવ લેવાની એક જ વખત હિમ્મત કરી હતી—પણ તે દિવસે. અને ત્યાર પછી તો એ અનુભવ લેવાની કલ્પના થતાં જ એ ધ્રૂજી ઊઠતો. એટલે એ વાવ ઉપર સ્નાન કરવા ગયો ત્યારે પણ તેનું અંતઃકરણ ભયથી અને પશ્ચાત્તાપથી સળગી રહ્યું હતું.

તે ઉતાવળે વાપી ઉપર આવ્યો. તેણે અંદર દૃષ્ટિ કરી: કોઈ ત્યાં ન હતું.

તે ધીમેધીમે પગથિયાં ઊતરતો ગયો ને મોટેથી શ્લોકો બોલવા માંડ્યો. તેના અવાજના પડઘાથી વાવ આખી ભરાઈ ગયેલી લાગી. તે છેક પાણી સુધી પહોંચી ગયો. ત્યાંથી પગથિયાંની એક નિસરણી ઉપર જતી હતી. તે દ્વારા તે ઉપરના ખંડમાં ગયો ને એમ ને એમ આગળ વધતો વધતો છેક વાવના કોઠા ઉપરના ખંડમાં આવીને ઊભો રહ્યો. તેણે ઉપર દૃષ્ટિ કરી. એક મહાન વટવૃક્ષની છેક નીચે સુધી ફેલાતી મજબૂત વડવાઈઓ સિવાય કાંઈ પણ તેની દૃષ્ટિએ પડ્યું નહિ. નીચે દૃષ્ટિ કરી તો વાવના કોઠામાં પડતું ભોંયરાનું મોં સ્પષ્ટ દેખાતું હતું. પણ તેમાં કોઈ હોય તેમ લાગ્યું નહિ

તેણે પોતાનું ગળું સાફ કર્યું. સોમનાથના મંદિરમાં તેણે 'મહિમ્નસ્તોત્ર'ના શ્લોકો ગાઈને ભગવાન શંકરને રીઝવવા પ્રયત્ન કર્યો હતો. એના ગળામાં શ્લોકની લઢણ સ્વાભાવિક જેવી દીપી ઊઠી: તે વટવૃક્ષને સંબોધીને બોલ્યો:

क्व तरुरेष महावनमध्यगः क्व च वयं जगतीपतिसूनवः ।
अघटमानविधानपटीयसो दुरवबोधमहो चरितं विधे: ॥

તેના શબ્દના પડઘાથી વાપીના ખંડ જાગી ઊઠ્યા, પણ કોઈએ જવાબ વાળ્યો નહિ. તે આશ્ચર્ય પામીને સ્થિર ઊભો રહ્યો. ફરીને બોલ્યો:

स्वापदि तथा महान्तो न यान्ति खेदं यथा परापत्सु ।
अचला निजोपहतिषु प्रकम्पते भूः परव्यसने ॥

પડઘા શમી ગયા ને ફરી પાછી એની એ શાંતિ થઈ ગઈ. કાર્તિકસ્વામીના દિલમાં હવે ભયનો સંચાર થયો. તેણે એક વખત ઉપર જોઈને પછી મોટેથી બૂમ મારી:

'અરે ! ચૌલાદેવી ! કેમ બોલતાં નથી ?'

કાંઈ પણ જવાબ મળ્યો નહિ.

તેણે ફરી ફરી બૂમ પાડી. ખંડના ઝરૂખામાં ફરીને ચારે તરફથી દષ્ટિ કરી. એક વખત તો વડવાઈ ઝાલીને ઝરૂખાના પથ્થર ઉપર શરીર ઢાળી, ભોંયરામાં જોવા માટે પ્રયત્ન કર્યો. અનેક વખત સાદ કર્યો. તે નિરાશ થયો. કોઈએ જવાબ વાળ્યો નહિ. એને મનમાં એવી બીક પેઠી કે ચૌલાદેવી અંદર ને અંદર સર્પદંશથી મૃત્યુ પામી લાગે છે. તે જેમતેમ નાહીને બહાર તો નીકળ્યો, પણ એના ચહેરા ઉપરથી નૂર ઊડી ગયું. એના હૃદયમાં ગભરાટ થઈ ગયો. પોતે શું કરવું તેની તેને સૂઝ પડી નહિ. તે ઉપર આવીને ત્વરાથી મંદિર તરફ પાછો ફર્યો.

એ પાછો આવતો હતો ત્યાં રસ્તામાં જ દામોદર મળી ગયો.

'કાં કેમ, ગુરુજી ! જઈ આવ્યા ? પ્રતિમા મળી ?'

કાર્તિકસ્વામી અત્યારે દામોદર સાથેની વાતચીત આનંદથી માણી શકે એવી અવસ્થામાં ન હતો. તે ઉતાવળે બોલ્યો: 'હા, જઈ આવ્યા !'

'કેમ મળી પ્રતિમા ?'

કાર્તિકસ્વામીને એની વાણી અત્યારે દ્વિઅર્થી લાગી. તે વધારે અસ્વસ્થતાથી બોલ્યો: 'કઈ પ્રતિમા ? તમે શાની વાત કરો છો ?'

'કેમ વળી તમે કહેતા હતા ને ?'

'હાં હાં; એ તો મળશે: તમને રાજકર્મચારીઓને એવું સંભારી રાખવાનો વખત રહે એ નવાઈની વાત !'

'શું છે બીજા કાંઈ સમાચાર? કહે છે તમે તો મહારાજ ભીમદેવની પાસે જ રહીને લડયા હતા,' દામોદરને લાગ્યું કે સીધી રીતે કાર્તિકસ્વામી પાસેથી વાત નહિ મળે.

'તે હશે; મારે અત્યારે કામ છે.'

દામોદરને બીજે સમયે અપમાનજનક લાગી હોત એવી આ ત્વરિત ભાષા અત્યારે કાંઇક સૂચક લાગી. એણે મનમાં વિચાર્યું કે કહો ન કહો પણ બ્રાહ્મણભાઈનો મોં ઉપરથી તેજ ઊડી ગયું લાગે છે. તેણે એને બીજી રીતે વાતમાં સંડોવવાનો ને તાગ લેવાનો વિચાર કર્યો: એના મનમાં તો ચૌલાની ચિંતા વધતી જતી હતી.

'કહે છે, તમે હથિયાર પણ વાપરી જાણો છો—'

'એટલે તમે મારી મશ્કરી કરવા માગો છો, એમ?'

'મશ્કરી? એમાં મશ્કરી શાની? અને તમારી મશ્કરી હું શું કરવા કરું?'

'ત્યારે મશ્કરી નહિ તો બીજું શું? તમને મેં કહ્યું તો હતું કે હું અજયપાળ ચૌહાણ સાથે શાકંભરીથી નીકળ્યો હતો; હથિયાર વાપરતાં ન આવડતાં હોય તો શું ત્યાં સોમનાથમાં ભાંગ પીવા માટે ગયો હતો? હું તમે ધારો છો એવો નથી હો—'

દામોદરે વિચાર કર્યો: ચૌલાદેવી રાત્રે આની સાથે હતી. ભાઈશ્રી એને પેલા ભોંયરા સુધી પહોંચાડી આવ્યા હતા. અત્યારે વાવ ઉપર નાહવા ગયા. આમાં કાંઈ ભેદ લાગે છે. અત્યારે આવા અસ્વસ્થ ચિત્તે વાતો કરે છે માટે કાંઇક પણ નવાજૂની છે એ ચોક્કસ.

'પણ હું તમારે વિષે શું ધારું છું? હું તમારે વિષે

કાંઈ જ ધારતો નથી. મેં મહારાજને કાંઈ કહ્યું ન હતું. મહારાજે મને પૂછ્યું—કે આ વળી સાધુ ક્યારના થયા ?'

દામોદરના છેલ્લા વાક્યે કાર્તિકસ્વામીને વધારે શંકામાં નાખ્યો.

'ક્યારના થયા—તે આખી દુનિયાને ખબર છે !'

'એ ખરું; પણ અમને તો હમણાં જ પડી ના ? તમારા વિષે હું કાંઈ વાત પણ શું કરવા કરું—ખબર વિના ?'

'એટલે ? મેં કાંઇ ગુનો કર્યો છે એમ ? એમ તો હું પણ કાંઇક છું હો !'

દામોદર એના અસંબંધ વાર્તાલાપથી હસી પડ્યો. પણ એને સ્પષ્ટ સમજાયું કે કાર્તિકસ્વામીને કાંઇક છુપાવવું છે. એ પ્રગટ થઇ ગયું છે એમ એ માનતો નથી. અને એ છાનું છે એની એને ખાતરી નથી. એમાંથી આ ગોટો ઊભો થાય છે. એ અનુમાન કરીને આગળ બોલ્યો:

'એ તો એવું છે, મહારાજજી ! ગુનો કર્યો હોય કે ન કર્યો હોય, તો મારે શું ? મહારાજ ભીમદેવનું સબળ શાસન જગપ્રસિદ્ધ છે. હજી સુધી તો કોઈ ગુનેગાર મહારાજને બનાવી ગયો નથી. આ ગુનાની વાત થઈ. બાકી તમે કાંઈ છો કે નહિ એ તમે જાણો. હું તો તમે કાંઈ છો એમ માનતો નથી.'

'એટલે શું હું કાંઈ જ નથી એમ ?'

'એવું કહેનાર હું કોણ ? તમે કાંઈ છો કે નહિ—છો તો શું છો, કેવા છો, કેટલા મહાન છો એ તો તમારું કામ કહી આપશે !'

'મેં પણ રણક્ષેત્રો જોયાં છે. મેં પણ રાજખેલો ખેલ્યા છે. એમ હું જાઉં એવો નથી—'

'પણુ મહારાજજી! આમ આકળા થવાનું કાંઈ કારણ? તમારું કાંઈ ખોવાયું છે કે શું?'

'હાં—ત્યારે એમ બોલોને—તમને ખબર છે—' કાર્તિકસ્વામી બોલી ઊઠ્યો.

'અમને ખબર હોય કે ન હોય, પણુ તમારા કહ્યા વિના શી ખબર પડે? શું પ્રતિમા ગુમ થઈ ગઈ?'

'હા.'

'ક્યાં?'

'એ જ વાત છે ના?' દામોદરે પ્રતિમા શબ્દ એવી યુક્તિથી વાપર્યો કે જાણે ચૌલાદેવીની એને ખબર હોય ને એને વિષે જ એ બોલ્યો હોય એવું કાર્તિકસ્વામીને લાગ્યું. એટલે ચૌલાદેવીના અર્થમાં પ્રતિમા શબ્દ સમજીને એણે વાત કહી નાખી.

'કાલ સુધી તો હતી ના?' દામોદરે કહ્યું.

'કાલ સુધી?—રાત્રે બરાબર હતી—લગભગ સવાર સુધી. મેં એને કહ્યું કે હું સવારે સ્નાન કરવા આવીશ—ત્યારે—'

'ત્યારે?'

'ત્યારે હું સુભાષિત બોલીશ—'

'બરાબર, ને એ જવાબ વાળશે—'

'હા—એ જવાબ વાળશે—પણુ તમને આ વાતની ક્યાંથી ખબર પડી?'

'મહારાજજી! અમને ખબર ન હોય તો પછી રાજ

કેમ ચાલતું હશે? પણ તમે બહુ ગંભીર ભૂલ કરી છે—' દામોદર અચાનક બોલ્યો. 'મહારાજને ખબર પડશે તો તમારા હાલહવાલ થઈ જાશે. એવા અંધારઘેરા ભોંયરામાં કોઈ સુકોમળ નારીને મોકલી આપે ખરું?'

'પણ ચૌલાદેવીને મેં તો ના પાડી. હું ના પાડતો રહ્યો ને એ ચાલ્યાં ગયાં, હું ભયની બૂમ પાડતો રહ્યો. —એ તો હસતાં હસતાં અંદર ગયાં—'

દામોદરને આખે શરીરે ધ્રુજારી આવી ગઈ. અત્યાર સુધી જે અનુમાન હતું તે સત્ય છે એવી ખાતરી મળતાં તે ઘડીભર વાગ્જડ થઈ ગયો. એણે કલ્પનામાં ચૌલાના મૃતદેહને ભોંયરામાં જોયો. તેણે કાર્તિકસ્વામીને કહ્યું: 'એણે આમ આગ્રહ કર્યો હતો ગુમ રહેવા માટે?'

'હા, પાટણ માટે મારે દટાઈ જવું ઘટે—એ જ એમની ધૂન હતી: એટલે મારું કહેવું ન માન્યું, ને અંદર ગયાં—'

'ત્યાંથી હવે ક્યાં નીકળશે?'

'જે વાવમાં હું નહાવા ગયો ત્યાં ભોંયરું નીકળે છે. પણ અત્યારે હું ત્યાં જઈ આવ્યો. ત્યાં કોઈ નથી.'

'ત્યારે થોભો. તમે પાછા ફરી વાવ ઉપર જાઓ ને હું ભોંયરામાં થઈ વાવ ઉપર નીકળું છું. જોઈએ અંદર શું છે!'

'પણ મંત્રીશ્વર! એકલા જવાય એવું નથી!'

'અને નારીને એકલી મોકલાય તેવું હતું કાં? તમે કેવળ વિચાર્યા વિના પુસ્તકો જ વાંચ્યા છે કે શું?'

'પણ મંત્રીશ્વર!'

દામોદરે નાક ઉપર આંગળી મૂકી: ' વખત નથી, મહારાજજી! દરેક પળ કિંમતી છે એ ખબર છે? તમે દોડો ને હું ત્યાં આવું છું!'

' તમે ન જાઓ તો—બીજો કોઈ—હું જાઉં—'

' અત્યારે હવે વિવાદનો વખત નથી. તમે જાઓ. હું આવું છું. જો એક નારીને તમે મોકલી શકયા તો મને મોકલી શકો છો—'

' એણે તો કહ્યું: મેં સર્પોને રમાડયા છે. તમે આટલી નાની ભયંકરતાથી ધ્રૂજો છો—એ શું જોઈ ને રુદ્રનાથની પૂજા કરતા હશો?'

આટલી ચિંતા છતાં દામોદરના મનમાં હર્ષની એક તરંગમાલા ચાલી ગઈ. એણે ચૌલાને અનુપમ ધારી હતી—અને એ અનુપમ જ નીવડી હતી. તેણે કાર્તિકસ્વામીને કહ્યું: ' તમે હવે વખત ન કાઢતા, ગુરુજી! હું હમણાં જ ભોંયરામાંથી નીકળું છું—ને તમે ત્યાં વાવ ઉપર થોભો.'

## ૧૧. બન્નેની મૂંઝવણ

જે ભોંયરામાં પેસતાં દામોદરે થોડી વાર પહેલાં જ કમકમાં અનુભવ્યાં હતાં, તે ભોંયરામાં હવે તેણે મક્કમતાથી પેસવાનો નિર્ણય કર્યો. ચૌલાના નિશ્ચયાત્મક ઠરાવથી તેનો ઉત્સાહ ત્રિગુણીત બની ગયો હતો. પોતાના શબ્દોનો મર્મ સમજી અત્યારે જાતવિલોપનનો જે મહાન ધર્મ તેણે બજાવ્યો હતો તેણે દામોદરના ઉપર ઘણી ઊંડી અસર કરી હતી. તેને લાગ્યું કે પાટણમાં જ્યાં સુધી આવી તેજસ્વી નારીઓ છે ત્યાં સુધી પાટણ અજેય છે. તેણે ડગ્યા વિના અંદર પ્રવેશ કર્યો, અને થડક્યા વિના તે આગળ વધ્યો.

જેમજેમ તે આગળ વધતો ગયો તેમતેમ એને ચૌલાના કૃતનિશ્ચયનું સામર્થ્ય સમજાયું.

થોડે સુધી તો કેવળ અંધકાર વ્યાપી રહ્યો હતો. અંધકારમાં તરતો હોય તેમ દામોદર પોતાનો હાથ આગળ લંબાવીને જઈ રહ્યો હતો. તે માર્ગ ઉપર અંધારામાં ને અંધારામાં આગળ વધ્યો. તેને લાગ્યું કે ભોંયરું બહાર મેદાનમાં થઈને જાય છે. ભોંયરામાં એકબે જગ્યાએથી થોડો ઉજાસ અંદર આવતો દેખાયો.

અંતે આ માર્ગ, કીર્તિકસ્વામીએ કહ્યું હતું તેમ, વાવના મધ્યમાં આવીને અટકી ગયો. તેણે ભોંયરામાંથી નીચે દૃષ્ટિ કરી તો જળ ચમકી રહ્યું હતું. ઉપર જોયું તો વાવના મોટામોટા પથ્થરોથી ખડકાયેલો માળ આવી રહ્યો હતો. એક અત્યંત વિશાળકાય વટવૃક્ષની ઘેરી છાયા છેક ઉપરથી વાવના મુખને ઢાંકીને જાણે ઊભી હતી. તેણે ફેલાવેલી અનેક મજબૂત વડવાઈઓ લટકતી લટકતી ગુફાના દ્વાર પાસેથી નીચે ને નીચે જઈ રહી હતી. દામોદરે સંભાળથી એક વડવાઈ પકડી, તેને ટેકે ટેકે જરા બહાર ડોકું કાઢ્યું. ઉપરનું આકાશ જોઈને તેણે મોટેથી અવાજ કર્યો. વાવમાં પડેલો પડઘો ગાજી ઊઠ્યો ને આવી એકાંતિક જગ્યામાં પેસવાની માનવવૃત્તિનો ઉપહાસ કરતાં હોય તેમ બેચાર ચામાચીડિયાંએ દોડાદોડ કરી મૂકી.

દામોદરે બીજો અવાજ કર્યો. હજી ઉપર કોઈ આવ્યું ન હતું. તે થોડી વાર વિચાર કરતો થોભ્યો. દામોદરને લાગ્યું કે બહુ વખત જાય છે. છેવટે કાર્તિકસ્વામી ઉપરથી બોલતો લાગ્યોઃ 'આવી ગયો છું!'

'હા—પણ આંહીં કોઈ નથી!'

દામોદરના તરંગોનો પાર રહ્યો નહિ. ચૌલાદેવીને કાર્તિકસ્વામીએ આંહીં રાત્રે છાની રાખી. એ આંહીં આવી. પણ પછી? જળમાં પડી ગઈ હશે તો? તેણે નીચે જોયું. કાર્તિકસ્વામી ઉપરથી એક માળ નીચે ઊતરી આવ્યો હતો. ત્યાંથી ડોકાઈને જોતો બોલ્યોઃ 'કેમ મંત્રીશ્વર?'

'આંહીં તો કોઈ નથી!'

'હેં!'

'હા. આંહીં કોઈ નથી.'

'ત્યારે ?' કાર્તિકસ્વામી ગભરાઈને બોલ્યો.

'તે હું શું સમજું ? ચાલો હવે, મોડું થાય છે.' તેણે ફરી વડવાઈઓ તરફ દૃષ્ટિ કરી.

ચૌલાદેવી વિષેના જ્ઞાનમાં કાંઈ પણ વધારો કર્યા વિના થોડી વાર પછી બન્ને મંદિરમાં મળ્યા, ત્યારે બન્ને સરખી મૂંઝવણ અનુભવી રહ્યા હતા.

## ૧૭. કાર્તિકસ્વામી રાજનીતિમાં પ્રવેશે છે

એક ઘડીભર તો કાર્તિકસ્વામીને એમ પણ લાગ્યું કે આ વાતમાં વખતે દામોદરનો હાથ કેમ ન હોય ? એને ખબર ન પડી કે એટલીવારમાં ચૌલાદેવી ક્યાં ગઈ ને તેનું શું થયું. પણ આટલી આ વસ્તુસ્થિતિએ એના અંતરને બહુ ઉત્સુક ને સાહસિક બનાવી દીધું. એને હવે રુદ્રાક્ષની માળા અને ઘંટનાદ અર્થહીન લાગવા માંડ્યાં. તેને મંદિરનો ફૂંકાતો શંખનાદ દેવશયન પાસેના શંખનાદ જેવો નહિ, પણ રણભૂમિના શંખનાદ જેવો લાગવા માંડ્યો. દામોદરે એને કહ્યું કે, મહારાજ હજી એને જાણે છે, એ સમાચારે એને ઉત્તેજિત કરી મૂક્યો હતો. એટલે આવી રીતે ચૌલા ગુમ થતાં જ એનું લોહી ઊછળી આવ્યું.

એને ચૌલાની શોધમાં નીકળવાનું, ચૌલાનો પત્તો મેળવવાનું, પત્તો મેળવી મહારાજ પાસે પાછા આવવાનું, નિખાલસ રાજાના સાન્નિધ્યમાં લડતાં લડતાં એના અંતેવાસી થવાનું, અને રાજસિંહાસનની સમક્ષ પોતાનો આંક બેસારવાનું મન થઈ આવ્યું. તે રાતે એ હમેશની પેઠે સૂતો ખરો, પણ હવે એને રુદ્રમહાલયમાં રસ રહ્યો ન હતો. ત્યાં એને

સમાચાર મળ્યા કે દામોદર તો સાયંકાલે પાટણ ગયો ને મહારાજ હમણાં આંહી રહ્યા—એટલે વળી એના મનમાં ચૌલાના પ્રશ્નની ગડભાંગ ચાલી. એનો સઘળો રસ અત્યારે તો ચૌલા ક્યાં છે એ જાણવામાં હતો.

એણે એના વિષે ઘણાં અનુમાનો કરી જોયાં, પણ એકે અનુમાન બરાબર આવ્યું નહિ.

બીજી રાત્રે પણ એને નિદ્રા આવી નહિ. આખો દિવસ તેણે પાટણથી સૈનિકો આવતાજતા, કાંઈક સંદેશો લાવતા, કાંઈ સંદેશો લઈ જતા જોયા. તેને લાગ્યું કે, કહો ન કહો પણ પાટણમાં અત્યારે કાંઈક મોટો કોલાહલ મચી રહ્યો છે. દામોદરને પાટણ તરફ જતો જોયા પછી એને પોતાના નિષ્ક્રિય જીવન તરફ ઘૃણા ઉત્પન્ન થઈ. તે સ્વભાવથી સૈનિક હતો. તેણે કાંઈક સાહસ કરવાનો નિશ્ચય કર્યો. તેણે ચૌલાદેવી વિષે જાણવાનો પ્રયત્ન કર્યો, પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. એક દિવસ તે સવારે ઊઠ્યો, અને સીધો મહારાજ ભીમદેવ પાસે પહોંચ્યો. મહારાજ પાસે ઊભેલા એક પડછંદ ઊંચા સૈનિકને તેણે તરત ઓળખી કાઢ્યો. પાટણનો સેનાધ્યક્ષ બાલુકરાય રાત્રે આવ્યો હતો.

મહારાજે આશ્ચર્યથી કાર્તિકસ્વામી સામે જોયું. કાર્તિકસ્વામીને તે વખતે પહેલી વખત સાંભર્યું કે પોતે તો સાધુસંન્યાસી હતો. અને મહારાજને આશીર્વાદ આપવા સિવાય તેને બીજો કાંઈ અધિકાર ન હતો, એટલે દામોદરે તેને એક વાત કરી હતી, તેનો લાભ ઉઠાવવાનું તેને મન થઈ આવ્યું.

'મહારાજ! મંત્રીશ્વરે મને કહ્યું હતું—એટલે હું

આવ્યો છું—'

'શું ?'

'માલવરાજની એક ગાથાપૂર્તિ કરવા આંહીંથી એક ગોપને મોકલવાનો છે !'

'હા; બાલુકરાય ! જોને, દામોદર કહેતો હતો તે મને હવે સાંભર્યું. ત્યાંના આપણા સ્થાનપુરુષે માલવરાજને ખુલ્લું આહ્‌વાન દીધું છે કે પાટણના ગોપની વિદ્વત્તાને પણ માલવપંડિતો આશ્ચર્યથી જોઈ રહે—એટલે હવે આપણે એનું કાંઈક કરવું છે. દામોદર પાછા આવવાનું કહીને ગયો છે—એ આવે એટલે બંદોબસ્ત કરીએ—પણ તમારે શું કહેવાનું છે, મહારાજજી !' ભીમદેવે હાથ જોડીને કાર્તિકસ્વામીને પૂછ્યું.

'મહારાજ ! હું આપણી પાટણનગરીના ગોપ તરીકે જાઉં—'

'કાંઈ ખોટું નથી—કેમ બાલુકરાય ?'

બાલુકરાય અત્યાર સુધી કાર્તિકસ્વામી સામે જોઈ રહ્યો હતો. તેને સાધુની આ ઇચ્છામાં કાંઈક ભેદ લાગ્યો. એમ કોઈ માણસ મહારાજના સીધા સંસર્ગમાં આવી જાય એ એનાથી સાંખી શકાયું નહિ. તેણે કહ્યું:

'પણ પાટણમાં ક્યાં પંડિતો ઓછા છે, તે તમને મોકલવા પડે ?'

'હા મહારાજજી ! એ વાત સાચી—'

'ને એવા પંડિત સાથે તો પાટણની કોઈ વારાંગના પણ જાશે એ તમને—સાધુને ફાવશે ? એ રાજકારણમાં પડવાનું તમારું કામ નહિ, મહારાજજી ! તમે આંહીં ભગ-

વાનના સાન્નિધ્યમાં સારા છો.'

કાર્તિકસ્વામીને બાલુકરાયની વાણીથી પોતાની ઇચ્છા છિન્નભિન્ન થતી લાગી. પણ તેણે એ વખતે વધારે ન બોલવામાં સાર જોયો. તેણે પોતાની વધુ ઓળખાણ આપવા માટે પ્રયત્ન કર્યો:

'મેં પણ અનેક વખત રણક્ષેત્રો જોયાં છે,સેનાપતિજી!'

'તે હશે; એ દિવસો ગયા. તમારા જોયેલાં રણક્ષેત્રોમાં માલવરાજનું ગજસૈન્ય નહિ હોય!' બાલુકરાયે કાર્તિકસ્વામીને કડકાઇથી કહ્યું.

કાર્તિકસ્વામીને આ માણસની કડકાઈ ખટકી રહી. તેણે કાંઇક ઉગ્રતાથી કહ્યું: 'સેનાપતિરાજ! હું શાકંભરીનો બ્રાહ્મણ છું. મેં પણ વેદવેદાંગ જોયાં છે. કેટલાય નૈયાયિકોને મેં પાણી ભરતા કરી મૂકયા છે—'

'એની ના નહિ; પણ એનું આંહીં શું કામ? સ્વપ્રશંસા તો ઇંદ્રને પણ અનઅધિકારી ઠરાવે.'

કાર્તિકસ્વામી એક ઘડીભર થોભી ગયો. તેને બાલુકરાયની સાથે ભુજબળ સરખાવવાનું મન થઈ આવ્યું. તે રાતોપીળો થઈ ગયો. મહારાજે તે જોયું. તેણે કાર્તિકસ્વામીને કહ્યું: 'તમારું પરાક્રમ મેં કયાં સોમનાથમાં જોયું નથી?'

ભીમદેવના શબ્દે કાર્તિકસ્વામી તેના તરફ વધારે ઢળ્યો. પોતાને મહારાજ ઓળખે છે એ વાકયે તેને કાંઇક શાંતિ વળી.

'પણ, મહારાજ! હું તો એટલા માટે કહેતો હતો કે હજી તો થોડા દિવસ પહેલાં જ સેનાપતિરાજે ચૌલાદેવીને આંહીં મોકલી આપ્યાં હતાં—એ કેમ પોતે ભૂલી ગયા?' કાર્તિકસ્વામીએ સેનાપતિને મહાત કરવા આ વાતનો આશ્રય

લીધો. 'મહારાજને મળેલા એવા સેવકોની નામાવલિમાં વધારો કરવા હું બોલ્યો ન હતો—મેં તો પંડિતસભાઓ પણ જોઈ છે ને રણક્ષેત્રો પણ જોયાં છે—એ તો મહારાજ કામ સોંપશે ત્યારની વાત છે!'

'ચૌલાદેવીને આંહીં મોકલ્યાં હતાં—ને તમે કેવાં સાચવ્યાં એ મહારાજે જોયું—એ કામ તમે દિપાવ્યું એવું જ બીજું દિપાવો'તો—મહારાજને એ ભય છે!'

કાર્તિકસ્વામીને આ આખાબોલા યોદ્ધા સામે બોલવાનું ફાવ્યું નહિ. એટલે પોતે મહારાજને ચૌલા વિષે શું કહ્યું હતું તે ભૂલી જઈને એ છેક છેલ્લે પાટલે બેસી ગયો.

'સેનાપતિરાજ! ચૌલાદેવી તો હજી આંહીં છે!'

'એમ કે? શાકંભરીમાં છોકરાં ભણાવો છોકરાં, મહારાજજી! તમારાથી ઊંડી વાતની ગત નહિ સમજાય!'

'હેં મહારાજજી! ચૌલા આંહીં છે? તમે જ મને કહ્યું હતું ને કે એ અવંતી ગઈ!' ભીમદેવ બોલ્યો.

કાર્તિકસ્વામીને પોતાની ઉતાવળ ને ભૂલ સમજાયાં. તેને લાગ્યું કે દામોદરની સહાય વિના તેણે ઠેકડો મારવામાં ભૂલ કરી નાખી છે. તે બોલ્યો: 'એટલે આંહીં હતાં—મહારાજ!—'

'પણ તમે તો કહ્યું હતું કે અવંતી ગયેલ છે!' ભીમદેવે કહ્યું.

'અવંતી? કોણે—એમણે કહ્યું? અવંતી ક્યારે ગયાં છે, મહારાજજી? આવી જ ખબર રાખો છો?'

'ત્યારે ક્યાં છે, બાલુકરાય?' ભીમદેવે પૂછ્યું.

બાલુકરાયે અભિમાનથી કાર્તિકસ્વામી સામે જોયું.

રાજકારણમાં ઘૂસવાની હિમ્મત કરનાર છોકરાને પોતે ચપટીમાં ચોળી નાખ્યો હોય એવા ગર્વથી એણે જવાબ વાળ્યો: ' ત્યાં—પાટણમાં છે, મહારાજ! અને તે ત્યાં નગરમાં જ રહેશે. પાટણ કોઈના બાપનું નથી—ત્યાં લીલાં માથાં અમે વધેર્યાં છે. એટલા માટે તો હું આપને પાટણ બોલાવી જવા આવ્યો છું!'

' ત્યારે ચૌલા ત્યાં પાટણમાં છે? ક્યારે આવી? શું અવંતી નથી ગઈ?'

' અવંતી? ચૌલાદેવી અવંતી જાય? એમ કોણે કહ્યું? એ તો પાટણમાં—ત્યાં મહારાજકુમાર મૂળરાજદેવ પાસે છે.'

' ભસ્માંકને ત્યાં?'

' હા, મહારાજ! ને ત્યાં જ રહેશે.'

' ત્યારે અવંતી—?'

' ગપ્પ. એ કોણે કહ્યું, મહારાજ?'

' મહારાજ! જ્યારે કેસર મકવાણાજી આવ્યા ત્યારે ચૌલાદેવી ત્યાં અંદર દર્શન કરવા આવ્યાં હતાં ને અવંતી જવાનાં હતાં—પાટણમાં એ વખતે તો કોઈ એવો ન હતો કે જે મંત્રીશ્વરને અપ્રસન્ન કરે—' કાર્તિકસ્વામીએ બાલુકરાય તરફ ફરીને કહ્યું. ' પણ એ દર્શન કરવા આવ્યાં ને મહારાજ પણ તે વખતે ત્યાં પધાર્યા.'

' એમ થયું હતું? તમે તો એ કહ્યું નહિ.'

' ના, કહ્યું નથી. પણ મહારાજ! હું ત્યાં એમની સાથે જ હતો.'

' પછી શું થયું?'

' એમણે મને કહ્યું કે હું પાટણમાં રહું એમાં પાટણનો

વિનિપાત થાય તેમ છે. મારે પાટણની ખાતર જાતને ક્યાંય છુપાવી દેવી છે. એટલે મેં એમને એક ગુપ્ત માર્ગ બતાવ્યો.'

ભીમદેવ રસથી સાંભળી રહ્યો. કાર્તિકસ્વામીને પોતાની કિમ્મત વધતી લાગી. બાલુકરાય કાંઈક અસંતોષ દેખાડી રહ્યો.

'એવો માર્ગ કે જ્યાં કોઈ જવાની હિમ્મત ન કરે. ત્યાં એ ગયાં. રાત રહ્યાં. સવારે હું તે ગુપ્ત માર્ગની તપાસે ગયો. દેવી ત્યાં ન હતાં—'

'ન હતાં? ક્યાં ગયાં?'

'ક્યાંથી હોય? દેવી તો દુષ્કાળપીડિત ખેડૂતોના ગાડામાં કૃષિકવધૂનો વેષ પહેરી છુપાઈને પાટણ આવી ગયાં હતાં. ખેડૂતોને કિલ્લા બહાર એક જગાએ રાખવાનો હુકમ થયો તેનું પાલન થયેલું જોવાને હું ગયો, ત્યારે જ મને ખબર પડી. એમણે મને કહ્યું કે—તેમને રાત્રે ગુપચુપ પાછા ભસ્માંકદેવને ત્યાં જઈને મહારાજકુમાર પાસે રહેવાનું છે ને અત્યારે તે ત્યાં જ છે.' બાલુકરાયે ગર્વથી વધુ વાત કહી.

'ખરેખર?'

'હા, મહારાજ!'

'કાર્તિકસ્વામી! ત્યારે તમે જાઓને—ત્યાં પાટણમાં દામોદરને કહેજો, તમને ગોપને વેષે અવંતી મોકલે—ને સાથે જે યોગ્ય લાગે તેને. પણ રહો. તમારે પહેલાં મંત્રી વિમલને મળવાનું છે—' ભીમદેવ વિચાર કરી રહ્યો: 'એને કહેવાનું છે—કે—'

'કે?' અચાનક બહારથી દામોદરનો સ્વર આવ્યો. સૌએ આશ્ચર્યથી બારણા તરફ જોયું. હમણાં જ પાટણથી આવેલો દામોદર ત્યાં ઊભો હતો.

## ૧૮. પાટણમાં કોલાહલ

'શું કહેવરાવો છો, મહારાજ ?'

'લ્યો આ મહેતા આવ્યા. દામોદર ! તને ખબર છે ? ચૌલા તો પાટણમાં છે. અને ચૌલા ત્યાં છે તો ભરમાંકદેવ અવંતીથી આવે ત્યાં સુધી એને હરકત વિના રહેવા દે એમ મંત્રીને કહેવરાવવા—'

'મહારાજ ! આ દિવસો વીત્યા તેમાં તમે ધારો છો તે પાટણ હવે ત્યાં રહ્યું નથી. બાલુકરાયે તમને વાત તો કરી હશે ના ?'

'હા, થોડીથોડી કરી છે. એ મને લઈ જવા આવ્યો છે.'

'ત્યારે હું વધારે કહું. આ મહારાજજીએ ચૌલાદેવીને આંહીં ગુપ્ત રાખ્યાં હતા—' દામોદરે કાર્તિકસ્વામી તરફ ફરીને કહ્યું.

'એ વાત તો થઈ ગઈ— '

'એમ ? ત્યારે ચૌલાદેવી એમાંથી વડવાઈ પકડી બહાર નીકળ્યાં. ગાડાખેડૂતો સાથે થઇ ગયાં અને પાટણ પહોંચ્યાં. અને ભરમાંકદેવને ત્યાં ગયાં.'

'એટલું તો સાંભળ્યું. પણ પછી શું થયું ?'

'હા ! પછી શું થયું ?' બાલુકરાયે ઉતાવળથી પૂછ્યું.

'મંત્રીશ્વરે આખા પાટણને બેઠું કર્યું છે. રાજસત્તા અત્યારે મહારાણી ઉદયમતીએ સંભાળી છે—'

ભીમદેવ સાંભળી રહ્યો. તેના મોં ઉપર થતો ફેરફાર દામોદર ધ્યાનથી જોઈ રહ્યો.

'અત્યારે મહારાણીની આજ્ઞા વિના પાટણમાં એક ચકલું પણ ફરકી શકતું નથી. દરવાજે દરવાજે વિશ્વાસપાત્ર સૈનિકો મુકાઇ ગયા છે. મહારાણીએ સાંઢણી સવાર મોકલીને રા'ને કહેવરાવ્યું છે. તેના આવવાની રાહ જોવાય છે. વખતે કેસર મકવાણો ત્યારે સાથે જ આવે. મહારાજ ! અત્યારે પાટણમાં કોઈ પણ પ્રકારનો સંદેશો મોકલવામાં માલ નથી.'

'પણ ચૌલા માટે—'

'ચૌલાદેવીનો વાળ વાંકો કરવાની તો તાકાત આખા પાટણમાં કોઈની પણ હવે રહી નથી. એમણે એ શક્તિ એમની મેળે મેળવી લીધી છે. એ હવે છાનાં રહ્યાં નથી. એમણે મંત્રીશ્વરને ફરી સ્પષ્ટ કહેવરાવી દીધું કે હું આવી છું ને આંહીં જ રહેવાની છું. મહારાજકુમારને એક પળ પણ હું રેઢા નહિ મૂકું—મહારાજ પાટણમાં હોય કે ન હોય, પણ ભસ્માંકદેવ નથી ત્યાં સુધી મૂલરાજકુમારની હું જ રક્ષક છું !'

'પણ મહારાજ પાટણના રાજા નથી ? એ શું કરવા સંદેશો ન મોકલાવે ?'

'મહારાજ જ પાટણના રાજા છે. બીજું કોણ હોઈ શકે ? બાલુકરાય !'

'પણ ત્યારે હું જઉં છું, મહારાજ !' બાલુકરાયનો

પિત્તો ઊકળી ગયો હતો. તેને મંત્રીશ્વરની સત્તાની આવી શેહ રુચતી ન હતી.

'ક્યાં જાઓ છો, બાલુકરાય?'

'પાટણમાં—હું જાઉં છું ને જોઉં છું કે પાટણમાં જતાં મને કોણ રોકે છે? હું પોતે જઈને વિમલમંત્રીને આપનો સંદેશો આપીશ.'

દામોદર શાંતિથી બોલ્યો: 'એ તો એવું છે, સોલંકી! તમને કોણ રોકવાનું હતું? પણ આપણે એવી નાહક પરીક્ષાનું કાંઈ કારણ? થોડા દિવસ રાહ જુઓ ત્યાં ભસ્માંકદેવ આવે છે—'

'પણ એ આવશે એટલે પાટણમાં સોનાનો વરસાદ પડવાનો છે?' બાલુકરાય ઉતાવળે બોલ્યો. એને ભસ્માંકદેવ માટે ખાસ માન ન હતું.

'પડવાનું કાંઈ નથી, સોલંકી! પણ તમે જુઓ તો ખરા કે શી રીતે આ બધી વાત પાર ઊતરે છે. ભસ્માંકદેવ તમને માલવાના સમાચાર આપશે. તે પછી આપણે શું કરવું તે નક્કી કરશું. મહારાજ જ નક્કી કરશે.'

'પણ મહારાજ—મહારાજ શું પાટણમાં ધણીરણી નથી? ચૌલા વિનાના પાટણમાં એમને નથી આવવું તો?'

'પાટણ ચૌલા વિનાનું નથી રહેવાનું, બાલુકરાય! પણ ચૌલાદેવી મહાન પાટણ વિના તેમાં રહેવાની ના પાડે છે તેનું શું?'

'મહાન પાટણ?'

'હા, મહાન પાટણ; સમુદ્રગુપ્તના પાટલીપુત્રની તોલે આવે તેવું.અત્યારનું પાટણ નહિ.ભસ્માંકદેવ કલ્પે છે તેવું પાટણ.'

'મહેતા!' બાલુકરાય બોલ્યો; 'તમે અમને બીજી રીતે ચડાવીને અત્યારની તાત્કાલિક વાત ઉપરથી ધ્યાન ખસેડવા તો માગતા નથી ના? હું ભગવાન રુદ્રનાથની ચરણરજ લઈને કહું છું કે મહારાજનું આવું અપમાન હવે અમારાથી સહેવાતું નથી.'

'અરે! એ તમે શું બોલ્યા? મહારાજનું અપમાન કોઈનાથી સહેવાય નહિ.' દામોદરે મીઠાશથી કહ્યું: 'આપણે સૌ પાટણ ચાલો; ત્યાંના રંગ જુઓ; શ્રેષ્ઠીસમુદાય, નગરજનો, મહાજનો, સઘળાં આ વસ્તુ પ્રત્યે કેવી દૃષ્ટિથી જુએ છે એ તપાસો: અને પછી તેમાંથી આપણે માર્ગ કાઢીએ. મહારાજ! આપણે એવી એક નાજુક પરિસ્થિતિમાં છીએ કે આપણાથી ઉતાવળે કાંઈ પણ થાય તેમ નથી. બાલુકરાય! તમે હવે શું કહો છો?'

સેનાપતિને દામોદરની વાતમાં કાંઈ ખાસ રસ ન આવ્યો. વિમલની સત્તા શી રીતે તોડવી એવી કોઈ આક્રમણકારી પદ્ધતિ એમાં ન હતી. પણ એણે જોયું કે દામોદર પાટણની છેલ્લામાં છેલ્લી માહિતી ધરાવે છે, ને તે પ્રમાણે પોતાની યોજના ઘડી રહ્યો છે. એટલે એમાં અત્યારે પથ્થર નાખવામાં કાંઈ ફાયદો નથી. મહારાજ પાટણ આવશે પછી જોઈ લેવાશે. એવો વિચાર કરીને તે બોલ્યો: 'હાં—તો ચાલો પાટણ—આપણે ત્યાંના રંગ તો નિહાળીએ.'

ભીમદેવ મહારાજ અત્યાર સુધી એક પણ શબ્દ બોલ્યા ન હતા. એનું અંતઃકરણ જેમ એક તરફથી ચૌલાની પ્રીતિથી ભરપૂર હતું, તો બીજી તરફ એમાં કૌટુમ્બિક પ્રીતિની આર્દ્રતા પણ છલકાઈ જતી. એમને પણ પાટણમાં

આંતરકલહ જોઇતો ન હતો. પણ મંત્રીશ્વર વિમલની સત્તા ને રાણીનો સામનો એમને મૂંઝવી રહ્યાં હતાં. તલવાર એમને ઉપાડવી ન હતી, અને શેતરંજ એમને રમતાં આવડતી ન હતી: એટલે એ દામોદરના શબ્દો ધ્યાનથી સાંભળી રહ્યા હતા. મહારાજનું મૌન આ પ્રકારનું મૌન છે એ દામોદરથી અજાણ્યું ન હતું.

'મહારાજ! પાટણમાં પણ હજી નરરત્નો પડયાં છે. આપણે એમનો વિશ્વાસ કેમ ગુમાવીએ? એક રાતમાં તો પાટણમાં શુંનું શું થઇ શકે.' તે બોલ્યો.

ભીમદેવે દામોદર તરફ જોયું: 'શાની વાત કરે છે?'

'એ તો દ્રોણાચાર્ય મહારાજ ખરા ના?—એમણે રાજમાતા સાથે નડુલવાળાનું જોર પાટણમાં વધે એવું કાંઇક કરવા માટે એક ગુપ્ત મંત્રણા ગોઠવી હતી—'

રાજા વાત સાંભળી રહ્યો. બાલુકરાય દામોદરની વાતમાં રહેલું ઊંડાણ જોઈ આશ્ચર્ય પામ્યો. પોતાથી આ અજાણ્યું હતું એ પોતાની અશક્તિ પ્રગટ કરે છે એ ભાનથી એણે કાંઇક લજ્જા પણ અનુભવી. દામોદર એ કળી ગયો.

'તમને આ વાત હું કરવાનો હતો, સોલંકી! જો વસ્તુ આગળ વધી હોત તો. એ સૌ મળવાના હતા એટલે જ હું ત્યાં ગયો હતો. પણ ત્યાં તો અંદર અંદર જ બધું પતી ગયું. અત્યારે તો એક આફત ટળી ગઇ. 'પાટણમાં નરરત્નો પડયાં છે એમ મેં કહ્યું ના? આ દ્રોણાચાર્ય મહારાજનો એક શિષ્ય છે—સુરાચાર્ય. જુવાન સુંદર તેજસ્વી પંડિત છે. ગુરુની આ વાત એણે અટકાવી દીધી. શિષ્ય કહે, રાજમાતા હોય કે ગમે તે હોય—જેનાથી પાટણનું ગૌરવ

ખંડિત થાય એવું એક પણ કામ હું ન થવા દઉં. હું હમણાં જ પાટણમાં આ વાત જાહેર કરી દઉં!'

'શાની વાત? શાની વાત હતી?'

'એ તો સાધુ દ્રોણાચાર્ય—મહારાજના એક રીતે મામા—એમને નડૂલ પ્રત્યે પક્ષપાત—રાજમાતા પણ કાંઈક કોમળ દિલનાં—એટલે એ સૌ નડૂલની સત્તા શી રીતે વધે એની યોજના ઘડવા મથી રહ્યાં હતાં—' દામોદરે જાણી જોઈને રાણી ઉદયમતીનું નામ ન લીધું. ને વાતને ટૂંકાવી નાખી.

'એમ? પછી?' ભીમદેવ બોલ્યો.

'પછી એ ગુપ્ત સભા એમ ને એમ કાંઈ કર્યા વિના વેરાઈ ગઈ. મહારાણી દુર્લભદેવી નડૂલ ગયાં—થોડા દિવસ માટે. દ્રોણાચાર્યે વાત તજી દેવાનું વચન આપ્યું ને એ રીતે એક મહાન થઈ શકે એવા કાવતરાનો અકાલે અંત આવ્યો. આ એક જ પદ્દણી—સુરાચાર્યે—પોતાની મક્કમતાથી શક્ય બનાવ્યું. એટલે જ હું કહું છું, મહારાજ! કે આપણો ઘરકજિયો તો એક ચપટી વગાડીએ ત્યાં પતી જાય—આપ પાટણ પધારો. ત્યાંના રંગ જુઓ—પછી આગળ પગલું ભરીશું.'

'પણ મહારાજ આ ગૌરવભંગ સહન કર્યા જ કરે એમ?' બાલુકરાય બોલ્યોઃ 'નહિ નહિ તોય હજારો પદ્દણીઓ મહારાજની પડખે રહેવા આતુર છે!'

'હજારો? સોલંકી! મેં તો આખું પાટણ મહારાજના નામઘોષથી ઉત્તેજના પામતું જોયું છે!'

'તો પછી?'

'પણ એમ કાંઈ ઉતાવળે આંબા પાકે, મારા ભાઈ!' દામોદર બાલુકરાયને સમજાવતો હોય તેમ બોલ્યો. 'તમારાથી ક્યાં અજાણ્યો છે માલવરાજ સાથેનો વિગ્રહ? અત્યારે આપણા ઉપર તો એ તોળાઈ રહ્યો છે.'

'પણ તેથી શું?'

'તે મહારાજને પૂછો.'

પહેલી જ વખત ભીમદેવ બોલ્યો: 'બાલુકરાય! ત્યારે એમ કરો ને આપણે પાટણ ચાલો—પાટણ. પછી બીજી વાત ત્યાં ગયા કેડે. મહેતા! તમે પણ અમારી સાથે જ આવો છો ના?

'જેવી મહારાજની આજ્ઞા!'

'સાથે જ આવો ને. ને આ સાધુમહારાજ; દામોદર! એને મોકલવા છે?'

'ક્યાં?'

'માલવા—એ કહે છે હું ગોપવેષ લઈને જાઉં. તેં એને વાત કહી હતી ના—ત્યાંના સ્થાનપુરુષની વાત—'

કાર્તિકસ્વામી દામોદર તરફ જોઈ રહ્યો.

'હા, હા; પણ અત્યારે જ એ આવવાના? એમ તો સંન્યાસીવેષ તજતાં લોકમાં ચકચાર થઈ જાય.'

'તો?' ભીમદેવે કહ્યું.

દામોદર કાર્તિકસ્વામીની ઇચ્છા જાણી ગયો હતો. એને મહારાજના સાન્નિધ્યમાં પોતાનો એકડો નોંધાવવો હતો. પણ પાટણના રાજપુરુષોનાં ચરણ સેવ્યા સિવાય એમ કોઈ પરબારું ત્યાં પેસી શકતું નથી એ વાતની આ પંડિતને ખાતરી કરાવી દેવા માટે દામોદર બોલ્યો: 'એમ કરોને

—સાધુમહારાજ! તમારે મહારાજની સેવા જ કરવી છે ના?—'

'હા જી, ઇચ્છા તો છે.'

'તો એમ કરો—અમે તમને પછી બોલાવીએ, કેમ બાલુકરાય?' મંત્રીએ બાલુકરાયનો ટેકો લીધો.

'હા, હા. વખત આવ્યે વાત—એમાં શું?'

કાર્તિકસ્વામી કાંઈક નિરાશ થઈ ગયો. દામોદરે એની વાત ઉડાડી મૂકી હતી. એની મનની મનમાં રહી ગઈ. દામોદરે એના ઉપર દયા કરતો હોય તેવા ભાવે કહ્યું: 'એમ કરોને, મહારાજજી! તમે મને પછી પાટણમાં મળજો.'

કાર્તિકસ્વામીએ ડોકું ધુણાવ્યું. પણ તે મનમાં ને મનમાં મંત્રીને શાપ આપી રહ્યો. તે રજા લઈને ચાલી નીકળ્યો.

દામોદર કાર્તિકસ્વામીનો ઉપયોગ કરવા માગતો હતો ખરો, પણ એ તો એ એની પાસે આવે—એને ખાતરી થાય ત્યારપછીની વાત હતી. મહારાજની પાસે માણસ પરબારું પેસી જાય એ વસ્તુ તો એના ધારવા પ્રમાણે બનવી જ ન જોઈએ. એણે બહાર આવીને કાર્તિકસ્વામીને રજા આપતાં કહ્યું: 'ભલે તો તમે જાઓ, મઠપતિને કહો, મહારાજ હમણાં વિદાય થવાના છે—ને ત્યાં પાટણમાં મને પછી મળજો ને. આપણે મહારાજને વાત કરીશું!'

કાર્તિકસ્વામી ઉતાવળે કાંઈક કહેવા જતો હતો, પણ એટલામાં મહારાજે દામોદરને બોલાવ્યો. એટલે એ વધુ કાંઈ કહ્યા વિના ગુપચુપ ચાલ્યો ગયો.

તે સાયંકાલે મહારાજ ભીમદેવ સિદ્ધપુરથી પાટણ તરફ પાછા વળ્યા.

## ૧૯. પાટણને પંથે

તે રાતે કાર્તિકસ્વામીને નિદ્રા આવી નહિ. એને પાટણમાં પ્રસિદ્ધિ મેળવવાની આકાંક્ષા જાગી હતી. એના પ્રયત્નને બાલુકરાયે ઉડાડી દીધો હતો. દામોદરે એક લાંબો લટકતો દોર આપી રાખ્યો હતો. એટલે એણે નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય, પણ એ પાટણમાં જઈને રહેશે અને અનેક મહાન પટ્ટણીઓની હરોળમાં પોતાનું નામ નોંધાવશે.

એને હવે આ જીવન તરફ ખરેખર ઘૃણા ઉત્પન્ન થઈ.

સ્વભાવથી તો તે હજી સૈનિક જ રહ્યો હતો. બાલુકરાયે એને એક કોડીનો બનાવ્યો ને ઉશ્કેર્યો. દામોદરે એને પાસો નાખવા પ્રેર્યો. ચૌલાદેવીના સંસર્ગે એને પગ મૂકવા જેવું સ્થળ પાટણમાં છે એવો આશાસંચાર આપ્યો. એટલે એક રાતે કોઈ ન જાણે તેમ તે વહેલો જાગ્યો. તે પોતાની યોગગુફામાં ગયો. ભગવાન શંકરને પ્રણામ કર્યા. એક પછી એક હથિયાર સજી એ સંપૂર્ણ યોદ્ધો બની ગયો. સાધુનો વેષ એણે પોતાની નાનકડી પોટલીમાં સંતાડી દીધો. તે ચોરને પગલે બહાર નીકળ્યો. ત્વરાથી પેલા ભોંયરા પાસે પહોંચ્યો. મક્કમતાથી એણે એમાં પ્રવેશ કર્યો. ઉત્સાહથી તે આગળ

વધ્યો. જીવનસમુદ્રમાં ઝુકાવનાર તરુણના આવેગથી તેણે સંકલ્પ પાર પાડ્યો. બાલુકરાયના શબ્દો એને હરઘડીએ શૂળની પેઠે ખૂંચતા હતા. તેણે કાંઈક કરી બતાવીને એની સામે ઊભા રહેવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો.

એ ભોંયરાને માર્ગે વાવના કોઠાના મધ્યભાગમાં તે આવ્યો ત્યાં સુધી એને કાંઈ અડચણ નડી નહિ.

ભોંયરાના મોં પાસે તેણે વડની વડવાઈઓને ઉપરથી લટકતી જોઈ.

જરાક બહાર ડોકું કાઢી હાથ લંબાવી તેણે વડવાઈ પકડી. અને તેનું બળ જાણવા તેને ખેંચી જોઈ. પોતાનો ભાર ઝીલી શકશે એમ એને લાગ્યું. ઊંચે નજર કરી તો આકાશમાં અનેક તારાઓ દેખાતા હતા. અંધકારમાં બીજું બધું અર્ધું અદૃશ્ય જેવું બની રહ્યું હતું. તેણે એક મજબૂત જેવી જણાતી વડવાઈને પકડીને ઊંચે ચડવાનું શરૂ કર્યું.

ચૌલાદેવી શા રીતે ઉપર ગઈ હશે એનો એને હવે ખરો ખ્યાલ આવી ગયો. ઊંચે ચડવાનું શરૂ કર્યાં પછી પોતે કેવી ભયંકર રીતે તોળાઈ રહ્યો છે એ વિચાર આવતાં એને આખે શરીરે કમકમાં આવી ગયાં. એક હીંચકો લઈ તેણે વાવના ઉપલા ખંડમાં જરાક વિસામો લીધો. પાછો ઉપર ચડ્યો. જ્યારે એના હાથે ઝાડની ડાળી ઉપર ટેકો લીધો અને તે ઝડપથી આગળ વધી સહીસલામતીવાળા સ્થળે પહોંચ્યો, ત્યારે જ એને લાગ્યું કે હવે પોતે જીવતો બહાર નીકળ્યો છે. ચૌલાદેવીએ કરેલા સાહસ માટે એના મનમાં અપૂર્વ માન જન્મ્યું.

એ વડ ઉપરથી ધીમેધીમે નીચે ઊતરતો હતો ત્યાં

એણે કાંઈક અવાજ સાંભળ્યો.

વડ નીચે કોઈ સૂતું હોય એવો એને ભાસ થયો. તે વધારે નીચે આવીને લળીને જોવા લાગ્યો. કાંઈ ખબર પડી નહિ. પાસે ઊભેલા ઘોડાનો ખખડાટ સાંભળીને કોઈક સૈનિક હશે એમ એણે અનુમાન કર્યું.

એક ઘડીભર થોભીને તેણે વિચાર કર્યો. ઘોડો દેખીને એનું મન ચળી ગયું.

તેણે ધબ દઈને નીચે પડતું મૂક્યું. અવાજ થતાંની સાથે જ પેલો માણસ સફાળો બેઠો થઈ 'ઓ ય રે!' કહીને ભયમાં ને ભયમાં પહેલો તો એ ભાગી ગયો. તેણે પોતાના કાંડા સાથે બાંધી રાખેલ ઘોડાની દોરી છૂટી થઈ ગઈ, ને હજી એ કાંઈ સ્વસ્થતા મેળવે, તે પહેલાં તો કાર્તિકસ્વામીએ ઝડપથી લગામ પકડી, કૂદકો મારી, આંખના પલકારા માત્રમાં, શું થયું કે શું થાય છે એની ખબર પડે તે પહેલાં અશ્વને દોડાવી મૂક્યો.

જાતવંત ઘોડો હતો અને કાર્તિકસ્વામી અચ્છો સવાર હતો. એક પળમાં તો એ અદૃશ્ય થઈ ગયો.

એની પાછળ મોટેથી પડાયેલી બૂમો—'ચોર! ચોર!'-નો અવાજ એણે એક વાર સાંભળ્યો ન સાંભળ્યો, અને તે આડેધડ ઊપડી ગયો.

પોતે ઘોડો મેળવી લીધો. હથિયાર તો પોતાનાં હતાં જ. પરાક્રમ કરવા માટે દેશવટે નીકળેલા રાજપુત્રની જેમ તે આગળ વધી રહ્યો.

ભળભાંખરું થયાં પહેલાં તેનો વિચાર પાટણમાં પેસી જઈ ત્યાં આશ્રય લઈ હમણાં ગુપચુપ પાટણની રાજવાર્ત્તા જાણવાનો હતો.

## ૨૦. દ્વિમુખી રાજતંત્ર

પોતે ક્યાં આવ્યો છે તે જાણવા માટે કાર્તિકસ્વામીએ જ્યારે ઘોડો થોભાવ્યો ત્યારે ઘોડાને પણ સવારની ઇચ્છા ઇશારા માત્રથી જાણી લેવાની ટેવ હોય તેમ તે થોભી ગયો. કાર્તિકસ્વામીએ તેને ડોક ઉપર હાથથી થાબડયો: 'સાબાશ બેટા ! ખૂબ ઝડપ કરી,' તેણે ચારે તરફ નજર ફેરવી.

હજી અજવાળું થતું આવતું હતું. પોતે કોનો ઘોડો ઉપાડયો છે એ કાર્તિકસ્વામીને ખબર ન હતી. એનો માલિક એની તપાસ કર્યા વિના નહિ રહે એની એને ખાતરી હતી. મઠમાં પણ પોતાના અદૃશ્ય થવાથી ધાંધલ મચી રહેશે એટલે એણે જે કરવું હોય તે ઝડપથી કરી લેવાનું હતું. વડ ઉપરથી તેણે નીચે ભૂસકો માર્યો, ત્યાં સુધી આ પ્રમાણે પોતે ભાગી શકશે એવો ખ્યાલ પણ એના મનમાં ન હતો. પણ હવે આવી રીતે આંહીં આવ્યો એટલે, દિવસો પછી કરેલા આ પરાક્રમથી એના હૃદયમાં આનંદ આનંદ થઈ રહ્યો.

તેને ખબર પડી કે પોતે દુર્લભસરોવરની નજીકમાં ક્યાંક છે.

એટલામાં એણે કોઈક સાધારણ સૈનિક જેવા માણસને

પાસેથી જતો જોયો.

'ભદ્દરાજ! આ સામે દેખાય છે તે દુર્લભસરોવર છે કે?' પોતાને ભદ્દરાજના સંબોધનથી કોઈએ બોલાવ્યો તેથી પ્રસન્ન થયો હોય તેમ પેલો સૈનિક જવાબ દેવા થોભ્યો: 'હા; તમે ક્યાંથી આવો છો?'

'આવું છું—ત્યાંથી—કચ્છમાંથી?'

'હાં, હાં, ત્યારે તો મકવાણાના માણસ હશો—'

'હા. આ સરોવરના કાંઠા ઉપર આસપાસ બધું શું દેખાય છે?'

'એ તો મહારાજ ભીમદેવ ત્યાં પટકુટીમાં વસે છે. સિદ્ધપુરથી આવ્યા પછી પાટણમાં પેઠા જ નથીને?'

'એમ કે?'

'હાસ્તો; તમે પરદેશી રહ્યા એટલે તમને આંહીંની ક્યાંથી ખબર હોય?'

કાર્તિકસ્વામીને તો ઝડપથી પોતાની ગોઠવણ કરવાની હતી. તેને માણસ વાતોડિયો લાગ્યો.

'ને પેલું દૂર દૂર ઝાડની ઘટા જેવું દેખાય—એ—એ શું છે?'

'પેલું—? પાટણ જવાના રાજમાર્ગે? દૂર છે તે?'

'હા.'

'કેમ વળી? એ તો ભસ્માંકદેવની અશોકવાટિકા છે. ત્યાં જ ચૌલાદેવી વસે છે. તમારે કોનું કામ હતું?'

'મારે એ બાજુ જ જવું હતું.'

'ત્યાં કોનું કામ છે? હું ત્યાં જ જાઉં છું. મારું નામ સુંઢ. તમારું?'

'કાર્તિક.'

'હાં તો ચાલો; વાતો કરતા ચાલ્યા જઈએ. ત્યાં કોને મળવું છે?'

'તમે ત્યાં જાઓ છો?'

'હા, હા.'

કાર્તિકસ્વામીને લાગ્યું કે માણસ કોણ છે ને આંહીં શું કરે છે એ ખબર પડે તો ઉપયોગી થાય તેવો છે.— પોતાને નિરાંતે બેચાર દિવસ રહેવું છે તેમાં એ ખપ લાગે.

'પણ મારે તો, ભટ્ટરાજ! જરાક ઘોડાને પાણી દેખાડવું છે—!'

'અરે, ચાલોને, અત્યારમાં એ બાજુ જશો તો નાહકના કોક હેરાન કરશે. મહારાજના સૈન્યનો બંદોબસ્ત ભારે છે,' તે કાર્તિકસ્વામી તરફ વધારે નજીક સર્યો. 'મંત્રીશ્વરની સખ્ત આજ્ઞા છે—એ બાજુ જનારા ઉપર દેખરેખ છે. અત્યારે પાટણમાં બે સત્તા ચાલે છે. એમાં નાહકના વચ્ચે દળાઈ જશો. આમ ચાલો, મારી સાથે. ને લો— આ શું લટકાવ્યું છે ઘોડા ઉપર—' તેણે એક લાંબી રેશમી કોથળી ઘોડાની ગાદી નીચેથી ખેંચી કાઢી. ખેંચતાં તેની દોરી તૂટી ગઈ—ને કોથળી તેના હાથમાં સરી આવી: 'આ શું છે?'

'હાં હાં—ખોલતા નહિ. એમાં મારી પત્રિકા છે—'

કોથળી જોઈને કાર્તિકસ્વામી ઘોડા ઉપરથી તરત નીચે કૂદી પડ્યો. તેણે ગાદી જરાક ઊંચે કરી ચારે તરફ અંદર હાથ ફેરવ્યો. પણ બીજું કાંઈ હાથ લાગ્યું નહિ. પેલી રેશમી કોથળી તેણે લઈ લીધી. દબાવતાં તેમાં કાંઈક

કોઈની પત્રિકા જેવું જણાયું.

'ત્યારે ચાલો છો ના?'

'ચાલો ત્યારે—'

'ઘોડો?'

'છૂટો મૂકીશું તો પાછળ ચાલ્યો આવશે—'

'ભારે ભાઈ! બહુ કેળવ્યો લાગે છે. છે પણ જાતવંત.'

'હા,' કાર્તિકસ્વામી આગળ ચાલ્યો. લુંઢ પણ વાતોએ વળગીને તેની પાસે પાસે ચાલ્યો.

'તમે આંહીંના?' કાર્તિકસ્વામીએ પૂછ્યું.

'કોણ હું? હું તો સાત પેઢીથી આંહીંનો. મારો દાદો મૂળરાજમહારાજનો અંગરક્ષક. મારો બાપ દુર્લભદેવમહારાજ સાથે ફરતો. જ્યાં જાય ત્યાં એ સાથે ને સાથે. મારો બાપ પણ હમણાં સુધી મહારાજ સાથે હતો—હવે વળી બધું નવું વાજું ચાલે છે. પણ એ સમો ક્યાં ને આજના આ રાજા ક્યાં? સરોવર ઉપર પોતે પટકુટીમાં રહે છે ને અંદર પાટણમાં મંત્રીની સત્તા ચાલે છે. ઠીક છે, જે દી ભોળોનાથ દેખાડે એ દેખવા. બમ્મ ભોળા!' લુંઢે વિચિત્ર બૂમ પાડી. અચાનક પાછળ મોટો અવાજ થયો.

કાર્તિકસ્વામીએ પાછા ફરીને જોયું, તો ઘોડો દોડ્યો જતો હતો.

'અરે!' લુંઢ બોલ્યોઃ 'આ તમારો ઘોડો તો દોડ્યો જાય!'

'કાંઈ વાંધો નહિ—એ તો ટેવાયેલો છે—એને જરાક એવી ટેવ છે—થોડી વારમાં પાછો આપણી સાથે આવી જાશે.'

પોતે ચોરીના મુદ્દામાલથી છુટો થશે તો નિશ્ચિંત ફરી

શકશે એમ ધારીને કાર્તિકસ્વામીએ ઘોડાને જવા દીધો.

'એ તો ગયો—એ જાય—'

'કાંઈ ફિકર નહિ. એ તો બીજે ક્યાંય ન જાય. તમે ચાલો, આપણે ત્યાં પહોંચી જઈએ.'

એનું મન પેલી રેશમી થેલીમાં શું છે તે જાણવા માટે તલસી રહ્યું હતું.

## ૨૧. અશોકવાટિકામાં

**ભસ્માંકદેવની** વાટિકામાં કાર્તિકસ્વામી ને લુંઢ પહોંચ્યા ત્યારે મોંસૂઝણું થઈ ગયું હતું. કાર્તિકસ્વામીએ હવે પોતાના વાટમિત્ર તરફ જોયું ને તે છક્ક થઈ ગયો. તેની કલ્પના કામ ન કરે એવા કદરૂપા માણસ સાથે તે ચાલી રહ્યો હતો.

પહોળું, ઢોલઘાટનું પેટ, શરીર ઉપર પહેરેલા ટૂંકા કડિયાને લીધે દેખાતી ગોળ મોટી ફાંદ, મોં ઉપર મહેરબાનીથી દેખા દેતું હોય એવું ચપટું નાક, એક વાંકો હાથ, ખભા પાસેથી પાછળ લટકતી હાથની આંગળી જેવી જાડી ચાર-છ તસુ લાંબી રસોળી, દરેક હાથે વળગાડેલી હોય એવી નાની છ છ આંગળી અને એકદમ ટૂંકું કઢંગું શરીર. લુંઢની આકૃતિ જોઈને કાર્તિકસ્વામી છળી ગયો હોય તેમ જરાક પાછો પડી ગયો.

'તમે આંહીંના કાં?' બીજું શું બોલવું તે ખબર ન પડવાથી કાર્તિકસ્વામીએ યંત્રવત્ પૂછ્યું.

'તંઈ નો'ય?' લુંઢને જરાક અપમાન લાગ્યું. 'હું તો બાપદાદે આંઈનો. મહારાણીબા પાસે તો મારો આવરો-

જાવરો હતો. એ તો હમણાં વળી દામો મહેતો જરાક વાંકો પડ્યો છે!'

'કેમ?'

'એ આંહીં ન કહેવાય. છેક પેલી બાજુ ઉપર મારી ઝૂંપડી છે ત્યાં ચાલો. ત્યાં વાતો કરશું. દાતણપાણી કરો, પછી વાત કરશું. કોઈને કહેતા નહિ. મહેતાએ તો મને પાટણમાં રહેવાની મના કરી છે. પણ હું છું એના માથાનો તો.'

કાર્તિકસ્વામી તેની સાથે સાથે ચાલ્યો. તેને વાતમાં હવે રસ પડ્યો.

રસ્તામાં લુંઢ તો વાતોએ વળગ્યો. એને વાતો વિના ચેન પડતું ન હોય એમ લાગ્યું. એના દિલમાંથી કોઈ વસ્તુ આવું આવું થઈ રહી હતી, અને આવી શકતી ન હતી.

'તમે પ્રતાપદેવીને ઓળખો ખરા?' એણે અચાનક કહ્યું.

'પ્રતાપદેવીને?' કાર્તિકસ્વામી નામોચ્ચારથી આશ્ચર્ય પામ્યો. 'હું ક્યાંથી ઓળખું?'

'મૂળ તો એ મારી હો! હજીયે મને જુએ એટલે ઘેલી ઘેલી!'

ઓ ભલા ભગવાન! કાર્તિકસ્વામી મનમાં જ ગભરાઈ ઊઠ્યો. આ રૂપાળા આદમીને પણ મદનરાજે કોરો મૂક્યો લાગતો નથી. પરંતુ આના ઉપર વારી જાય એવા પાત્ર વિષે વધુ જાણવા એ તલપાપડ થઈ રહ્યો.

'પ્રતાપદેવી કોણ? કોની વાત કરી, નાયક?'

'એ તો મહારાણીબા પાસે રહે છે. તમે તો ક્યાંથી ઓળખો? તમે આંહીંના નહિ ના? એ તો મૂળ અવંતી તરફની.પણ લડાઈમાં પકડાયેલી ત્યારથી મહારાણીની દાસી થઈને

રહી છે. પછી ભાઈ! મારી એ વખતે રાજદરબારમાં ચોકી. હું આવું—ને એ ગમે ત્યાંથી મને શોધતી આવે ! પ્રેમ ઘેલો છે ને ?' લુંઢ હસી પડયોઃ 'હા હા હા હા—ને મને કહેશે, લુંઢરાજ ! હું તો તમારા ઉપર મોહી પડી છું !' એને હસતો જોઈને તો કાર્તિકસ્વામી દિંગ થઈ ગયો. એ રૂપાળા મોંમાં પાછા બે દાંત ન હતા.

'પછી ?'

'પછી શું ? આજકાલના આ રાજપુરુષો જોયા ન હોય તો ? આટલા પેટના !' લુંઢે પોતાના જમણા હાથની આંગળીઓ ભેગી કરી. કાર્તિકસ્વામી તો એ નાની છ આંગળીઓ જોઈજ રહ્યો.

'આ દામા મે'તા છે ના ? એને કોઈ કે ચાડી ખાધી હશે તે મને બદલી નાખ્યો. બિચારી પ્રતાપદેવી હજી મારા વિના ઝૂરે છે. મને તો એ દિવસો સાંભરે છે, મહારાજજી !

'એમ ? ત્યારે તમારે પણ એક પ્રિયતમા છે ?'

'હોવે. કેમ નો'ય ? એમ તો હું પાટણનો છું હો, મા'રાજ ! નો'ઉં વાગ્જડ-વાગડનો કે * સરસત કાંઠાનો.'

'હાં હાં એ તો લાગે છે. પરણ્યા હશો ?'

'હોવે, કેમ નો'ય ? ઘેર બે છોકરાં છે. લાવણો ને નેઢો.'

'ઓ ઈશ્વર !' કાર્તિકસ્વામીને અત્યારે ઈશ્વરસ્તવન કરવાનું મન થઈ આવ્યું.

'ત્યારે તમારે ઘેરથી તો આંહીં હશે ?'

'આંહીં શાની હોય ? એ તો છે એને ઘેર પિયરિયામાં. એ છે વંથળીની. કૂબડી જેવી છે. એને આંહીં રાખું

*સારસ્વતમંડલ

પછી મારી આબરૂ બહુ વધે તો !'

એટલામાં લુંઢની ઝૂંપડી આવી. એકાંતમાં વિશાળ વાટિકાના છેક પાછળના ભાગમાં એ લગભગ અદશ્ય જેવી હતી. ત્યાં ચારે તરફ વૃક્ષોની ઘટા હોવાથી પોતે આંહીં દિવસો સુધી રહેશે તોપણ કોઈને પત્તો લાગશે નહિ, એ જોઈને કાર્તિકસ્વામીને લુંઢની મૈત્રી ફલદાયી લાગી.

બન્ને અંદર પહોંચ્યા. લુંઢ એક લોટો લઈ બહાર જઈ કૂવા ઉપર તેને માંજી આવ્યો. પછી તેણે એક સારું લીમડાનું દાતણ પાડયું. ને બન્ને ચીજ કાર્તિકસ્વામી પાસે મૂકી તે સામેના ઓટા ઉપર બેસી વાતો કરવા લાગ્યો.

## ૨૧. લુંઢની પ્રિયતમા

**કાર્તિકસ્વામીને** હવે સમજ પડી કે લુંઢે શા માટે એનો આવો સત્કાર કર્યો હતો. એના દિલમાં માણસની ભૂખ હતી. એના મનમાં ભરેલી પ્રેમકથા બહાર આવું આવું થતી હતી. એને વાતો કરવાનું વ્યસન હતું. કાર્તિકસ્વામીને લાગ્યું કે આની પાસેથી કાંઈક નવો ભેદ મેળવી શકાશે.

'ત્યારે પ્રતાપદેવી તો આંહીં આવતાં હશે?'

'તે પહેલાં આવતાં—પણ વંથળીવાળી બહુ લોંડ તો. એટલે તો મેં કાઢી મૂકી.'

'એમ કે?'

'ત્યારે નહિ? મને કહેશે તમને તો હું સંઘરું છું. તમારું રૂપ તો જુઓ. હવે સૂરજ ભગવાનની સાખે, મા'રાજ! તમે કહેજો, મારામાં એવું શું કે'વાપણું છે? પ્રતાપદેવી અમથી મારા ઉપર મોહી પડી હશે? બીજી કેટલી યે, ચપટી વગાડું ત્યાં દોડતી આવે, પણ હું એમ જેવીતેવીને માનું નહિ તો!'

કાર્તિકસ્વામીને આ ભયંકર રૂપધરનું રૂપ નિહાળવાની હવે ઇચ્છા રહી ન હતી. એને તો વાત જાણવી હતી.

'પ્રતાપદેવી તો મહારાણીઓ પાસે હશે?'

'મહારાણીબા પાસે ફુલફુલાં છે. એનો ઉગાડ્યો દિવસ ઊગે.'

'એમ કે?'

'ત્યારે નહિ? દામોદર મહેતા તો ક્યારનો ટાંપ્યો છે એને ઉપાડી લેવા, પણ પેલી એના માથાની છે તો. મહારાણીબાના ચારે હાથ એના ઉપર છે. એટલે દામો મહેતા પણ થરથરે છે. ને બીજું ભટ્ટજી! અમારું ય પાછું એને કામ તો પડે નાં?'

'તમારું કામ? શું કામ પડે?'

'એ તો એવું છે કે આંહીની ચૌલાદેવીની રજેરજ વાત મહારાણીને પહોંચતી થઈ જાય. તે પહેલાં ચૌલાદેવી શિવમંદિર પાસે મહારાજને મળવાનાં છે એ વાત મહારાણીને કોણે પહોંચાડી?'

'કોણે?'

'મેં જ તો. મેં પ્રતાપદેવીને કહી. મહારાજનો આંહીં ત્યારે આવરોજાવરો બહુ. આ ભસ્માંકદેવ એમના મિત્ર ખરા નાં? હમણાં આ વાત તંગ થઈ છે ને પાટણ આખું ચકરાવે ચડ્યું છે. એટલે મહારાજ આ બાજુ આવતા નથી. શહેરના લોક કોઈને ગાંઠે નહિ તો!'

કાર્તિકસ્વામીને ચૌલાદેવીના સમાચાર મળવાથી આશ્ચર્ય ને આનંદ થયાં હતાં તેમાં આ પૂર્વ ઈતિહાસે વધારો કર્યો. તેણે પૂછ્યું.

'પણ આ શું થાવા બેઠું છે?'

'એ જ વાત છે ને? જો રા' આવ્યો, ને કે'છે બે હજાર માણસ લઈને નીકળ્યો છે—કોઈને કહેતા નહિ પણ

પ્રતાપદેવીએ કહ્યું કે, સાંઢણી મોકલીને મહારાણીએ કહેવરાવી દીધું છે એટલે ચોક્કસ આવશે—તો પછી થાશે જોવા જેવી !'

'કેમ ?'

'રા' કાંઈ દીકરીનો ગાદીનો હક્ક જાવા દેશે ?'

'પણ ગાદીવારસ—તો આંહીં છે ને મૂલરાજદેવ ?' લુંઢે ચારે તરફ નજર ફેરવી. એના મનમાં કાંઈક વાત હોય તેમ કાર્તિકસ્વામીને લાગ્યું. તે બોલ્યો નહિ.

'કેમ બોલ્યા નહિ ?'

'શું બોલવું ? ભગવાન સોમનાથ જીવતા રાખશે એ ગાદી જોશે. પણ રાજા ય તે ઘેલો છે ને ?'

'કેમ ?'

'હવે રાજા તો હજાર રખાત રાખે એમાં શું ? એમ કાંઈ રાણી કર્યે શું વશેક છે ? ને કોઈ નહિ ને ગણકાને રાણી ?'

'મંત્રીશ્વર વિમલ શું કહે છે ?'

'મંત્રીશ્વર તો મક્કમ છે. એ માને નહિ તો—'

'ને રાજા ?'

'એ પણ મક્કમ છે.'

'ત્યારે ?'

'ત્યારે શું ? પાડે પાડા લડે ને વચ્ચે ઝાડનો ખો એવી વાત છે. કોઈ રાજાનું ચકલું ય આ બાજુ ફરકી શકતું નથી. પાટણને દરવાજે દરવાજે ચોકી પહેરા છે. દામોદર મહેતો ઘોડા કરે છે. કે'છે બાલુકરાય તો તૈયાર ઊભો છે !'

'શું કરવા ?'

'પાટણ ઉપર તૂટી પડવા. પણ મહેતો વારે છે. હવે

તો જે દી જાય છે એમાં કાં તો લંકા સળગે છે !'

એટલામાં કાંઈક પંખીના જેવો વિચિત્ર અવાજ આવ્યો.

'એ આ આવી લાગે છે !' લુંઢે ધીમેથી—પણ હરખથી કહ્યું.

'કોણ ?' કાર્તિકસ્વામીએ પૂછ્યું.

'પ્રતાપદેવી–!'

'ત્યારે હવે ?'

'તમે આ બાજુ આવો—' કાર્તિકસ્વામી ઝટઝટ ઝૂંપડીમાં અંદર પેસી ગયો. ઉપર એક માળિયા જેવું હતું તેમાં છાણાં પડ્યાં હતાં. 'તમે આંહી ઉપર ચડી જાઓ !' લુંઢે કહ્યું.

કાર્તિકસ્વામીને ઉપર ચડીને છાણાંની પછવાડે સંતાઈ જવાનો માંડ વખત મળ્યો ત્યાં તો એણે બહાર મધુર પંખીના જેવો ટહૌકો સાંભળ્યો.

'શું કરો છો, લૂંઢ રા જ ?' છેલ્લો શબ્દ લહેકાથી બોલાયો હતો.

'આવોને !' લુંઢે અંદરથી કહ્યું. 'આવોને કોઈ નથી—'

'ઉં—હું—' પ્રતાપદેવીએ લાડમાં માથું ધુણાવ્યું: 'આવું નહિ !'

'કેમ ?'

'વંથળીવાળીનો ડર લાગે છે !'

'હવે એ તો ગઈ—આવો ને નહિતર પકડી લઉં !—' લુંઢ એને પકડવા દોડ્યો. પણ પ્રતાપદેવી ઘણી ચતુર હતી. તે છટકીને ઝૂંપડીની પાછળ દોડી ગઈ. લુંઢ પાછળ દોડ્યો.

પણ તે દોડીને ઝૂંપડીના ઉઘાડા ગોખલામાંથી અંદર પેસી ગઈ. લુંઢ ચારે તરફ આંટો મારીને પાછો આવ્યો: ' ક્યાં છો ? '

' આંહીં ! ' ઝૂંપડીમાંથી પ્રતાપદેવી બોલી. તેના મધુર અવાજે કાર્તિકસ્વામીનું ધ્યાન ખેંચ્યું. અવાજ ઉપરથી રૂપ જાણી શકાતું હોય તો પ્રતાપદેવીનું રૂપ એને અસામાન્ય જણાયું. આવી સ્ત્રી–આવા માણસ સાથે વાત પણ કરે એમાં એને નવો અકળ ભેદ લાગ્યો.

' ત્યારે હું આવું ? '

' ઉંહું—આજ નહિ—'

' આજ નહિ, આજ નહિ, કરતાં છ મહિના તો તમે કાઢ્યા ? હજી ક્યાં સુધી તલસાવવો છે ? '

' હજી બીજા છ મહિના—'

' હેં ! હજી બીજા છ મહિના ? ઓ ય મારા બાપ રે ! ' લુંઢ ખરેખર ભોંય ઉપર ફસકી પડ્યો.

' લો, હવે લુંઢરાજ ! ડાહ્યા થઈ જાઓ, મારે તમારું એક ખરેખર કામ પડ્યું છે ! '

' બસ, એ તો એ જ. કામ પડ્યું હશે ત્યારે જ આવ્યાં હશો. શું કામ છે ? '

' માલવાનો સેનાપતિ સાઢા નડુલ તરફ જઈ રહ્યો છે. તેને એક સંદેશો મોકલવો છે. '

કાર્તિકસ્વામી ધ્યાનથી સાંભળી રહ્યો. તેણે જરાક છાની દૃષ્ટિ કરીને જોયું તો પ્રતાપદેવીનું રૂપાળું નાજુક મોં તેની નજરે ચડ્યું. તેને એ મોં ઉપર સહજ વરેલી વિલાસિતાએ આકર્ષ્યો. તેને લાગ્યું કે અવંતીની આ કોઈ અસામાન્ય વેશ્યા આંહીં ગુપ્તજાસૂસી કરતી લાગે છે. તેને લુંઢની જડતાનો

ભેદ હવે સમજાયો. આવી રૂપાળી બૈરી એના ઉપર મોહી પડી છે એ વિચારે લુંઢ સામાન્ય બુદ્ધિ પણ ગુમાવી બેઠો હતો.

'સંદેશાના બદલામાં શું મળશે?'

'કેમ વળી? સુવર્ણમુદ્રા—' પ્રતાપદેવી હસીને બોલી. 'એ જ જોઈએ છીએ ના?'

'એ ન જોતી હોય તો!'

'તમને આટલાં બધાં લાડ કોણે—વંથળીવાળીએ શિખવાડયાં છે?—એ ન જોઈતી હોય તો—શું જોઈએ છીએ ત્યારે?' અત્યંત આકર્ષક એવું મોહક સ્મિત કરીને પ્રતાપદેવી તેની સામે જોઈ રહી.

'મારે તો—આ—જોઇએ—' લુંઢે પ્રતાપદેવીના રૂપાળા નાના પાતળા લાલ હોઠ તરફ આંગળી કરી: 'મને તો મધ જોઇએ!'

'હવે બેસો બેસો—જરાક શરમાઓ—ભગવાન મહાકાલેશ્વરનું મારું છ મહિનાનું વ્રત તો યાદ કરો. નફ્ફટ નહિ તો?' પ્રતાપદેવી હસી પડી: 'મારે તો આ જોઈએ—વાહ!' તેણે લુંઢના શબ્દોના ચાળા પાડયા ને મોંના અભિનય વડે શબ્દોને વધારે માર્મિક બનાવ્યા. 'મારે તો આ—જોઈએ—વાહ!'

પણ લુંઢની મતિ હવે તો ઠેકાણે જ ન હતી. તેને દિનદિશાનું ભાન રહ્યું ન હતું. પ્રતાપદેવીનો મોહક ચહેરો, રૂપાળા પટ્ટણી પટોળામાં વધારે મોહક બન્યો હતો. તે એટલી નાની નાજુક પંખિણી ઘાટની સ્ત્રી લાગતી હતી કે કાર્તિકસ્વામીના મનમાં લુંઢની જડતા ઉપર એક ઘડીભર ક્ષમા આવી ગઈ.

'પણ સંદેશો શો છે એ તો બોલો? ક્યારે લઈ જવાનો છે?' લુંઢ કાર્તિકસ્વામીની હાજરી તો જાણે ભૂલી જ ગયો હોય તેમ લાગ્યું.

'લઈ જવાનો છે આજે ને આજે.'

'પત્ર છે?'

'ના મોંએથી જ કહેવાનો છે. હવે પત્ર નથી મોકલવો.'

'શું છે?'

'ગોખાવવો પડશે ના? મારે તો આ જોઈએ! વાહ!' પ્રતાપદેવીએ છેલ્લા શબ્દો મદ્યપાનના પાત્રની ગરજ સારે તેમ મોહક લાડથી મૂક્યા. અને સાથે સાથે અત્યાર સુધી પોતે આવતાં વેંત ગુપચુપ મૂકી રાખેલું એક રૂપાનું મદ્યપાત્ર બહારથી લઇ આવી: 'લો, આ છે!'

તેણે રૂપાની એક નાની લોટી મદ્યથી છલોછલ ભરી ને લુંઢના હાથમાં આપી.

લુંઢ તે ઘટઘટાવી ગયો. 'હાશ! શી ઠંડક લાગે છે! ખરી ઠંડક તો તમે આપશો ત્યારે. શું છે સંદેશો? મદ્યની અસર હોય ત્યારે સાળી સ્વર્ગ ને પૃથ્વીની વાતો યાદ રહી જાય છે'

કાર્તિકસ્વામીને આશ્ચર્ય થયું. લુંઢનું મગજ પ્રતાપદેવીની હાજરીમાં કેવળ વિવશ બનીને વર્તી રહ્યું હતું.

સંદેશો તો આટલો જ છે. 'આ ડાળીએ તો શાખ હજી પડી નથી. પેલી ડાળીએ જાને, રસિકમિત્ર! કે જ્યાં શાખ પડી છે!'

'પણ શાખ તો પડી છે!' લુંઢ હસ્યો.

'વળી ફાટચો કે 'લ્યા? મહાકાલેશ્વરનું વ્રત ભૂલી

જાય છે. નફ્ફટ નહિ તો ?'

લુંઢ હસી પડચો.

પ્રતાપદેવી એના તરફ તિરસ્કારથી જોઈ રહી હતી એનું પણ એને ભાન ન હતું.

'સંદેશો સમજ્યા ? કે નફ્ફટની પેઠે હસી જ રહ્યા છો ?'

'સમજ્યો ! સમજ્યો.'

'આજે જ લઈ જવાનો છે.'

'હા, આજ ને આજ.'

'આંહીંના બીજા શા સમાચાર છે ?'

'ખાસ બીજા કાંઈ નથી. કુમારને ઘોડેસવારી શીખવે છે.'

'કોણુ ?'

લુંઢ હસી પડચો: 'પેલી ગણુકા !'

'ઠીક. પણુ કોઇને ખબર તો નથી પડી ના કે તમે આંહીં છો ?'

'એ તે ખબર પડે ? મહેતો તો જાણે છે કે, મેં પાટણુ બહાર કાઢચો છે. ને હું તો આંહીં મોજ કરું છું.'

'પણુ હવે બહુ બહાર ફરતા નહિ. પરદેશી ઉપર જાપ્તો છે તેમાં પકડાઇ જવાના. ખબર છે, હમેશાં સો નવાં માણુસ પાટણુમાં આવે છે ? કાલે સો ઘોડેસવાર સોરઠથી આવ્યા. આજે કચ્છથી આવ્યા. એમાં શું ખબર કોણુ કોના છે ? રા' તો પાંચપંદર દીમાં આંહીં આવી પહોંચશે.'

'આવવા દો ત્યારે.'

'સંદેશો બરાબર પહોંચાડવાનો હો.'

'હવે બીજી વાત કરવી છે ? કે સંદેશો જ સંદેશો.' લુંઢે આકુળતા બતાવી.

પ્રતાપદેવીએ મૂળ સ્વરૂપ ધારણ કર્યું. તેણે લુંઢના શબ્દો પકડી ચાળા પાડ્યાઃ 'હવે બીજી વાત કરવી છે! વાહ!'

'તમારું વ્રત ક્યારે પૂરું થાશે?'

'તમારું વ્રત ક્યારે પૂરું થાશે?'

'બોલો ને!'

'બોલો ને!'

હવે ઉપાડું છું હો—લુંઢ એને પકડવા દોડ્યો. પણ પતંગિયું ઊડી જાય તેમ પ્રતાપદેવી હસતી હસતી બહાર ઊડી ગઈ. લુંઢમાં બળ ને જડતા હતાં. તે તેની પાછળ થોડેક ગયો. તેને લાગ્યું કે તેનું પટોળું પકડાયું છે, પણ તે ગોદણભેર થઈ ગયો હતો. પ્રતાપદેવી તો ચાલાકીથી ઊપડી ગઈ હતી. તેના હાસ્યનો પડઘો જ આવી રહ્યો હતો. તેણે જોસમાં ને જોસમાં પાસે ઊગેલો એક નાનો છોડ ઉખેડી નાખ્યો.

કાર્તિકસ્વામી નીચે ઊતરી આવ્યો હતો તે આ જોઈ રહ્યો.

એને આ માણસમાં પશુની બુદ્ધિ લાગી હતી. હવે એને ખબર પડી કે એનામાં પશુનું બળ પણ છે.

## ૨૨. કાર્તિકસ્વામી વાતનો મેળ મેળવે છે

લુંઢને જોઇને કાર્તિકસ્વામી બોલ્યો: 'છે તો કોઈ સ્વર્ગની અપ્સરા હો!'

'માળવાની છે કે વાતો? છે ના?'

'તમે પણ ઊડતાં પંખી પાડો છો હો!'

'ત્યારે નહિ? છે ના? કોઈ ચીજ છે નાં? છ મહિના પછી આપણી હો. વંથળીવાળાને તો આંહીં હવે ઢૂંકવા જ દઉં નહિ ને? ભન્ને ને રા'ના સૈનિકોનો સાથ કરીને આવતી. પણ આંહીં ઢૂંકવા જ દઉં નહિ ને!'

'ત્યારે તમે તો આજે જશો?'

'હા ભાઈ, એમાં કાંઈ ચાલશે? આવા તો કેટલાય સંદેશા લઈ જઈને પહોંચાડી આવ્યો છું. કોઇને કહેતા નહિ હો—તમે પરદેશી રહ્યા ને આંહીંની વાત સમજો નહિ, તે વખતે બોલી દેવાય. આ તો બધી રાજની અગમ વાતો છે.' લુંઢે હાથથી કોઈ મહાન મંત્રીને છાજે એવો અભિનય કર્યો.

'હા, ભાઈ! હું તો પરદેશી. મારે તો આવતી કાલે ચાલ્યા જવું છે. આ તો ઠીક થયું, બે ઘડી તમારી દોસ્તી થઈ ગઇ. પણ તમે સાઢાને ક્યાં મળવાના?'

'લાટમાંથી એ નીકળ્યો લાગે છે એટલે રસ્તામાં ક્યાંક ભેટો થઈ જાશે ધારાને માર્ગે. ઠીક લો, ત્યારે હું જરા બહાર જઈ આવું!'

'હા ભલે, તમે આવો પછી મારે જવું છે તે હું જઈશ.'

'કોઈ પૂછવા આવે કે લુંઢરાજ ક્યાં છે તો પત્તો દેતા નહિ હો.'

'ના રે. મને શી ખબર કોણ ક્યાં છે?'

'બસ; મારા બેટા લોક બહુ લુચ્ચા છે તો. લુંઢરાજ લુંઢરાજ કરતા ચાલ્યા જ આવે છે. ને આંહીં આપણે ગુપચુપ રહેવું હોય!' પ્રતાપદેવીએ લુંઢરાજ કહીને આ મૂરખને બોલાવ્યો હતો એ કાર્તિકસ્વામીને યાદ આવ્યું.

'હાસ્તો.'

'આજે કોક પ્રતાપદેવીનો'ય કાગળ લઈને આવવાનો હતો. આ રાંડની ચાલાક બહુ છે તો. કેટલાયને પાછળ ફેરવે છે—પણ કોઈની સાથે આપણા જેવો મેળ નહિ હો—'

'એ તો દેખાય છે. તમારા ઉપર છે ગાંડી ગાંડી, જુઓને કેવી દોડતી'તી!'

'હેં જોયું નાં? કેવી? હરણિયાં જેવી. જોયું ના? એમ તો રાંડ પાછી અવંતીની ગણુકા મરી છે ને?'

'હેં?'

'ત્યારે નહિ? એનું રૂપ ન જોયું? છે ને અપસરા જેવી. દામો મહેતો એટલે તો મારી અદેખાઈ કરે છે!'

'એમ કે?'

'ત્યારે નહિ?' આવો મોટો મંત્રી મર્યો છે પણ

મળે છે એને ?'

'કેમ પરણ્યા નથી ?'

'અરે રામ રામ કરો ને ! કોનો દી' ફર્યો છે તે એને પરણે ? ને પાછું મોઢું ? કુબડા જેવું તો.'

એટલામાં કોઈએ બૂમ પાડી એટલે લુંઢ બહાર ગયો. એ ગયો એટલે કાર્તિકસ્વામી ઝૂંપડીમાં બેસી નિરાંતે વનની શોભા નિહાળવા લાગ્યો. તેને આજની લુંઢની વાર્તા રસિક ને ઉપયોગી લાગી. પાટણમાં સ્પષ્ટ રીતે બે સત્તા અત્યારે ચાલી રહી હતી એની એને માહિતી મળી ગઈ. લુંઢની પ્રતાપદેવીની વાતમાં એને બહુ જ ઊંડો ભેદ લાગ્યો. દામોદરને એ શંકા જવાથી જ એણે લુંઢને પાટણ બહાર કાઢ્યો હશે. પણ તે આંહીં ગુપચુપ વસી રહ્યો હતો. પણ જો મદનરાજ લુંઢની સતામણી શરૂ કરે, ને પ્રતાપદેવી જો વિરહાનલથી વ્યાકુળ બને તો ભવિષ્યમાં કાંઈક અવનવું પરિણામ આમાંથી ચોક્કસ થાય. તે પોતે થોડી જોયેલી અને થોડી જ જાણેલી એવી પ્રતાપદેવીની મૂર્તિ મનમાં ઘડી રહ્યો.

અચાનક એને સવારવાળા પોતાના ઘોડા ઉપરની ગાદી નીચેથી મળી આવેલી રેશમી થેલીનો પત્ર સાંભર્યો. તેણે તે થેલી ઉત્સુકતાથી ખોલી. અંદરથી એક પત્ર નીચે પડ્યો.

પત્રમાં ન સમજાય એવી એક ગાથા હતી. ને છેલ્લે જુદું જ ચરણ મૂક્યું હતું:

येन त्वां संस्मरिष्यामि
हृदयं तत्त्वया हृतम् ।

કાર્તિકસ્વામીને લુંઢે કહેલી વાત સાંભરી. એને લાગ્યું કે જે ઘોડેસવાર આવતો હતો તે કદાચ પ્રતાપદેવી માટે જ આ પ્રેમપત્ર લાવી રહ્યો હશે. પોતે કોને મળવું—દામોદરને વાત કરવી કે ન કરવી—અને પોતાને મળેલી આ માહિતીનો શી રીતે ઉપયોગ કરવો એ વિષે એ વિચાર કરવા માંડ્યો.

વિચાર કરતાં એને લાગ્યું કે દામોદરનું ધ્યાન આ વસ્તુ ઉપર દોરીને પોતે પોતાની મહત્તા સિદ્ધ કરવી જોઈએ. લુંઢ આવ્યા પછી પોતે કાંઈક બહાને બહાર જવાનો નિશ્ચય કર્યો. અને એ નિશ્ચય કરીને ઝૂંપડી પાસે ટહેલવા માંડ્યો.

## ૨૩. દામોદરની શક્તિ

**કાર્તિકસ્વામી** એમ ટહેલી રહ્યો હતો ત્યારે એના મનમાં શી રીતે હવે ચૌલાદેવીને મળવું એ બીજો વિચાર પણ ચાલી રહ્યો હતો. ચૌલાદેવીને પોતે મળે તો કાંઈક ભવિષ્યની ખબર પડે. મહારાજ ભીમદેવ અને ચૌલાદેવીના સંબંધનો લાભ લેવાનો પણ એને વિચાર થયો. સેનાપતિ સાઢા ઉપરનો પ્રતાપદેવીનો સંદેશો પોતાને મળી ગયો હતો એનો પણ પોતે પૂરો ઉપયોગ કરવા માગતો હતો. એ વિચારમાં ને વિચારમાં આમતેમ ફરતો હતો. પણ દામોદરની સત્તાનો એને પૂરો ખ્યાલ ન હતો. એ એમ ફરતો હતો ત્યાં અચાનક કાંઈક ખખડાટ થયો. એક માણસને પાછળના ભાગમાંથી જાણે જમીનમાંથી ઉગ્યો હોય તેમ પોતાની તરફ આવતો જોયો. તે આવીને ઊભો રહ્યો. 'કાર્તિકસ્વામી તમારું નામ?' તેણે આવીને સીધો જ પ્રશ્ન કર્યો.

કાર્તિકસ્વામી તો આશ્ચર્યચકિત બની ગયો.

એ તો એમ જાણતો હતો કે પોતે આંહીં છે એની કોઈને ખબર નથી. લુંઢ પણ આંહીં ગુપ્તપણે રહેવાની જ વાત કરી રહ્યો હતો. એટલે કાર્તિકસ્વામીને જવાબ આપતાં

વિચાર થઈ પડ્યો.

'તમે કોણ છો?'

'તે પછી. કાર્તિકસ્વામી તમારું નામ?'

'હા. કેમ?'

'તમને મંત્રીરાજ દામોદર મહેતા બોલાવે છે'

'દામોદર મહેતા? ક્યાં? ક્યાં બોલાવે છે?'

'ત્યાં દુર્લભસરોવર ઉપર મહારાજના સૈન્યપડાવમાં.'

'કેમ? શા માટે બોલાવે છે? ક્યારે બોલાવે છે?'

'કેમ એ મને ખબર નથી. ક્યારે?—તો આજે રાત્રે એક પ્રહર વીત્યે. સરોવરના ધવલગૃહમાં તમારી રાહ જોતા એ બેઠા હશે.'

કહેનાર એક પળમાં જેમ આવ્યો હતો તેમ પાછળના ઝાડઝાંખરામાં અદશ્ય થઈ ગયો. કાર્તિકસ્વામીને આશ્ચર્ય થયું કે પોતે આંહીં છે એ ખબર દામોદરને આટલી ત્વરાથી આપી કોણે. તેના મનમાં મંત્રી સમર્થ ને ભય રાખવા લાયક માણસ જણાયો.

વિમલ મંત્રીની શેહમાં આ સૌ દબાયેલા છે ને આવા સાદા પ્રશ્નનો નિકાલ લાવી શકતા નથી, એવી એની માન્યતા હતી એ એને સુધારવા જેવી લાગી.

રાત્રિનો સમય થતાં સુધી એણે લુંઢની રાહ જોઈ. પણ એ રૂપાળા આદમીનું દર્શન દુર્લભ થઈ પડ્યું. એને લાગ્યું કે એ પ્રતાપદેવીનો સંદેશો લઈ જવાની ખટપટમાં પડ્યો હશે. એટલે તે કોઈને ખબર ન પડે તેમ પાછળને રસ્તે થઈ વિગડાઉમાર્ગે ચાલતો દુર્લભસરોવરને કિનારે પહોંચ્યો.

દુર્લભસરોવરનો દેખાવ જોવા જેવો હતો. હજારો

ને લાખો દીપિકાઓથી સમુદ્ર તરંગ જેવા સરોવરના તરંગો શોભી રહ્યા હતા. ઠેરઠેર પાસેના ઉદ્યાનમાં રસિક નરનારીનાં વૃંદ પાનગોષ્ઠિ કરી રહ્યાં હતાં. જ્યાં જુઓ ત્યાં નજર ઠરી જાય એવો મહાનગરીનો વૈભવ દેખાતો હતો. મૌક્તિકસેરોથી શોભિતા કેશને વિલાસથી સમારતી વારાંગનાઓ, જલતરંગ પર હલેતી નૌકામાં પોતાનાં મનોહર નૃત્યો કરતી, આકાશમાં ચાલ્યા જતા ચંદ્રની સ્પર્ધામાં ઊતરી હતી. એક તરફ મહારાજ ભીમદેવના સૈન્યપડાવની સીમા ઉપર અનેક સવારો, પદાતીઓ ને ગજરાજો શોભી રહ્યા હતા. એ તરફ કોઈ ફરકતું ન હતું. કાર્તિકસ્વામી ત્યાં આવી પહોંચ્યો ને એ ઘડી આ દેખાવ જોઈ રહ્યો. ઇન્દ્રનીનગરી સાથે જાણે હોડ કરતું હોય તેમ આખું શહેર આનંદ, વિનોદ ને પ્રમોદથી ઊભરાઈ રહ્યું હતું.

ક્યાંય જાણે લેશ પણ ચિંતા નથી. કોઈનો ભય નથી. કોઇની શેહ નથી. કાર્તિકસ્વામી આશ્ચર્યચકિત થઈ ગયો. શહેરમાં રસાકસી પર ચડેલી બે શક્તિઓનું અસ્તિત્વ જ જાણે ન હોય તેમ અત્યારે તો કોઈને કાંઈ દરકાર લાગી નહિ.

કાર્તિકસ્વામીને આ દૃશ્ય વળી અપૂર્વ લાગ્યું. એટલું જ એ દામોદરની યોજનાશક્તિનું સૂચક લાગ્યું. જે જે વસ્તુઓ પર નજર રાખવી જોઈએ એ સઘળી વસ્તુઓ પર એની નજર છતાં લોકમાનસને એણે જરા પણ ક્ષોભ ન થાય એવી રીતે જાળવ્યું હતું. એની શાંતિ પૂર્વકની કાળજીનું જ આ પરિણામ હતું.

કાર્તિકસ્વામી એ જોતાં કળી ગયો કે જ્યાં સુધી

દામોદર પાટણમાં છે ત્યાં સુધી એનામાં બધી તલવારો મ્યાનમાં રાખવાની શક્તિ છે. તે વિચાર કરતો આગળ વધ્યો. સરોવરને કિનારે કિનારે એ જતો હતો ત્યાં મધ્ય ભાગમાં આવતાં કોઈએ એના ખભા ઉપર હાથ મૂક્યો.

'કેમ ?'

'તમારે આ બાજુ જવાનું છે—ત્યાં—'

હાથ મૂકનાર બોલ્યો ને તેણે આંગળી વતી દીપિકાઓ વડે પ્રકાશિત એક સુંદર આરામસ્થાન સરોવરના મધ્યમાં બતાવ્યું. એ તરફ કોઈને પણ જવાની મના કરવા માટે બે ભાલાધારી સૈનિકો પગથિયાં ઉપર ઊભા હતા.

કાર્તિકસ્વામી પગથિયાં ઊતરી તે તરફ ચાલ્યો. સૈનિકોએ તેને રોક્યો નહિ.

તે ત્યાં સરોવરની મધ્યમાં પહોંચ્યો. ને અંદર આરામ-ગૃહમાં જઈને પથ્થરની એક બેઠક ઉપર બેઠો. એટલામાં તેણે બીજી બાજુ ઉપરથી દામોદરને આવતાં જોયો.

'નમઃ શિવાય, ગુરુજી!' દામોદરે નમસ્કાર કર્યા.

'શિવાય નમઃ' કાર્તિકસ્વામીએ પણ એ જ રીતે જવાબ વાળ્યો.

'મેં તમને બોલાવ્યા હતા. મારે તમને થોડી વાત કરવી હતી. અરે! આયુષ!'—પાછળના થાંભલાની પછ-વાડેથી એક માણસ નીકળી આવ્યો ને પ્રણામ કરીને શાંત ઊભો રહ્યો. સવારે પોતાને મળ્યો હતો તે જ આ માણસ હતો.

કાર્તિકસ્વામીએ સિદ્ધપુરમાં જોયેલા મંત્રી કરતાં જુદો જ માણસ આંહીં તેની નજરે ચડ્યો. સિદ્ધપુરમાં એ જાણે

કાંઈ ગોઠવતો હતો. આંહીં ગોઠવણ પ્રમાણે રમતો હતો.

'પેલો માણસ આવ્યો છે?'

'હાજર છે!'

'હું બોલાવું એટલે તુરત આવજે. તમે ત્યાં હમણાં પાછળ જાઓ—'

થોડી વારમાં બન્ને માણસો અદૃશ્ય થઈ ગયા. દામોદરે પાછળ દૃષ્ટિ કરી, તેઓ સાંભળે એમ નથી એ ખાતરી કર્યા પછી તે બોલ્યો:

'સિદ્ધપુરમાં એક માણસ રૂદ્રમહાલય પાસે વડ નીચે સૂતો હતો ને એનો અશ્વ કોઈ ચોરી ગયું. વડ ઉપરથી ભૂસકો મારી તે ચોરનાર નાસી ગયો અને માલિક રોતો રહ્યો. એ જ દિવસે મઠપતિનો એક શિષ્ય પણ નાસી ગયો. આ વિષે તમને કાંઈ ખબર છે, મહારાજજી?'

બોત્ તારી—કાર્તિકસ્વામી ક્ષોભ પામી ગયો: આને આ બધી ખબર આપી કોણે?

'એ માણસ આંહીં છે: તમારા જેટલો જ ઊંચો છે. તમે સિદ્ધપુરમાં હતા એટલે એને જુઓ તો ઓળખી કાઢો ખરા?'

કાર્તિકસ્વામીએ હસતાં હસતાં ડોકું ધૂણાવ્યું. એના મનથી દામોદર પોતા વિષેની જ વાત કરી રહ્યો હતો.

પણ દામોદરે બે હાથ ભેગા કરીને તાલી પાડી. તરત આયુષ આવીને ઊભો રહ્યો. 'એને આંહીં લાવો' દામોદરે બોલ્યા વિના નજરથી કહ્યું.

થોડી વાર પછી આયુષ આવ્યો. પણ તેની આગળ જેના હાથ દોરડાથી બાંધ્યા હતા એવો લુંઢ આવી રહ્યો હતો.

ઉપરથી વીજળી પડે તો ન ચમકે એવી રીતે કાર્તિક-સ્વામી ચમકી ગયો.

તેનો ગર્વ ગળી ગયો. કામ કરવાની દામોદરની આ શક્તિનો એને ખ્યાલ જ ન હતો.

'આ માણસ પેલા ઘોડાની ફરિયાદ કરનારને જ પૂરવા લઈ જતો હતો. પણ એ પોતે જ ઘોડાચોર નહિ હોય એની શી ખાતરી? તમને લાગે છે, કાર્તિકસ્વામી! કે એ ચોર હોઈ શકે? ઘોડાનો ચોર હોય—કે કોઈ વાતનો ચોર હોય—પણ એ ચોર હશે?' દામોદર તીક્ષ્ણ દૃષ્ટિથી કાર્તિકસ્વામી સામે જોઈ રહ્યો.

કાર્તિકસ્વામી જવાબ આપતાં મૂંઝાયો. એને દામોદરની ગતિની સમજણ પડી નહિ, પણ તેણે કાંઈ બોલ્યા વિના ડોકું ધૂણાવ્યું. 'થયું ત્યારે, આયુષ! એ બન્નેને આજે રાખી મૂકજે. ઘોડાવાળાને ને આને. રાજદરબારની પાછળ. ઘોડાવાળાને તો ત્યાં પૂર્યો છે ને? પણ રહેજે ભાઈ! આ ભાઈ—શું એનું નામ?'

'લુંઢ!'

'લુંઢ કાં?' દામોદરે જાણે એને જાણતો ન હોય તેમ કહ્યું 'હાં, તારે તારો કાંઈ સંદેશો આપવાનો હોય કે કાંઈ કહેવરાવવું હોય ઘેરે તો આ ગુરુમહારાજને કહેજે—એ તારે ત્યાં જ ઊતર્યા છે ને?'

લુંઢ મૂઢ બનીને જોઈ રહ્યો. કાર્તિકસ્વામીને તો આ ઐન્દ્રજાલિક રચના હોય તેવું લાગતું હતું.

'નથી આપવો કાં?'

લુંઢે માથું ધૂણાવ્યું.

'થયું ત્યારે, આયુષ, લઈ જા એને. ઘેર કોઈ નહિ હોય એટલે કોને કહેવરાવે? પણ રહે રહે—એને બિચારાને વખતે કોઈ પ્રિયતમા હશે—'

કાર્તિકસ્વામી પોતાના સ્થાન ઉપર ઊભો ઊભો હવે તો સડક જ થઈ ગયો. દામોદરે તે જોયું.

'કેમ નવાઈ પામ્યા? એને કોઈ પ્રિયતમા ન હોય એમ? અરે, એને તો એક નાજુક પંખિણી જેવી દાસી મળી છે. કેમ આયુષ?' આયુષ ઊભો ઊભો હસતો હતો.

'લઈ જા, લઈ જા એને. અને જો—એને હમણાં મહિનો બે મહિના આરામ આપજે. પેલો ફરિયાદ કરનારો છે એની સાથે આને રાખજે. ને કાંઈ સોગટાંબોગઠાં આપજે હો—એટલે બન્ને જણા રમે! એમને મૂંઝવતો નહિ!'

કાર્તિકસ્વામીનું મગજ કામ કરી શકતું ન હતું. આ માણસ આટલી દૃષ્ટિ રાખે છે એ વિચારે એને છક્ક કરી નાખ્યો હતો. પેલા ક્યારે ગયા એ પણ એને ખબર રહી નહિ. દામોદરે એને બોલાવ્યો ત્યારે જ એ દિવાસ્વપ્નમાંથી બેઠો થતો હોય તેમ તેની સામે જોઈ રહ્યો.

## ૨૪. દામોદરે સોંપેલું કામ

'તમે ત્યારે પાટણ આવ્યા વિના ન રહ્યા કાં?'

'તમે કહ્યું હતું ને!'

'તમને ખબર છે કે રાજા પણ લોકમતને અધીન રહે તો ધીમે ધીમે એક પ્રકારનું નવું સામર્થ્ય મેળવે?'

કાર્તિકસ્વામી સાંભળી રહ્યો. 'તમે અત્યારે તો ઠીક, આ ઘોડો ચોર્યો પણ એમ ને એમ પેલી પ્રતાપદેવીના પ્રેમમાં પડો તો શું ન ચોરો?'

કાર્તિકસ્વામીને હવે ખરેખરો ભય લાગ્યો. આ માણસ શું નહિ જાણતો હોય? તેણે એનો સામનો કરવાનો વિચાર મૂકી દીધો.

'એટલે તમે અત્યારે સાધુ વેષ તજો અને રાજાની છાવણીમાં આવો એ ઉલ્કાપાત અમારે ન પોસાય. ગોપવેષે તમને માળવા હમણાં નથી મોકલવાના. ભસ્માંકદેવ આવ્યા પછી એ વાતનો નિર્ણય થશે. એટલે તમારે નડુલ જવાનું છે. બોલો એ બની શકશે?'

'નડુલ શું કરવા?'

'તે હું તમને કહું. આજે આ લુંઢ એ બાજુ જવાનો

હતો એ તો તમને ખબર છે ના ?'

'અને સંદેશો લઈ જવાનો હતો.' કાર્તિકસ્વામીએ કાંઈ છાનું ન રાખવામાં સલામતી જોઈ.

'હા, સાચું. એ સંદેશો હવે તમે લઈ જાઓ. લુંઢ માંદો પડ્યો એટલે ન આવી શક્યો. પણ તમારી એ વાત કોણ માનશે?'

કાર્તિકસ્વામી વિચારમાં પડ્યો. સાચું. પોતે સંદેશો તો લઈ જાય પણ સાઢા એ માને શાનો?

'કોઈ નહિ માને કાં? લો—' દામોદરે એક રત્ન-જડિત વીંટી કાર્તિકસ્વામી તરફ ફેંકી. 'એ મુદ્રા પ્રતાપદેવીની છે. એનો ઉપયોગ ઘણી વખત થાય છે. એ પાટણમાં પણ તમને ઉપયોગી માલુમ પડશે. એ તમે લઈ જાઓ. તમારે જેમ બને તેમ જલદી નડુલ પહોંચવાનું છે. ને સાઢાને મળવાનું છે. સાઢા લાટથી તો નીકળી પણ ગયો છે. એ સાઢા લાંબો વખત ત્યાં નડુલમાં રહે એમ કરવાનું છે. આંહીંની વાત પતાવી મહારાજ ભીમદેવ ત્યાં પહોંચે— એટલે વાર તો લાગે. હજી તો આંહીં રા' આવે છે.'

'પણ મંત્રીશ્વર! આ સઘળા પરદેશી સૈનિકો પાટણમાં પેસે છે પછી પાટણ લેતાં ભોં ભારે નહિ પડે!'

'અરે મારા ભાઈ! આવવા દો ને બધાને. આંહીં પાટણના પાણીનો પ્રતાપ છે કે દુશ્મનોની તલવાર આંહીં બૂઠી થઈ જાય છે, ને અમારી તલવાર મ્યાનમાં રહે છે. સમજ્યા કાર્તિકેય? એ બધા સિંધમાં આપણી સાથે આવશે— પ્રતાપદેવીનો સંદેશો તો તમે સમજ્યા છો ના?'

'હા.'

'થયું ત્યારે. પણ એ તો જાણે હવે આંહીં જ રહ્યો. એમાં તો એણે સાઢાને કહેવરાવ્યું હતું કે આંહીં હજી આંબો પાકયો નથી. ત્યાં નડુલમાં પાકયો છે. એટલે ત્યાંથી કેરીઓ તોડી લે! પછી આંહીં આવજે. હા હા હા—કેવી ચાલાક છોકરી છે? પાટણની પાસે એવી એકમે છોકરી હોય!'

'ત્યારે મારે શો સંદેશો આપવાનો છે?'

'આટલો જ.' દામોદર વિચાર કરીને બોલ્યો: 'આંહીં તો વાડ ચીભડાં ગળે છે. અંદર સળગ્યું છે. ત્યાં હમણાં કોણ છે નવરું આવવા? નિરાંત રાખીને ત્યાં પૂરેપૂરું કામ કરી લેજો. આંહીથી તો ચકલું ય ફરકે તેમ નથી.'

'બરાબર.' કાર્તિકસ્વામીને હવે બધી વાત વિગતથી દામોદરને કહેવામાં સાર લાગ્યો તે બોલ્યો:

'મહારાજ! મારી પાસે આ એક છે—'

'પેલો ઘોડાવાળો ગાથા લાવ્યો છે એ છે નાં?' દામોદરે પત્રનો રંગ જોઈને જ કહી દીધું.

'અરે! મંત્રીશ્વર—તમને—'

'મને આ ખબર કયાંથી એમ ના? કાર્તિકેય! જ્યાંથી ગાથા આવે છે ત્યાંથી એ નકલ થાય છે. એક આ રહી મારી પાસે—' દામોદર કાર્તિકસ્વામીને બદલે કાર્તિકેય નામ બોલ્યો ને તેની સામે જોઈ રહ્યો: 'હવે તમારું નામ પણ ફર્યું છે હો! એ ગાથા તો ઠીક—એ તો સાઢાની પ્રેમવાર્તા છે. આ પેલી દાસી છે ના, મહારાણીની તાંબુલ-વાહિની—પ્રતાપદેવી—એની સાથે એને પ્રેમ છે. પ્રેમ તો ભલે ને એ બિચારાં કરતાં—આપણે તો કાર્તિકેય! એ નિશ્ચિંત રહે તેમ કરવું ને જે જાણવાનું છે તે જાણીને તમારે ઝપાટાબંધ

પાછા ફરવું. નડુલમાંની એની વ્યૂહરચના, એનું બળ, ભોજરાજનો ચિતોડમાંથી ધારા જવાનો સમય, એનો માર્ગ ને નડુલપતિનું આચરણ—બધું જાણીને તમારે ઝડપથી પાછું ફરવાનું છે. અરે આયુષ!'

આયુષ દોડતો આવ્યો. 'આ ભાઈને એક સારો ઘોડો અપાવી દે એટલે એ લોકોના ઘોડા ચોરે નહિ—અને રહો—આ લો—' દામોદરે સોનાના દ્રમભરેલી એક કોથળી ફેંકી. 'એ સાથે હશે તો તમારાં ઘણાં કામ સરળ થઇ જશે. કાલે તમારે રવાના થઈ જવાનું છે. તમે સંદેશો તો બરાબર સમજ્યા કે?'

'હા, મંત્રીરાજ!'

કાર્તિકસ્વામી બહાર નીકળ્યો. એ હજી બે ડગલાં પણ નહિ ગયો હોય ત્યાં દામોદરે ફરીને બોલાવ્યો: 'ત્યાં એક ઘોડાનો અચ્છો સોદાગર છે. છે દોસ્તી કરવા જેવો. કેમ આયુષ?'

આયુષે ડોકું ધૂણાવ્યું. કાર્તિકસ્વામી સમજ્યો નહિ.

'કોની વાત કરી, મહારાજ!'

'તમે એકબીજાને વખતે ઓળખતા નહિ હો. પણ આંહીંથી દેવરાજ ત્યાં ઘોડાનો સોદાગર બનીને ગયેલ છે. વખતે ધંધુકરાજના કુમાર કૃષ્ણદેવને ઘોડેસ્વારી શીખવતો હોય. એને ગોતી કાઢજો. છે દોસ્તી કરવા જેવો. એ સમાચાર આપે તે પણ લેતા આવજો.'

કાર્તિકસ્વામી તો હવે આ ત્વરિત બનતા પ્રસંગ પર વિચાર કરવા એકાંત માગતો હતો. તેણે દામોદરને પ્રણામ કર્યાં ને રજા લીધી.

## ૨૫. માતૃહીન રાજકુમારની માતા

કાર્તિકસ્વામીને નડુલ જતા પહેલાં એક કામ હજી બાકી રહ્યું હતું. ચૌલાદેવીને તે મળ્યો ન હતો.

તે પોતાના મુકામ ઉપર ગયો ને પોતાના ઘોડાને બાંધી ચૌલાને મળવા ચાલ્યો.

સમુદ્રમાં જેમ એક બાજુ મહાન પર્વતો પડ્યા રહે ને એક બાજુ શેષશાયી ભગવાન હોય તેમ ભરમાંકદેવની અત્યંત વિશાળ વાટિકામાં એક તરફ ચૌલાદેવી રહેતી હતી ને એક તરફ માલવી સ્ત્રી પ્રતાપદેવી લુંઢ સાથે જાસૂસી પ્રેમલીલા પણ કરી શકતી હતી. એવી અડાબીડ વિશાળતા ત્યાં હતી. લુંઢ તો હવે કાંઈ મૂર્ખાઈ કરે તેમ ન હતો. પણ પ્રતાપદેવી હજી છૂટી હતી. તેણે ચૌલાને એ વાતથી ચેતાવવાનો નિશ્ચય કર્યો.

તે ચૌલાને મળવા ગયો ત્યારે ચૌલા નૃત્ય કરી રહી હતી. ને રાજકુમાર *આઘાટિ વગાડી રહ્યો હતો. તેના આવવાના સમાચારે વાજિંત્ર બંધ થઈ ગયું.

કાર્તિકસ્વામીને થોડી વાર બહાર અટકવું પડ્યું. પણ

---

* ઝાંઝ જેવું, નૃત્ય સમયે વગાડવાનું.

થોડીવાર પછી તે અંદર ગયો ત્યારે રાજકુમાર ત્યાં ન હતો. તેણે ચારે તરફ દૃષ્ટિ કરી. જવા માટે પોતે આવ્યો તે સિવાય બીજું કોઈ દ્વાર પણ ન હતું. તેને ચૌલાની યુક્તિની સમજણ પડી નહિ. પણ તે જાગ્રત છે એ જ્ઞાન થયું.

ચૌલાદેવીને નમસ્કાર કરીને કાર્તિકસ્વામી ઉભો રહ્યો. ચૌલાએ તેને તરત ઓળખી કાઢ્યો.

'અરે! હા મહારાજ! તમે તો શ્રીસ્થલમાં હતા? ને આ વેષ પલટો?'

'હા. આંહીં કામે આવ્યો હતો ને કાલે જવાનો છું, એટલે તમને મળ્યા વિના જઈ શક્યો નહિ.'

'સારું કર્યું. ત્યાં બેસોને!'

કાર્તિકસ્વામી પાસેના આસન ઉપર બેસી ગયો. 'તમે કેમ આ યોદ્ધાનો વેષ ધાર્યો છે?'

'સમય જ એવો છે!'

'મહારાજને મળ્યા?'

'ના, નથી મળ્યો. પણ બા, બહેન! મારે તમને એક વાત પૂછવાની છે અને એક કહેવાની છે.'

ચૌલા હસી: 'પહેલાં પૂછવી છે કે કહેવી છે?'

'પહેલાં કહું. તમને ખબર છે કે તમારી આ અશોક-વાટિકામાં જ એક બાઈ આવે જાય છે?'

ચૌલાએ ડોકું ધૂણાવ્યું: 'ખબર ન હતી. પણ દામોદર મહેતાનો આયુષ હવે તો ખબર આપી ગયો છે.'

'બસ ત્યારે. એનાથી ચેતજો.'

'ભમ્માંકદેવ આવે પછી હું તો મારે જતી રહીશ—'

'ક્યાં?'

'જ્યાં રહું છું ત્યાં—નગરમાં. પણ આંહીં આ કુમારને મારી પ્રીતિ લાગી છે. એટલે એને છોડતાં મારો જીવ હાલતો નથી. જીવે તો પાટણનો વીરવિક્રમ એવી નવી ખ્યાતિ ભારતવર્ષમાં કરી જાય.'

'જીવે તો ? એટલે ?' કાર્તિકસ્વામીને લુંઢના શબ્દો યાદ આવ્યા.

'તમને ક્યાંથી ખબર હોય? તે દિવસે તમે મને ત્યાં રાખી—પછી હું આંહીં કેમ આવી પડી એ ખબર છે ?'

'હું એ જ પૂછવાનો હતો !'

'તમને કહેવામાં વાંધો નથી. વાપી ઉપર ગાડા—ખેડૂતો આવીને પડ્યા હતા. દુષ્કાળથી પીડાયેલા એ સૌ પાટણ આવી રહ્યા હતા. મને થયું લાવને, ઉપર જવાનો પ્રયત્ન કરીએ. મેં બૂમ પાડી, જવાબ મળ્યો. અને લટકતી વડવાઈના ટેકાથી હું ઉપર ચડી આવી. એમની વાત સાંભળીને હું આંહીં પાછી આવી. પાટણમાંથી મને સૌ કાઢવા મથે છે એ જાણવા છતાં પાછી આવી.'

'એવી શી વાત હતી ?'

ચૌલાએ ચારે તરફ દૃષ્ટિ ફેરવી. પછી ધીમેથી કહ્યું, 'હું સૂઈ ગઈ છું એમ ધારીને ગાડાખેડૂતો અંદર અંદર વાત કરતા હતા. કુંવર રાજાનો ભારે છે. આપણને મળ્યા વિના રહેતો નથી. પણ મહેમાન કેટલા દિવસનો ? મહારાણીએ, કહેવાય છે, કાપાલિકોની પાસે મારણમંત્ર તૈયાર કરાવ્યો છે.'

'અરે !'

'એ મેં સાંભળ્યું ને મને લાગ્યું કે મારું સ્થાન હવે

તો માતૃહીન રાજકુમાર પાસે છે. કુમાર એટલો સુંદર છે કે એવી સુંદરતા લાંબો વખત ટકી શકતી નથી—' ચૌલાએ નિઃશ્વાસ મૂક્યો.

'બા ! ત્યારે તો તમે એ પ્રતાપદેવીથી ચેતજો !'

'એ જ છે ને. મહારાણીની એ માનીતી છે—!'

'પણ એ તો માલવાની જાસૂસી કરે છે !'

'તે છતાં—એને હાથ અડાડતાં વૈમનસ્ય થાય એટલે દામોદર એના ઉપર ક્ષણે ક્ષણે ધ્યાન રાખે છે. ને સઘળે ઠેકાણે નજર રાખે છે આ આપણી વાત પણ દામોદર મહેતો અત્યારે સાંભળતો ન હોય તો સારું !'

એ જ ક્ષણે એક ગોપનો વેષ પહેરેલો માણસ અંદર આવ્યો. કાર્તિકસ્વામી ચોંકી ઊઠ્યો. ગુપ્તચર આયુષ ત્યાં ઊભો હતો.

'હું તમારા મુકામ ઉપર તપાસ કરીને પછી આંહીં આવ્યો—' તેણે કાર્તિકસ્વામીને કહ્યું.

'મહેતાની વાત તમને કહેવાની છે. તમારે હમણાં આંહીં જ રહેવાનું છે. મહારાજકુમારની મંત્રી વિમલને ત્યાં અત્યારે જરૂર પડશે તો તમારે ત્યાં સાથે જવાનું છે. એમને સહીસલામત ત્યાં પહોંચાડ્યા પછી તમારે કામે તમે જઈ શકશો. તમે આંહીં જ રહેજો હું હમણાં પાછો આવું છું.'

'અત્યારે જરૂર પડશે ? એટલે ? આયુષ ! એવું શું છે ?'

'ખબર નથી. પણ મહારાજને પોતાનું અપમાન હવે હાડોહાડ બેસી ગયું છે. આવતી કાલે કુમારની સવારી રાજગજરાજ ઉપર નીકળશે એવો પડો પાટણમાં વાગી રહ્યો છે. એ સાંભળીને બાલુકરાય સૈન્ય ભેગું કરે છે. મહા-

રાજની મુખમુદ્રા જોઈને મહેતાને પણ આજે ચેન નથી.'

'પણ આવતી કાલે મહારાજકુમારને સવારી નથી કરવી. એ ના પાડશે તો ? તમારી વચ્ચે કુમળા બાળકને શા માટે લાવો છો ?' ચૌલા બોલી. 'કુમાર પોતે જ ના પાડશે. એ શું ચૌલુક્યનું સંતાન નથી ?'

આયુષ કાંઈ જવાબ વાળી શક્યો નહિ,

એ વખતે એક બીજા માણસે પ્રવેશ કર્યો. મહારાજનો અંગરક્ષક ગુપ્તચર સિંહનાદ હતો. તેણે આયુષને કહ્યું: 'આયુષ, દોડ, દોડ. મંત્રીરાજને ખબર કર કે મહારાજ એકલા અત્યારે પાટણ તરફ જઈ રહ્યા છે !'

'જઈ રહ્યા છે એટલે ? હેં ?' ચૌલા ત્વરાથી બોલી ને તેણે કાર્તિકસ્વામીને કહ્યું: 'તમે થોભજો. હું રાજકુમારને લાવું છું !'

ચૌલા ઝડપથી ભીંત તરફ ગઈ. ને પાછે પગલે ચાલતી તે ભીંતમાં સમાઈ ગઈ હોય તેમ સરી ગઈ. કાર્તિકસ્વામીને ખબર પણ ન પડે તેમ તે અદૃશ્ય થઈ ગઈ હતી.

કાર્તિકસ્વામી આશ્ચર્યમુગ્ધ બનીને દામોદરની આજ્ઞાની રાહ જોતો ત્યાં બેઠો રહ્યો.

## ૨૧. વિમલમંત્રીને ત્યાં

સિંહનાદે આયુષને કહ્યું તે સાચું હતું.

રાજા ભીમદેવને એકલો અંધકારમાં ચાલતા પડછાયાની પેઠે પાટણ તરફ જતો તેણે જોયો રાજા ક્યાં જાય છે એ સિંહનાદને ખબર ન હતી. પણ તે એની પાછળ ચાલ્યો. અને તક મળતાં જ તેણે દોડીને આયુષને ખબર આપી દીધા. ને પોતે રાજાની સાથે થઈ ગયો. પાછળ આવતા અવાજે ચોંકી ઊઠેલા રાજાએ પૂછ્યું: 'કોણ છે એ?'

'એ તો હું છું, મહારાજ!'

'કોણ? સિંહનાદ?'

'હા.'

'ક્યાં જાય છે અલ્યા?'

'મહારાજની સાથે—મહારાજ જ્યાં જાય ત્યાં. ક્યાં જવાનું છે મહારાજ!'

'ચાલ્યો આવ અત્યારે, બોલ્યાચાલ્યા વિના મારી પાછળ પાછળ.'

ભીમદેવ આગળ ચાલ્યો. થોડીવાર પછી ભીમદેવે મુખ્ય માર્ગ છોડી દીધો. દરવાજો પણ તજી દીધો. તેણે

આડે રસ્તે થઈ નદીનો છીછરો પટ વીંધી, કોટ પાસે આવી પહોંચી, ઉપર નજર કરી. ઉપર કોઈ ઊભું હતું.

'અલ્યા ? કોણ છે ઉપર ?'

'એ તો હું છું, મહારાજ ! ચોહાણ મહાદેવ !'

'નકુલવાળો ? ઉપરથી નિસરણી ફેંક અલ્યા !'

તરત દોરડાની નિસરણી નીચે આવી પડી. ભીમદેવ તેના આધારે ઝપાટાબંધ કોટ ઉપર ચડી ગયો. તેની પાછળ આશ્ચર્યમાં ગરકાવ થયેલો સિંહનાદ હતો. મુખ્ય દરવાજાઓની ગડક બારીઓ હજી ખુલ્લી હતી. છતાં મહારાજે લીધેલો આ માર્ગ એને મૂંઝવી રહ્યો.

ચોહાણ મહાદેવે મહારાજને નમસ્કાર કર્યા: 'મહારાજ !' તેણે સિંહનાદ સામે જોયું.

'મારી ભેગો છે, આવવા દે !'

મહાદેવના દોર્યા પ્રમાણે ગઢને કાંગરે કાંગરે થઈ કોઈ અજાણ્યા સ્થળમાં બન્ને ઊતર્યા.

આગળ ભીમદેવ ને પાછળ સિંહનાદ એમ અંધારામાં ચાલતા, અનેક ગલીકૂંચી વટાવતા, ક્યાંક અંધારામાં છુપાઈ, ક્યાંક ભીંત સાથે લપાઈ, ક્યાંક ભીંતભેગા થઈ જઈ, કોઈ ઓળખી ન જાય એની સંભાળ રાખતા, તે બન્ને પાટણના મધ્યભાગ તરફ જઈ રહ્યા હતા.

સિંહનાદ હવે પોતાની જવાબદારીથી ધ્રૂજતો હતો. મહારાજ ક્યાં જાય છે એનુ સ્પષ્ટ ભાન એને હવે થયું. મહારાજ વિમલમંત્રીને ત્યાં જ જઈ રહ્યા હતા. તેણે ચિંતાભરેલી એક દષ્ટિ ચારે તરફ ફેરવી. એક વૃક્ષની ઓથે ઊભેલો દામોદર તેની નજરે ચડ્યો. ને તેણે છૂટકારાનો દમ ખેંચ્યો.

દામોદરે તેને જોયો હતો. તેણે તેને નિશાની કરીને બોલાવ્યો. તે ગુપચુપ ત્યાં ગયો.

'રાજાની આજની ગતિ જુદી છે. શું થશે?' તેણે સચિંત દૃષ્ટિએ ચારે તરફ નજર કરી. 'મહારાજકુમારને લઈને કોઈ આવશે કે નહિ?'

'આવશે આવશે, મેં આયુષને ત્યાં જોયો હતો!'

રાજા વિમલમંત્રીના આવાસ તરફ જઈ રહ્યો હતો. એને છેક આટલે સુધી આવી ગયેલો જોઈ દામોદર ચિંતાથી ઘેરાઈ ગયો. રાજાને રોકવો—એ અશક્ય હતું. એને આગળ વધવા દેવો એ વિમલ કે રાજા એમાંથી એકનું મૃત્યુ લાવવા જેવું હતું. તેણે સિંહનાદને કહ્યું: 'તમે ત્વરાથી રાજકુમારને ત્યાં લાવો—તમને રસ્તામાં જ મળી જાશે—અને હું મહારાજની પાછળ જાઉં છું. પણ જો જો, વખત ન ગુમાવતા. દરેક પળ કીમતી છે.'

દામોદરની મુખમુદ્રા ગંભીર બની ગઈ. આજનું પરિણામ એનાથી કલ્પી શકાતું ન હતું.

સિંહનાદ એની આજ્ઞા પ્રમાણે ચાલી નીકળ્યો. દામોદર રાજાની પાછળ જઈ રહ્યો. એને ભય હતો કે રાજાને રોકવા આજે કોઈ સમર્થ નથી. એ નિખાલસ દિલનો ભોળો વીર આદમી—આજે હવે જ્યારે છંછેડાયો છે ત્યારે મોટું સૈન્ય લઈને વિમલમંત્રી સામે આવે તોપણ એ પાછું ડગલું ભરે તેમ ન હતો.

તેણે વિચાર કર્યો ને રાજા તરફ એક સચિંત દૃષ્ટિ કરી. પોતાની ધૂનમાં હોય તેમ રાજા એકલો કાંઈ પણ આગળપાછળ જોયા વિના ચાલી રહ્યો હતો.

દામોદર દોડીને રાજા સાથે થઈ ગયો, 'મહારાજ! ત્યાં નહિ. એ તો વિમલ—' તે આગળ બોલી શક્યો નહિ. એને ખરા ભીમદેવનો હવે પરિચય થયો. ભીમદેવનું સ્વરૂપ એવું તો ભયજનક લાગતું હતું કે તે ધ્રૂજી ગયો. તેણે ફરીને કહ્યું: 'મહારાજ! ત્યાં નહિ—'

આંખની એક કરડાકી માત્રથી ભીમદેવે એને છાનો કરી દીધો. રૂદ્રના ત્રીજા નયન જેવી એમાં અગ્નિજ્વાળા હતી.

ભીમદેવ આગળ વધી રહ્યો. એણે સહન કર્યું ત્યાં સુધી સહન કર્યું હતું. આજ હવે એ જુદો આદમી હતો. એનો અનિશ્ચિત છતાં દઢાગ્રહી સ્વભાવ દામોદર જાણતો હતો. રાજાની આ સ્થિતિથી એ ગભરાઈ ગયો. તેણે જોયું કે રાજા એક ઘાએ બે કટકા કરી નાખવાના નિશ્ચય ઉપર આવી ગયો છે. બાલુકરાયની રાજનીતિ એને સફળ થતી લાગી. એણે વિમલને મૃત્યુના મુખમાં જતો જોયો. એણે પાટણમાં લોહીની નીકો દીઠી. તે પોતે દોડીને ફરી મહારાજની આડે પડ્યો—'મહારાજ! મને હણી નાખો—મને —મહારાજ! હું દામોદર—'

ભીમદેવના વજ્જર હાથની એક એવીન્તો સજ્જડ ચોટ આવી કે દામોદર પડતો પડતો રહી ગયો. હવે તો તેને ખાતરી થઈ ચૂકી કે આજનો ભીમદેવ જ જુદો છે. આજે જે કાંઈ એના રસ્તામાં આવશે તે હતું ન હતું થઈ જશે. આજે આ સોમનાથી ભીમદેવ જાણે રણે ચડ્યો છે.

તેને સહાય માટે બૂમ પાડવાનો વિચાર આવી ગયો. દોડીને ચૌલાને તેડી લાવવાનું મન થયું. મહારાણી પાસે જવાની ઈચ્છા થઈ. પણ હવે એ સઘળું ઘણું મોડું

હતું. ભીમદેવ સીધો વિમલમંત્રીના દ્વાર પર ગયો. પણ ત્યાં એ જબરજસ્ત ભાલાધારીઓએ તેને રોકી લીધો.

દામોદર તરત આગળ આવ્યો. તેણે ભાલાધારીઓના કાનમાં કાંઈક કહ્યું, ને તેમણે ભાલા ઉઠાવી પ્રણામ કરી મહારાજને જવા માટે માર્ગ કરી દીધો. મંત્રીશ્વર વિમલ અને મહારાજ બન્નેના વિશ્વાસુ રહેવાની દામોદરની ડહાપણભરેલી રાજનીતિનું એ પરિણામ હતું.

પોતે જે કર્યું છે તેનું પરિણામ એ કલ્પી શક્યો નહિ. પણ અત્યારે તો લોહીની ધારા તેણે અટકાવી હતી.

આગળ રાજા ને પાછળ દામોદર હતો. બન્નેના ઉપર સૌની નજર હતી. આજે રાજાનું એવું રુદ્ર રૂપ પ્રગટ્યું હતું કે, સામે થઈને લોહીની નીકો વહેવરાવવા કરતાં તેને મંત્રીશ્વર પાસે જવા દેવામાં જ ડહાપણ છે એમ સૌને લાગ્યું. દામોદરે કોઈને કહ્યું: ' રાજાને માતા અંબા સ્વપ્નમાં આવ્યાં છે ને તે મંત્રી પાસે જાય છે.' કોઈને શિખામણ આપી. કોઈને પોતા ઉપર વિશ્વાસ રાખવા કહ્યું. ગમે તે રીતે લોહી પડતું અટકાવી તેણે રાજાને વિમલમંત્રી સુધી જવા દેવામાં ડહાપણ જોયું. ત્યાં ગયા પછી કાંઈક થઈ રહેશે.

વિમલમંત્રીના સામર્થ્યમાં પણ એને વિશ્વાસ હતો.

રાજા દોઢીઓ વટાવતો આગળ જઈને અટકી ગયો. અંદરના એક ખંડમાં સોનેરી દીપિકાઓમાં સુગંધી તેલના દીપ બળી રહ્યા હતા. ત્યાં મંત્રીરાજ વિમલ ધ્યાનસ્થ હોય તેમ રેશમી ગાદી ઉપર બેસી, કોઈક આકૃતિ ઉપર પોતાની નજર ચોટાડી રહ્યો હતો.

ભીમદેવ જઈને એકદમ ત્યાં ઊભો રહ્યો. દામોદર

ને વિમલપ્રાસાદના રક્ષકોનું ટોળું ત્યાં બહાર આવીને થોભી ગયું. રાજાના હાથમાં રહેલી લાંબી તલવાર, એનો વેષ, એની મુખમુદ્રા, એનો દેખાવ—ચિત્રમાં કોતર્યાં હોય તેમ બનીને સૌ જોઈ રહ્યા. અત્યારે રાજા સામે બોલવામાં માલ નથી—એમ દામોદરે સૌને ઇશારતથી સમજાવ્યું ને કાંઈ પણ કોલાહલભરેલી હિલચાલ કરતા સૌને વાર્યા. માત્ર મંત્રીના દેહને ઈજા ન થાય—એટલી સાવધાની સૌ રાખી રહ્યા.

ભીમે એકદમ કહ્યું: 'મંત્રી!'

વિમલની પાસે બેઠેલી એક નમણી જુવાન સ્ત્રી ચમકીને ઊઠીને ઊભી થઈ ગઈ. તેણે પોતાનો પાલવ ઢાળી રાજાને સહજ જ ઓવારણાં લઈ લીધાં: 'અરે! મહારાજ!' તે બોલી ગઈ.

વિમલમંત્રી તો આ દેખાવથી આશ્ચર્ય પામી ગયો. તે ભીમદેવનો ઇરાદો કળી ગયો. તેણે પેલી સ્ત્રીને પોતાની પાછળ જતા રહેવા કહ્યું.

પણ શ્રી * તો એક ડગલું આગળ વધી: 'શું કરવા હું તમારી પાછળ જાઉં? હું પણ તમારી સાથે જ ઊભી છું. આ ઊભી—આવો મહારાજ! પધારો—'

'મંત્રી!' ભીમદેવ ફરીને બોલ્યો. તેનો અવાજ કાચાપોચા હૃદયને થરથરાવી મૂકે એવો ઘેરો કર્કશ બની ગયો હતો. જાણે એ ભીમદેવ જ રહ્યો નથી—જે ભીમદેવ પોતાનો આગ્રહી સ્વભાવ નિયમમાં રાખી રહ્યો હતો; આંહીં અત્યારે તો એ ભીમદેવ ઊભો હતો કે જેણે સોમનાથમાં

* વિમલની પત્ની.

હજારોને ધૂળચાટતા કર્યા હતા. અત્યારે એની સઘળી જીવન ક્રિયા પેલી ભયંકર તલવારમાં આવી ગઈ હતી.

વિમલને એની મનોદશા તરત સમજાઈ ગઈ. તે સફાળો બેઠો થઈ ગયો—અને બેઠો થતાં જ એણે પોતાની પાસે પડેલી તલવાર ઉપાડી લીધી. એક ડગલું આગળ ભરતાં શ્રી તેની પાછળ રહી ગઈ. તે બોલ્યા વિના રાજાની સામે જોઈ રહ્યો. તેનો રૂપાળો ગૌર કાંતિમય દેહ, ઊભા થતાંની સાથે જ એટલો સપ્રમાણ ને સુંદર રીતે આકર્ષક બની ગયો કે કોઈ ને એમ ન લાગે કે હમણાં ઊઠીને એણે તલવાર પકડી છે, પણ જાણે કે એ તલવાર સાથે જ જન્મ્યો છે—ને યુગયુગ થયાં તલવાર ધારીને ઊભો છે. કેટલાક માણસોને સઘળા સ્વાંગ સરખી રીતે આકર્ષક લાગે છે. તે યોદ્ધા હોય તો યુદ્ધમાં શોભે, ભક્ત હોય તો વિનમ્રતાથી શોભે, પ્રેમી હોય તો જાણે રસિકતાથી છાઈ દે. વિમળ ત્યાં ઊભો—ને રાજાની સામે જોઈને બોલ્યો : 'પધારો, રાજાધિરાજ! પણ આ સમયને લીધે મને શંકા થાય છે. મને કહેવરાવ્યું પણ નહિ?'

'એમને તો ઠીક, મહારાજ!' શ્રીનો મધુર અવાજ આવ્યો: 'ઘર તો અમારું બૈરાનું કહેવાય ના? મને પણ મહારાજે ન કહેવરાવ્યું?'

શ્રીના મધુર શબ્દોએ ભીમ આગળ ડગલું ભરતાં અટકી ગયો.

'મંત્રી! ચૌલાને તેં કાઢી મૂકી હતી ના? અત્યારે પાછો ફરી કાઢવા માગે છે?'

વિમલે સ્વસ્થતાથી જવાબ વાળ્યો : 'હા.'

'ત્યારે એણે ક્યાં જઈને રહેવું?'

'પાટણની સત્તા જ્યાં ન હોય ત્યાં.'

'એટલે તું એને દેશનિકાલ કરવા માગે છે એમ? તે પહેલાં તેં જ એનું હરણ કરાવ્યું હતું ના?'

'હરણ કરવા જેટલું મહત્ત્વ હું એને આપતો નથી; અને મહારાજ! પાટણમાં કોઈ વારાંગના રાણી થઈ નથી, થઈ શકતી નથી, અને થઈ શકશે નહિ.'

'કેમ?'

'એનો જવાબ અટપટો છે; પણ પરાપૂર્વથી ચૌલુક્યોનાં સિંહાસન સિદ્ધાસન જેવાં રહ્યાં છે.'

'અને કોઈને રાણી કરવી હોય તો?'

'તો એ પાટણમાં ન હોય; મહારાજ!—પાટણના દુર્ગને અજેય ને અખંડ રહેવું હોય તો આવી ઘેલી રમત આંહીં ન પોસાય. પાટણની પ્રતિષ્ઠા કોઈ એક રાજાની નથી—એ તો નગરજનોની છે.'

'એટલે? શું હું પાટણમાં રાજા નહિ—?'

વિમલે તલવારની ધાર જેવો ઉત્તર વાળ્યો: 'ના—ના—પાટણમાં અત્યારે—' પણ એના શબ્દો રૂપેરી રણકાર કરતા સ્ત્રીના અવાજમાં ડૂબી ગયા.

'પણ મહારાજ! પાટણના આપ જ અધીશ્વર છો—અમે કોણ તમને ના કહેનારાં? અમે મો તમને માત્ર સિંહાસન પ્રત્યેનો ધર્મ બતાવીએ છીએ. મહારાજ! જુઓને, વીર વિક્રમના સિંહાસન ઉપર બેસનારને કેટલીક મર્યાદાઓ પાળવી જ પડે છે ના?'

'એમ નહિ, મહારાજ! જ્યાં સુધી હું પાટણમાં છું

ત્યાં સુધી પાટણમાં કોઈ નર્તિકા—વારાંગના—રાણી નહિ થાય.' વિમલે શ્રીના શબ્દોને મક્કમતાથી ધોઈ નાખ્યા.

'અને થાય તો—?'

'થાય જ નહિ ને—પછી થાય તો શું ?'

'આવતી કાલે હું ચૌલાદેવી સાથે પાટણમાં પ્રવેશ કરવાનો છું. મારા ગજરાજને કોણ રોકે છે એ હું જોઉં છું—મંત્રી !' ભીમદેવના હાથમાં તલવાર ચમકી ઊઠી. શ્રી ભયથી છળવાને બદલે એક ડગલું આગળ વધી. વખત ખોવો એ વિમલને હવે આપઘાત કરવા જેવું લાગ્યું. દામોદર આ દૃશ્ય જોઈને, પોતાના નિયમ પ્રમાણે હાથ જોડી આગળ આવવાની તૈયારી કરી રહ્યો. એટલામાં વિમલમંત્રીએ મોટેથી ઉતાવળે કહ્યું: 'અરે ! રણભીમ ! શંખનાદ ! લુણવીર !'

દામોદર પાસેથી જ ત્રણચાર રક્ષકો આગળ દોડ્યા. ગયા.

વિમલે તેમને નિશ્ચયાત્મક સત્તાવાહી અવાજે કહ્યું : 'આ મહારાજને પકડો—'

સૈનિકો જડ જેવા ઊભા થઈ રહ્યા. હુકમ માની શક્યા નહિ તેમ અનાદર પણ કરી શક્યા નહિ. ક્ષોભથી તે જડ જેવા થઈ ગયા. પણ એ સાંભળતાં જ જેવી રીતે નાગની જિહ્વા ફરે તેમ ભીમદેવના હાથમાં તલવાર ચમકી ઊઠી. અને તલવારનો એવો તો ભયંકર સુસવાટ હવામાં વીંઝાઈ રહ્યો કે ભયથી સૈનિકો પાછા હઠી ગયા. એક ક્ષણ—અને ભીમદેવે વીજળીની ત્વરાથી એવી રીતે બીજું પગલું ભર્યું કે, બીજા સપાટામાં તો મહા મંત્રીશ્વર વિમલનો તલવાર-વાળો હાથ ઊડી જાય ને પોતાની સમરવિજયી તલવાર

લોહીનીગળતા સૈનિકોને ભોં ભેગા કરી મૂકે—પણ તે જ વખતે બહારથી આવતી મશાલોના તેજથી સઘળે પ્રકાશ પ્રકાશ પથરાઈ ગયો. સૌ કોઈ આશ્ચર્યચકિત થઈ આ શું થયું—કોણ આવ્યું એમ જોવા જરાક અટકયા, ને ભીમદેવે શું છે એ જોવા પાછળ નજર ફેરવી, ત્યાં તેણે દામોદરને હાથ જોડી પાસે જ ઊભેલો જોયો : જાણે કાંઈ જોતો ન હોય તેમ દામોદર અત્યંત શાંતિથી બોલ્યો: 'મહારાજ!—કુમાર આવ્યા છે.'

દામોદરની સાથે જ ઊભેલો કુમળો સુંદર રાજકુમાર મૂલરાજદેવ સૌની નજરે ચડ્યો. સૌ આશ્ચર્યચકિત થઈ ગયા.

## ૨૭. રાજકુમાર

જે માણસો કુહાડાના ઘાથી ખોખડધજ વૃક્ષોને પાડી શકે છે તે પણ ઘણી વખત એકાદ ફૂલછોડ પાસે વિનમ્ર થઈ ને ઊભા રહી જાય છે. વિનમ્રતાભરેલા પ્રેમમાં જે સામર્થ્ય રહ્યું છે એ સામર્થ્ય અમોઘ છે. રાજકુમારને આવે વખતે આવેલો જોઈ ને, ભીમદેવ અને મંત્રી વિમલ બન્ને એક ઘડીભર સ્તબ્ધ બની ગયા. તેમને આ કુમારની હાજરી અત્યારે બહુ જ સૂચક લાગી. એક ઘડી પહેલાં શું બની ગયું હોત તે વિચારથી બન્ને જાગી ઊઠ્યા. રાજકુમારને જોતાં જ શ્રીએ દોડીને તેને પોતાના પાલવ નીચે, રત્ન છૂપાવે તેમ છુપાવી દીધો. રાજા અને મંત્રી—બન્નેએ એકબીજા પ્રત્યેથી નજર ખેંચી કુમાર તરફ દૃષ્ટિ કરી.

પણ એક ઘડીમાં રાજકુમાર શ્રી પાસેથી છુટો થઈ પ્રથમ મહારાજ ભીમદેવને પ્રણામ કરીને પછી વિમલમંત્રી તરફ ફર્યો. તેની વયના પ્રમાણમાં ઘણું વધારે કહી શકાય એવું સ્વાસ્થ્ય તેણે દર્શાવ્યું હતું. અત્યારે રાજકુમારને કોણે આંહીં મોકલ્યો હશે, એનો વિચાર વિમલમંત્રી કરી રહ્યો હતો. રાજા ભીમદેવ, કુમારને જોતાં જ, પોતાની આગલી

સ્થિતિ જાણે વીસરી ગયો હતો. ઊકળતા સમુદ્ર ઉપર તેલ પડે તેમ ઘડી પહેલાં જ્યાં સમશેરો ખેંચાઈ રહી હતી ત્યાં હવે સૌ સમશેર છુપાવવા પ્રયત્ન કરી રહ્યા. રાજકુમારે શાંતિથી વિમલમંત્રીને કહ્યું : 'તમે માને કહેવરાવ્યું હતું કે મારે કાલે રાજગજરાજ ઉપર સવારીએ ચડવાનું છે?'

'હા, કેમ? કાલે તમારે રાજગજરાજ ઉપર સવારી કરવાની છે.'

એક ફૂલની માફક રાજકુમારનું મોં કાંઈક ચિમળાઈ ગયું—તેનું મોં હતું તેવું જ શાંત રહ્યું, પણ દેખીતી રીતે એના હૃદયમાં આ વાક્ય સાંભળીને ખેદ થયો હતો.

'પણ મને ભસ્માંકદેવ મહારાજે તો કાંઈ બીજી જ વાત કહી હતી.'

'શી વાત કહી હતી?' વિમલ આશ્ચર્ય પામ્યો. ભસ્માંકદેવની રાજકુમાર ઉપર જબ્બર અસર લાગી. ભીમદેવ સાંભળી રહ્યો.

'એમણે તો મને એક વખત કહ્યું હતું કે, ચૌલુકયોમાં તો કોઈ પુત્ર, પિતાની સત્તા ઉપર બેસવાની અધીરતા દેખાડતો નથી. મારી મા તો મરણ પામ્યાં છે—પણ ત્યારે શું હું ચૌલુકય વંશનો નથી?'

રાજપુત્રના નાના સરખા નમણા રૂપાળા મોંમાં આ શબ્દો સરસ્વતીની વીણાના ઝંકાર જેવા શોભી ઊઠ્યા.

'મારી માને મેં જોયાં નથી પણ ભસ્માંકદેવે મને એની એક સુંદર પ્રતિમા બતાવી હતી. સરસ્વતીના ચરણની સાધના કરનારી કોઇ નારી હોય એવી મનોહર એ આકૃતિ હતી. મંત્રીરાજ! તમને લાગે છે કે એનો પુત્ર—હું, ગજરાજ,

તલવાર, ને સિંહાસનની વાતોમાં રસ લઈ શકું ? અને શું હું ચૌલુક્ય નથી કે પિતાના રાજગજરાજ ઉપર, પિતાની અનિચ્છા છતાં, સવારી પણ કરું ?'

રાજકુમારની આવી વાણી સાંભળીને એક ઘડીભર વિમલમંત્રી સ્તબ્ધ બની ગયો. ભીમદેવની આંખમાં તો એક અદૃશ્ય આંસુ આવી ગયું. આ સાંભળીને શ્રી વિમલમંત્રી સામે જોઈ રહી. અને અનેક યોદ્ધાઓ, જેમને કાને આ શબ્દો પડ્યા, તે નત મસ્તકે, પૂતળાંની માફક ઊભા રહીને રાજકુમારને મનમાં ને મનમાં શ્રદ્ધાંજલિ આપી રહ્યા. દામોદર તો આનંદસાગરમાં નહાતો હતો.

વિમલમંત્રી આજન્મ યોદ્ધો હતો. તેને રાજકુમારની આ સૂક્ષ્મ વાતોમાં ભસ્માંકદેવે કરેલો ફેરફાર માત્ર નજરે પડ્યો. ભસ્માંકદેવ, માલવાથી ક્યારે આવ્યો, આ રાજકુમારને ક્યારે મળ્યો, બરાબર અત્યારે તક સાધી એને આંહીં શી રીતે મોકલ્યો, એ વાતની એને ગમ પડી નહિ. પણ એ યોદ્ધો હતો—એને રાજમંત્રીઓની શેતરંજ ફાવતી નહિ. પોતાની આજ્ઞાનું—અને તે કાલે સવારે એણે જ્યારે જાહેર કર્યું છે કે રાજસવારી નીકળવાની છે ત્યાર પછી—આમ અપમાન થાય—એ એનાથી સહન થઈ શક્યું નહિ. એના મનથી આ કામ ભસ્માંકનું હતું, એટલે એને ભસ્માંક ઉપર ગુસ્સો ચડ્યો. એની વાતો સાંભળીને તો એ ઘણી વખત મૂંઝાઈ જતો. અને છતાં બન્નેના સ્વભાવમાં કાંઈક સામ્ય હતું. તેથી જ એકબીજા તરફ બન્ને આકર્ષાતા. પણ એ આ પ્રમાણે રમત રમી જશે એ એની કલ્પના બહાર હતું. ભસ્માંક માલવાથી આવ્યો ન હોય

તો દામોદરનો હાથ—આ યોજનામાં હોવાની વિમલને ગંધ આવી.

વિમલને પોતાની બાજી હાથથી જતી લાગી. તે અત્યંત માની પુરુષ હતો. એટલે તેનાથી પરાજય સહન થતો નહિ. તેણે કાંઈક ઉતાવળે અવાજે કહ્યું: 'કુમાર! તમારે હું કહું છું તેમ કરવાનું છે. કાલે રાજસવારી નીકળશે જ—'

મૂળરાજનું કુમળું મોં વધારે ખિન્ન થઈ ગયું. છતાં તેણે એટલી જ શાંતિથી ફરીને વિમલમંત્રીને પૂછ્યું: 'હું ચૌલુક્યનું સંતાન છું?'

રાજકુમારના મનમાં ભસ્માંકે મૂકેલી આ ઉત્કૃષ્ટ ભાવના અત્યારે વિમલમંત્રીને અધીર બનાવી રહી. દામોદરને વધારે આનંદ થયો. ભીમદેવને કુમારની વાતોમાં રસ પડયો હોય તેમ લાગ્યું.

'હા, તમે ચૌલુક્ય છો.'

'અણિશુદ્ધ?'

'અણિશુદ્ધ. હા; કેમ છે?'

'રઘુવંશના રાજાઓ થઈ ગયા તેવા અણિશુદ્ધ?'

'હા; તેવા અણિશુદ્ધ. પણ એનું અત્યારે શું છે? આ બધું તમને કોણે કહ્યું છે?'

'એ તો ભસ્માંકદેવે કહેલી આ વાતો છે—પણ તમે કહો છો તેમ હું અણિશુદ્ધ ચૌલુક્ય હોઉં તો—હું પિતાની અનિચ્છા છતાં રાજસવારીમાં નહિ ચડું.'

'કેમ?'

'મંત્રીરાજ! મને આ રાજસિંહાસન કોઈ દિવસ રુચ્યું જ નથી. મને રાત ને દિવસ, પ્રભાતે ને સંધ્યાએ,

બપોરે ને મધરાતે, જાણે એક અવાજ સંભળાયા કરે છે. કોઈ—કોઈ શું?—જાણે મારી મા પોતે જ—મને કહી રહી છે કે તું આંહીં આવતો રહે—આંહીં આવતો રહે. મને આ પૃથ્વીનો મોહ નથી. ને પિતાની સત્તા લેવાનો ચૌલુક્યોમાં મોહ હોતો નથી.'

વયના પ્રમાણમાં ઘણું વધારે જ્ઞાન દર્શાવનારું, આ વાક્ય વિમલ આશ્ચર્યથી સાંભળી રહ્યો, પણ તેણે શ્રીને તો હલાવી દીધી.

કોઈ અદૃશ્ય આકર્ષણથી ખેંચાઈ હોય તેમ તે રાજકુમારની પાસે ખેંચાઈ ગઈ. તેણે તેનું મસ્તક પોતાના માંસલ બાહુથી છાતીમાં સમાવી દીધું. તેની આંખ ભીની થઈ ગઈ. એક ઘડીભર તો તે વિમલ સામે જોઈ રહી: પછી બોલી: 'તમને આજે શિલ્પી ગણધરે શું કહ્યું હતું તે ખબર છે?'

'શું?'

'કેમ? એણે ન કહ્યું કે તમે એવી પ્રતિમાઓ સરજાવો કે જેમની સમક્ષ ઊભા રહેતાં દુશ્મનોની તલવાર હાથમાંથી પડી જાય. ગણધરનાં એ વાક્યો તમને યાદ રહ્યાં છે? એવી પ્રતિમાઓ સરજાવવી હોય તો—ગણધર આ પ્રતિમાની વાત કરી રહ્યો હતો—આ—' શ્રીએ અત્યંત વાત્સલ્યથી રાજકુમારનું માથું ફરી પોતાની છાતીમાં સમાવી દીધું.

મંત્રીશ્વર વિમલનું હૃદય કુમારના શબ્દે નમ્ર થયું હતું તે વધુ મૃદુ બની ગયું. તેને લાગ્યું કે આવતી કાલે જે થવાનું હશે તે થઈ રહેશે પણ આ ફૂલને એની ઇચ્છા વિરુદ્ધ કોઇ કામમાં ખેંચવું યોગ્ય નથી. તે રાજકુમાર તરફ

એક ડગલું આગળ વધ્યો. તેણે રાજકુમારનો હાથ હાથમાં લઇને કહ્યું: 'કુમાર ! આપને સવારીમાં ચડવું ન હોય તો મારાથી તમને કાંઈ ન કહી શકાય.'

રાજા ભીમદેવે ત્યાં ઊભાં ઊભાં જ રાજકુમારને નિહાળ્યો. અત્યાર સુધી તેણે પોતાની વાણી ઉપર સંયમ રાખ્યો હતો, છતાં હવે જ્યારે એ બોલ્યો ત્યારે એમાં એક પ્રકારની અદૃશ્ય ધ્રૂજારી આવી ગઈ: 'પણ મૂલરાજકુમાર ! મારી ઇચ્છા છે, હું એમ ઇચ્છું છું, કે કાલે સવારે તમે પાટણમાં રાજસવારી કાઢો. એટલું નહિ કરો તો મારું દિલ દુભાશે.'

મૂલરાજદેવે કહ્યું: 'મહારાજની એવી ઇચ્છા હોય તો ભલે તેમ થાઓ—પણ એક શરતે, મહારાજ !'

'શી ?'

કુમારે દામોદર સામે જોયું. વિમલમંત્રી કુમાર શું ઇચ્છી રહ્યો છે તે કળી ગયો હતો. તેણે તેની નજર ચુકાવી. 'કે મહારાજે પોતે કાલે પાટણમાં પ્રવેશ કરવો ને—' પછી કુમાર બોલી શક્યો નહિ. એક તરફથી વિમલ ને બીજી તરફથી ભીમદેવ બન્ને મૂલરાજદેવને આશ્ચર્યથી નિહાળી રહ્યા. મહાન મુત્સદ્દીઓ જે લાવવા મથી રહ્યા હતા તે આ બાળકે, પોતાના નિખાલસ પ્રેમમાં અત્યારે તો જાણે કે સિદ્ધ કરી બતાવ્યું હોય તેમ લાગતું હતું.

પણ દામોદર વ્યવહાર કુશળ હતો. તે સમજી ગયો કે અત્યારે રાજા અને મંત્રી સમાધાનમાર્ગ સ્વીકારતા લાગે છે ખરા પણ આ તાત્કાલિક સમાધાન ટકાઉ નહિ નીવડે. વળી એની એવી ઇચ્છા પણ ન હતી કે રાજા તથા મંત્રી સમાધાન સ્વીકારે.

એનું ધ્યેય તો વિમલને એના પોતાના જ સ્વેચ્છાથી સ્વીકારેલા દેશત્યાગ તરફ દોરી જવાનું હતું. તેણે હાથ જોડીને કહ્યું:

'મહારાજ! મારી પણ એક વિનતી છે. મહારાજે પાટણપ્રવેશ એવે સમયે કરવો કે જે સમય કોઈ પરદેશી પરિસ્થિતિ સાથે સંગત હોય. ભરમાંકદેવ માલવસમાચાર લાવે ત્યારે એ વધારે યોગ્ય દેખાશે કેમ મંત્રીશ્વર? હમણાં તો નહિ જ.'

વિમલ દામોદરની નેમ કળી શકયો નહિ. એને તો પોતાનું ગૌરવ સચવાતું લાગ્યું: 'હા તો કેટલીક શંકા—કુશંકા ન જન્મે. પણ ભરમાંકદેવ હજી આવ્યા નથી?'

'ના' દામોદરે કહ્યું. 'ત્યારે તો તું કહે છે તે સમય ક્યારે આવશે દામોદર?' મહારાજ ભીમદેવે પૂછ્યું.

'એ હું તમને પ્રથમ જણાવીશ—' દામોદર બોલ્યો. 'મહારાજ! હું તો અત્યારે મંત્રીશ્વરને એક અગત્યના સમાચાર જ દેવા આવ્યો હતો. પાટણની રજેરજ હકીકત માલવામાં પહોંચી જતી હોય તેમ લાગે છે!'

'કોણ પહોંચાડે છે?' વિમલે ઉતાવળે પૂછયું.

'મંત્રીશ્વર! મારે આપને એ જ કહેવાનું છે. મહારાજનો પાટણપ્રવેશ એવી રીતે થવો જોઈએ કે દુશ્મનોની છાતી બેસી જાય. એ સમાચાર પણ માલવા જશે. અને કુદરતી રીતે માલવરાજ વિચારમાં પડી જશે!'

'તો ભલે; તક જોઈને પછી એ પ્રમાણે કરીએ.'

દામોદરે સૌને જરા સ્વસ્થ થતા જોઈ દેશપરદેશના સમાચાર આપવાની શરૂઆત કરી. મંત્રીશ્વરને તો એ દ્વારા પણ પાટણ બહાર કાઢવાની એની નેમ હતી. થોડીવારમાં

સૌ બેઠા, ચોકીદાર મંડળ વેરાયું, ને શ્રી મૂલરાજદેવને જરાક પ્રાસાદમાં લઈ ગઈ, કે તરત દામોદરે કહ્યું: ' મંત્રીશ્વર! મને ભસ્માંકદેવે મોકલેલા સમાચાર ગંભીર છે.'

'શું છે?'

'ભોજરાજ પાટણ ઉપર આવવાનો વિચાર કરે છે.'

'કરવા દો—' વિમલે કહ્યું: 'આપણે એનું હમણાં શું? ભય આવશે ત્યારે જોવાશે.'

'ને ધંધૂકરાજ—એનું શું? મહારાજ! આપ આજ્ઞા આપો તો હું ને બાલુકરાય જઈએ!'

'ક્યાં?' વિમલે પૂછ્યું. તેનો રણોત્સાહી સ્વભાવ દામોદરથી અજાણ્યો ન હતો.

'ધંધૂકરાજ ઉપર!'

'ત્યાં તમે જઈને શું કરવાના? ત્યાં તો મહારાજ પોતે જ જશે!' વિમલ બોલ્યો.

દામોદર વિમલની સામે જોઈ રહ્યો. પછી તેણે ધીમેથી કહ્યું: 'મંત્રીશ્વર! પાટણને પૃથ્વી ઉપર રહેવું હશે તો મારે માલવા જવું પડશે ને તમારે આબુ જવું પડશે!'

'કેમ?' વિમલે પૂછ્યું. દામોદરે પોતે પણ જવાની વાત કરી એટલે વિમલને જરા આશ્ચર્ય થયું.

'મંત્રીશ્વર! જ્યાં સુધી માલવા છે ત્યાં સુધી પાટણની કોઈ ગણના નથી. એ માલવાને જીતવાનું કામ તમારું નથી. એ કામ મારું છે' દામોદરે હિમ્મતથી કહ્યું. મંત્રી ઉશ્કેરાયો.

'એમ?'

'ન માનતા હો તો પૂછો મહારાજને!' દામોદરે

ભીમદેવને કાંઈક કહેવું પડે એવી સ્થિતિમાં મૂકચો. તે પહેલી વખત બોલ્યોઃ 'એ વાત સાચી છે વિમલ! માલવાને કોઈ જીતશે તો દામોદર જ જીતશે!'

'થયું ત્યારે; મહારાજ! જો દામોદર માલવા જીતે તો આપણે ધંધૂકરાજને જીતવો!'

દામોદરે વિમલના વચનનો તરત લાભ લીધોઃ 'મારે માલવા જીતી દેવું!'

'તો મારે ધંધૂકને વશ કરવો!'

દામોદરે મહારાજ તરફ દૃષ્ટિ કરી. ભીમદેવ બોલ્યોઃ 'એ તો દામોદર! પછી નિશ્ચય થશે. તું બરાબર સમય આપજે ને!'

એટલામાં મહારાજનો ગજરાજ આવવાના સમાચાર લઈને સિંહનાદ આવ્યો. મહારાજ ઉઠયા.

મોડી રાતે મહારાજ ભીમદેવને રાજગજેન્દ્ર ઉપર મૂલરાજકુમાર ને દામોદર સાથે મંત્રીશ્વરને ત્યાંથી નીકળતા જોઈ પાટણમાં કર્ણોપકર્ણ વાતો ચાલી કે પાટણ ઉપર કાંઈક આપત્તિ આવે છે.

—ને એ વાતને સમર્થન મળતું હોય તેમ એક સાદ પડી રહ્યો હતોઃ 'કાલે મહારાજકુમારની સવારી બંધ રહેશે—સાદ સાંભળજો—'

## ૨૮. પ્રતાપદેવી

કાર્તિકસ્વામીને મૂળરાજકુમાર સાથે આપણે છેલ્લો જોયો હતો. મૂળરાજકુમારને તેડવા મોકલેલ સિંહનાદ એને રસ્તામાં મળ્યો એટલે એનું હવે પાટણમાં ખરી રીતે કામ ન હતું. તેણે દામોદરના કહેવા પ્રમાણે તુરત નીકળવાનું હતું.

પણ હજી એને એક ઇચ્છા રહી ગઈ હતી. જો પ્રતાપદેવી ફરી મળી જાય તો એને સાઢાનો પત્ર આપીને કાંઈક નવીન હકીકત મેળવી લેવાની એના મનમાં તૃષ્ણા રહી ગઈ હતી. દામોદર કહે એટલું જ કામ કરવામાં એને પોતાની બુદ્ધિનો સાચો ઉપયોગ થતો લાગ્યો નહિ. એની ધારણા હતી કે હજી એને કોઈ પાટણમાં ઓળખી શક્યું નથી.

મોડેથી એ વિમલમંત્રીના પ્રાસાદ તરફથી પાછો ફરીને રસ્તે એકલો ચાલ્યો આવતો હતો, એટલામાં એને લાગ્યું કે એની પાછળ પણ કોઈ આવી રહ્યું હતું.

તેણે પાછા ફરીને એકબે વખત જોયું. આવનાર બાઈ માણસ છે એ જોઈને એને આશ્ચર્ય થયું. પણ વધુ આશ્ચર્ય તો ત્યારે થયું કે જ્યારે એ બાઈમાણસે એને એકબે વખત બોલાવ્યો. તે ચાલતો અટકી ગયો.

'કોણ? કોણ છો તમે?'

'મને ન ઓળખી?' એમ બોલતી પ્રતાપદેવી જ છેક તેની નજીક આવી. કાર્તિકસ્વામીએ એને ઓળખી. એને લાગ્યું કે એ એના ઉપર દેખરેખ રાખી રહી છે. તે તરત સાવધ બની ગયો. એને એક વસ્તુ હવે સમજાણી. પ્રતાપદેવીની મોહિની અદ્ભુત હતી. અને રાત્રિને લીધે અત્યારે પ્રતાપદેવીનું રૂપ વધુ આકર્ષક બન્યું હતું.

'કેમ? હું તમને નથી ઓળખતો!'

જવાબમાં પ્રતાપદેવી મીઠું હસી પડી: 'અરે ભુલકણા નહિ તો? મેં તમને જોયા છે ને?'

'ક્યાં? ક્યાં જોયા છે?'

'ક્યાં તે ભૂલી ગયા? ચૌલાદેવીને ત્યાં તમે આજે નહિ ગયેલા?'

'પણ તમારે મારું શું કામ હતું?'

પ્રતાપદેવી તેની વધુ નજીક સરી. તેનો રૂપાળો ચહેરો કોઈ પણ માણસની આટલો નજીક આવે એ વસ્તુસ્થિતિ જ મગજ ફેરવવા માટે બસ હતી. તેમાં પાછો એણે ધારેલો શૃંગારવેષ મદ્યનું કામ કરે તેવો હતો. કાર્તિકસ્વામીને લુંઢની પરવશતા યાદ આવી.

'મારે તમને એક સંદેશો આપવાનો હતો. હું તમને જ શોધી રહી હતી—'

'મને? કોનો છે?'

'કેમ? તમને મહારાણી ઉદયમતીની કૃપા ગમતી નથી?'

કાર્તિકસ્વામીને આ વાત સામાન્ય લાગી કે રાણી પોતાની પાસે માણસોની ભરતી કરી રહી હોય ને પોતે આવતાં

વંત આંહીં ઉપયોગી જણાવા લાગ્યો હોય. પણ તેને પ્રતાપદેવી ઉપર તુરત વિશ્વાસ બેઠો નહિ. તેણે પોતાની રમત બરાબર રમવાનો નિશ્ચય કર્યો.

'મહારાણીબાને મળવાનો મને પ્રસંગ મળ્યો નથી—'

'એ ખરું. પણ પ્રસંગ મળે તો તમને એ ન ગમે એવું કાંઈ છે? તમને મહારાણીબા અત્યારે જ યાદ કરી રહ્યાં હતાં!'

'શા માટે?'

'તે કાંઈ આંહીં કહેવાતું હોય? તમે મારી સાથે ચાલો તો તમને હું ત્યાં લઈ ચાલું. મને તમે ન ઓળખતા હો, તો હું મહારાણીબાની તાંબૂલવાહિની છું. મારું નામ પ્રતાપદેવી.'

'હેં! તમારું જ નામ પ્રતાપદેવી?'

'હા, કેમ આશ્ચર્ય બતાવી રહ્યા છો?'

'એ તો એક ઉતાવળા ઘોડેસવારે આજે એક પત્ર ખોઈ નાખ્યો તે મારા હાથમાં આવી ચડયો, ત્યારથી હું એ પત્ર જેના પર છે તેના નામની કલ્પનાની મીઠાશ અનુભવી રહ્યો હતો. અત્યારે મેં તમને પ્રત્યક્ષ જોયા. આ રહ્યો એ પત્ર. છે તમારો, પણ કોનો છે એ મને ખબર નથી.' કાર્તિકસ્વામીએ પેલો પત્ર આગળ ધર્યો. પ્રતાપદેવીએ ઝડપથી પત્ર ખેંચી લીધો. એની અધીરતાએ એની જાતને વ્યક્ત કરી દીધી છે એનું એને ભાન ન રહ્યું. કાર્તિકસ્વામીને દામોદરે કહ્યું હતું તે સાચું લાગ્યું. પ્રેમની મસ્તીમાં પડેલ આ યુગલને રાજદ્વારી હેતુસર સહેવો પડતો વિરહ અસહ્ય લાગતો હશે. અચાનક જ કાર્તિકસ્વામીના અંતરમાં અજવાળું થઈ

ગયું. ત્યારે તો આ દાસી શી રીતે સાઢા પાટણ ઉપર વિજય કરે એની ભૂમિકા ઘડી રહી હશે. દામોદરે એને નકુલ મોકલવાનો કહેલો હેતુ વધારે સ્પષ્ટ થયો.

પ્રતાપદેવીએ પત્ર લઈ લીધો. પણ તેની પાસે વાંચવાનું કાંઈ સાધન ન હતું.

'કોનો છે, ખબર છે?' તેણે કાંઈક સ્વસ્થ થતાં જ પૂછ્યું.

'ના.'

'તમને કોણે આપ્યો?'

'મેં તમને ન કહ્યું કે કોઈ અધીરા ઘોડેસવારે રેશમી કોથળી ગુમાવી તે મને મળી ગઈ? તેમાં આ પત્ર હતો. ઉપરનું નામ વાંચી તે નામ ધારણ કરનારનું સૌન્દર્ય હું કલ્પનામાં માણી રહ્યો હતો. કલ્પના કરતાં પ્રત્યક્ષદર્શન આટલું વધારે મનોહારી હશે એ મને ખ્યાલ નહિ.' કાર્તિકસ્વામીએ પ્રતાપદેવીની છાયામાં જરા કવિત્વનો આશ્રય લીધો. સવારવાળા ઘોડેસવારના નશીબથી તે અજ્ઞાત લાગી.

'પણ એ ઘોડેસવાર ક્યાં ગયો? તમારી ભાષા ઉપરથી તો તમે પણ અવંતીમાં સરસ્વતીકંઠાભરણનો પ્રકાશ જોયો લાગે છે!'

કાર્તિકસ્વામીએ નાક ઉપર આંગળી મૂકીઃ 'બોલતાં નહિ—આંહીં તો ભીંતને પણ કાન છે. હું પણ મૂળ તો અવંતીનો જ છું. ઘોડેસવારની તમે વાત કરી, પણ મેં એને જોયો જ નથી, એટલે કેમ કાંઈ કહી શકું?'

'તમે પણ અવંતીના છો?' પ્રતાપદેવીએ દેખાવ કર્યો, જાણે વિશ્વાસથી બોલતી હોય એવો.

'કવિ *ધનપાલની 'તિલકમંજરી'ની પ્રતો ઉતારી ઉતારીને આ હાથ પાવન તો થયા છે!'

'ખરેખર?'

'નથી માનતાં?' કાર્તિકસ્વામીએ પોતે પ્રતાપદેવીના સંપૂર્ણ મોહમાં હોય એવો દેખાવ કર્યો. 'માલવરાજની વારાંગનાઓની ચરણરજ ઉપાડ્યા સિવાય કોઈ એવા ગ્રંથની પ્રત ઉતારવાનો અધિકાર પણ ધરાવી શકે ખરો? મેં જે ધારામાં જોયું છે એ જોયા પછી પૃથ્વીનાં બીજાં શહેરોનું પર્યટન નિરર્થક ભ્રમણ જેવું લાગે છે!'

'તમે અવંતીના હો તો વધુ સારું. તમને મહારાણીબા શા માટે યાદ કરે છે એ ખબર છે?'

'હજી તમે કહ્યું નથી. અને જ્યોતિષનું મારું જ્ઞાન વખાણવા જેવું તો નથી જ.'

'પણ તમે હેતુ તો કળી ગયા હશો.'

'ના; હજી મેં રાજદ્વારી વિષયનો એકડો પણ ઘૂંટ્યો નથી, એટલે હેતુ પણ કળી શક્યો નથી.'

'મહારાણીબાએ મને એમ કહ્યું કે જો કોઈ એવો નવો આગંતુક હોય જે વિચક્ષણ ને પરાક્રમી હોય, તો આપણે એને એક કામ સોંપવું છે. સરત એટલી કે એનામાં આગળ આવવાની શક્તિ જોઈએ.'

'મારામાં એવી શક્તિ લાગે છે?'

'મેં તમને ત્યાં એકએ વખત જોયા ત્યારથી જ લાગ્યું કે તમે પાટણમાં કાંઈક કામ શોધો છો. તમારા ચહેરા-

* ભોજના રાજદરબારનો મહાકવિ. તેની એક કૃતિ—'તિલકમંજરી'.

એ વિદ્વત્તા બતાવી. હાથપગે ત્વરિત કાર્યશક્તિ બતાવી. એટલે હું તમારી પાછળ ફરી. તમને ત્યાં ચૌલાદેવીને ત્યાં જતા જોયા. મહારાણીબાને વાત કરી. એમણે કહ્યું, એમને જ તેડી લાવ. તમારું નામ તો હજી પણ મારી જાણમાં નથી. મહારાણીબાની કૃપા તમારા ઉપર ઊતરે એથી તમારો ભવિષ્યનો માર્ગ સરળ બને છે. તમારું નામ ?'

'કાર્તિક.'

'ઠીક ત્યારે, કાર્તિકરાજ ! મહારાણીબાની પાસે વિશ્વાસથી રહેનારા ઘણાનો ઉદ્ધાર થયો છે,' રાજ શબ્દે કાર્તિકસ્વામીને લુંઢરાજની યાદ તાજી કરી.

'હું મહારાણીબાને મળું—જો તમે ઇચ્છો તો.'

પ્રતાપદેવીએ ધીમેથી વિશ્વાસભરેલી રીતે કહ્યું : 'મળશો તો તમારું કામ થશે. પણ તમારે રાજદ્વારી એકડો ઘૂંટવો હોય તો એક પક્ષ સ્વીકારવો પડશે. ચૌલાદેવી કરતાં મહારાણીનો પક્ષ ખોટો નથી.' પ્રતાપદેવીએ સ્પષ્ટ વાત કહી નાખી, એટલે કાર્તિકસ્વામીને મહારાણીની વાત જાણવાનું મન થઈ આવ્યું.

મહારાણીની શી વાત હશે એ જાણવાનું કુતૂહલ પ્રગટ થયું એટલે એ પ્રતાપદેવી સાથે જવા તત્પર થયો. તેને લાગ્યું કે મહારાણી તેને હાથમાં લેવા માગે છે. તે એની વાત જાણી લઈને પછી ગમે તે કરવા સ્વતંત્ર રહેશે.

કાર્તિકસ્વામી ને પ્રતાપદેવી મહારાણી ઉદયમતીને મળવા ગયાં. કાર્તિકસ્વામીએ જોયું કે માત્ર પોતાની મુદ્રા જ બતાવીને પ્રતાપદેવી કોઈની પણ રોકટોકમાંથી મુક્ત થઈ શકતી હતી. તેઓ રાજગઢમાં પહોંચ્યાં ત્યારે ત્યાં પણ મહા-

રાજના આજના વ્યવહારની જ ચર્ચા ચાલી રહી હતી. કાર્તિક-સ્વામીને છેક છેલ્લા ખંડમાં દાદર પાસે ઊભો રાખી પ્રતાપદેવી પહેલાં અંદર ગઈ. પણ જેવી તે ગઈ કે તરત જ કાર્તિક-સ્વામીએ ઝડપથી એની પછવાડે જ ચાલતી પકડી. પ્રતાપ-દેવીના છેલ્લા શબ્દો એના કાને અથડાઈ ગયા :

'મેં તમને કહ્યું હતું, મહારાણીબા ! તે માણસ આવ્યો છે. દામોદર મહેતા એને નડૂલ મોકલવા માગે છે!'

કાર્તિકસ્વામી ચોંકી ગયો. ઓતત્તારીની—આ તો પંખિણીને એની વાતની ગંધ આવી છે. તેણે ઝડપથી નિશ્ચય કરી બે ડગલાં પાછળ લીધાં. પણ એ છળી ગયો હોય તેમ ધ્રૂજી ઊઠ્યો. એની સામે કોઈ એક ભયંકર કાપા-લિક ઊભો હતો. એના ગળાની ખોપરીની માળા માણસને જીવતો ઠારી નાખે એવી ભયાનક હતી. તેમાં માણસનાં લોહચામ વિનાનાં મોં મૃત્યુનું હાસ્ય હસી રહ્યાં હતાં. એની તેલસિંદૂરે સીંચેલી દેહ લોહીનીગળતા શબ જેવી લાગતી હતી. એની આંખમાં એક પ્રકારની ઝેરભરેલી મોહિની હતી.

કાર્તિકસ્વામી એને જોઈને બે ડગલાં પાછળ હટી ગયો: 'બચ્ચા, કયું ડરતે હો ! પરતાપદેવી ઈધર હય ?'

કોઈ બે સોરઠી જોદ્ધાઓ કાંઈ સમાચાર લઈને આવી રહ્યા હતા, એટલે તેમને જોઈને, કાર્તિકસ્વામી બોલ્યો: 'કેમ ? કોનું ? મહારાણીબાનું કામ છે ?' બોલતાં બોલતાં ઝડપ કરી એ ખંડમાંથી બહાર નીકળી ગયો. પોતાને જ્યાં પ્રતાપ-દેવીએ ઊભો રાખ્યો હતો, ત્યાં આવીને તેણે શ્વાસ લીધો. પણ તેને આંહીં ઊભવું એ હવે જોખમકારક લાગ્યું. સીધે રસ્તે નીચે જવું વધુ જોખમકારક લાગ્યું. દાદર પાસેના જે

ખંડમાં પોતે હતો તે ખંડના ઉઘાડા બારણામાંથી, તે ઝરૂખાને વળગી થોડી વાર નીચેના ભાગમાં છુપાઈ રહ્યો.

હજી તે ઝરૂખાને પૂરો પકડી પણ નહિ રહ્યો હોય ત્યાં પ્રતાપદેવીનો અવાજ સંભળાયો: 'આંહીં હતો ને ક્યાં જાય?'

કોઈએ—ઘણું કરીને એક સોરઠી જોદ્ધાએ—નીચે ગયેલ છે એમ કહ્યું. પ્રતાપદેવીનો ઝડપથી ઊતરવાનો અવાજ કાર્તિકસ્વામીને કાને પડ્યો. તેણે જરા ઊંચા થઈને જોયું તો ખંડમાં કોઈ ન હતું. એટલે તે તરત પાછો ખંડમાં આવી ઝડપથી સીડી ઊતરવા લાગ્યો.

પ્રતાપદેવી આગળ દોડી ગઈ હતી: હમણાં જ ઊતરેલા એ સાંઢણીસવારોની સાંઢણીઓ ત્યાં ઝુકાવેલી હતી. પછી તેને લાગ્યું કે એટલીવારમાં એ નીચે તો ન જ ઊતરે. અંદર જ હશે. એટલે એ થોડી નીચે ઊતરી તરત પાછી ફરી. એને પાછી ફરતી કાર્તિકસ્વામીએ જોઈ ને એનો જીવ તાળવે ચોંટી ગયો. પણ તે ચોરપગલે પેલી સાંઢણીની પાછળ છુપાઈ ગયો. પ્રતાપદેવીનો પાસેથી પસાર થતો ચહેરો તેણે જોયો, ને તેના આખે શરીરે કંપારી આવી ગઈ. જે મધુર રૂપ તેણે જોયું હતું—એ અત્યારે એટલું તો ખુન્નસભરેલું હતું કે કાર્તિક-સ્વામીને આ સ્ત્રી પાટણની વિનાશમૂર્તિ લાગી. એણે જેવી એને ઉપર જતાં જોઈ કે તુરત જ તેણે સાંઢણી પાછળથી નીકળી બહાર નીકળવા માટે લગભગ દોટ મૂકી. રાણીના આવાસ પાસે હમણાં અવરજવર બહુ રહેતી એટલે તેને કોઈએ ટોકચો નહિ. તે જઈ રહ્યો હતો કનસડા દરવાજા તરફ. પણ તેની નજર તો પેલા કાપાલિકના ચહેરાથી ભરાઈ ગઈ હતી. ચૌલાદેવીએ કહેલી વાતનું તેને સ્મરણ થઈ આવ્યું.

તેને લાગ્યું કે હવે એક ઘડી પણ પાટણમાં વધારે રોકાવું એ ભોંયરામાં ભંડારાઈ જવા જેવું છે. તેને વિચાર તો અનેક આવી ગયા. તેને દામોદરની પડખે પડખે જ ફૂદવા જેવું પાટણનું ક્ષેત્ર જણાયું. પાટણમાં ગમે તે પળે જળી ઊઠે એવી આગની સામગ્રી ભેગી થયેલી છે, એની એને ખાતરી થઈ ગઇ. અત્યારે તો હવે પોતાના મુકામ ઉપર જવું એ પણ એને ભયજનક જણાયું. ઘોડા વિના જ ચલાવી લેવાની એને ઇચ્છા થઈ આવી, અને પ્રતાપદેવીએ ઉત્પન્ન કરેલી નવી પરિસ્થિતિમાં એ યોગ્ય પણ લાગ્યું. ઘોડા ઉપરની એની મુસાફરીમાં હવે તો ભય ઝઝૂમી રહ્યો હતો. તે કનસડા દરવાજા તરફ ગયો. ત્યાં બહાર કાલિકાનું મંદિર હતું ને રાતની રાત ત્યાં ગાળી તેનો વિચાર વહેલી સવારે વેષપલટો કરી રવાના થઈ જવાનો હતો.

દરવાજા પાસે પહોંચતાં તેને દરવાને ટોકયો. કાર્તિકસ્વામીએ અનુમાનથી વાત ફેંકીઃ 'મહારાણીબાએ મોકલેલ છે.'

'શું કરવા?'

'કાપાલિક મહારાજની એક ચીજ લાવવી છે!'

'મુદ્રા? મુદ્રા ક્યાં?'

કાર્તિકસ્વામીએ તત્કાલ દામોદરે આપેલી પ્રતાપદેવીની મુદ્રા બતાવી. તેને ભારે આશ્ચર્ય થયું. દરવાને કાંઈ પણ બોલ્યા વિના ડોકાબારી ઉઘાડી આપી ને બહાર અંધારામાં કાર્તિકસ્વામી એકલો જઈને ઊભો રહ્યો.

એ અંધારું એને ભયંકર આકર્ષણથી ભરેલ પ્રતાપદેવીના પ્રતીક સમું ભાસ્યું.

## ૨૯ જૂનાગઢનો રા'

થોડા દિવસ પછી જૂનાગઢનો રા' નવઘણ આવ્યો. દામોદરે એના આવવાના સમાચાર સાંભળીને અને એની સાથે આવતા સૈન્યની વાત સાંભળીને બાલુકરાયને ખાનગીમાં ચેતાવી દીધો હતો. બાલુકરાય તૈયાર જ હતો.

રા' ક્યારે આવ્યો એ કોઈને ખબર ન પડી. તે રાતમાં આવીને દુર્લભસરોવરને કિનારે મુકામ નાખી પડ્યો. તેની સાથે બે હજાર ઘોડું છે એમ દામોદરે સાંભળ્યું હતું. રા' આવ્યો છે એ સમાચાર મળતાં દામોદર એને મળવા ઊપડ્યો. રા' બહુ માની ને આગ્રહી પુરુષ હતો. જે બોલતો તે કરતો. જે બોલાઈ જતું તે પણ કરતો. એની ટેકને કાળનું કે પરિસ્થિતિનું બંધન ન હતું. એનામાં ગિરનારના કાળમીંઢ પથ્થર જેવું વજ્જર હૃદય હતું, અને શિલાજીત ઝરે તેમ એના હૃદયમાંથી સ્નેહ ઝરતો. પોતાની પૌત્રી ઉદયમતી * દુઃખી થાય એ એનાથી સહન થઈ શક્યું નહિ.

* ખંગાર સુતયા—ઉદયમતી રા'ખેંગારની પુત્રી. આ ખેંગાર પહેલો. સિદ્ધરાજ સાથે લડનાર બીજો. નવઘણ—રા' ખેંગાર—નવઘણ—રા'ખેંગાર એમ ક્રમ છે.

સોમનાથ પાસે મહારાજ ભીમદેવની પડખે એ લડ્યો હતો. મહારાજ પ્રત્યે એને માન હતું. એ શૂરવીર હતોઃ એકવચની હતો, ટેકીલો હતો, આગ્રહી હતો, રણોત્સાહી હતો; પણ ભોળો અને કાંઈક અધિક અંશે તલવારી હતો. દામોદર એને મળતા પહેલાં જ વિચાર કરી રહ્યો હતો કે વિમલ—ઉદયમતી—અને રા' એમ ત્રિપુટી મળી મહારાજની સત્તાને અવમાને એ થવું ન જોઈએ. એણે એ ત્રણેને છૂટાં પાડવાનો નિશ્ચય કર્યો હતો. તેમજ રા' પાટણમાં સૈન્ય સાથે ન પેસે—એ પણ એને જોવાનું હતું.

આયુષને બહાર ઉભો રાખી દામોદર નવઘણને મળવા ગયો. દામોદરે તો મોટું સૈન્ય જોવાની આશા રાખી હતી, પણ રા'ની સાથે સોદોઢસો ઘોડેસ્વારો જ લાગ્યા. દામોદર રા'ના પટમંડપમાં ગયો. એક સુંદર રેશમી ચાકળો બિછાવેલા ઢોલિયા ઉપર રા' બેઠો હતો. તે આધેડ ઉપરની વયનો પણ મજબૂત બાંધાનો આદમી હતો. તેના કપાળમાં શંકરની નિઃસીમ ભક્તિ દેખાડનારું ત્રિપુંડ્ર શોભી રહ્યું હતું. તેનું વિશાળ ભાલ, તેજસ્વી પણ કરડી, ભલી ને ખુન્નસભરેલી આંખ, અત્યંત રૂપાળું સીધું નાક, પાતળા ઘાટીલા પણ આગ્રહી હોઠ, ભરાઉ મૂછો ને વજનદાર ઘાટી એવી દાઢી, સઘળાંને લીધે એનો દેખાવ ભવ્ય લાગતો હતો. તેના પગ પાસે લાંબી ભયંકર તલવાર પડી હતી. છેટેથી જાણે શંકરનો ગણ બેઠો હોય એવો એ દેખાયો. દામોદરને તેણે જોયો ને તે ઢોલિયા ઉપરથી એને મળવા બેઠો થયો. તેના હાથમાં રુદ્રાક્ષનો બેરખો લટકી રહ્યોઃ 'અરે, આવો આવો, મહેતા, આવો. તમે તો ભાઈ હવે બહુ મોંઘા થયા છો!'

દામોદર ને રા' પ્રેમથી ભેટી પડયા. રા'એ તેનો વાંસો દાબતાં કહ્યું: 'તમારું તો ડીંડવાણું ભારે, ભાઈ! આ મને ગલઢે ગઢપણ લાંબો કર્યો! બેસો, બેસો, આવો.'

દામોદર તેનાથી છુટ્ટો થઈ તેના આકર્ષક ઊંચા દેહને નિહાળતો પાસે બેઠો. 'કેમ બોલો, શા સમાચાર છે, મહેતા?'

દામોદરે મીઠો ઉપાલંભ તૈયાર રાખ્યો હતો: 'આમ અમારી આબરૂ લેવાય, બાપુ? રાતે આવી ગયા ને કહેવ-રાવ્યું પણ નહિ?'

'ઘેર આવવાનું છે એમાં કીધું શું કે'વરાવવું'તું? બોલો, શું કરે છે ઉદ્દેમતી ને સૌ?'

'મજામાં છે સૌ. તમે આવવાના છો એ સાંભળીને આખું પાટણ તો બાપુ! ઊંચુંનીચું થઈ ગયું છે. ને તમે આમ ગુપચુપ પેસી ગયા. બાલુકરાય તો કે' હું સામો લેવા જાઉં!'

રા' સમજ્યો. એ પણ જમાનાનો વિનોદી માણસ હતો: 'ત્યારે આવવા દેવા'તાને ભા! મનેય એમને ભેટવાનો લહાવો મળત!'

દામોદર તેની દ્વિઅર્થી વ્યંગવાણી ગળી ગયો: 'ક્યાં છે મકવાણાજી ને આખો સરંજામ ને લાવલશ્કર? કેમ કોઈ દેખાતું નથી?'

'મકવાણાજી જરાક આંટો મારવા ગયા છે. ને સરં-જામ તો આંહીં તમારી પાછળ જંગલમાં પડયો છે, ભા!'

'મહારાજનો હુકમ છે કે મકવાણાજીનો કે સોરઠ-પતિનો એક પણ માણસ અગવડ અનુભવે ને એને પાટણમાં કાંઈ લેવા આવવું પડે એવું રહેવા દેશો મા!'

'એ તો હોય જ ના, ભા! તમે સંભાળ નહિ લ્યો તો કોણ લેશે?'

પણ દામોદરના પેટમાં ટાઢો શેરડો પડ્યો હતો. તેણે પાટણમાં રા'ને ન પેસવા દેવાનો નિશ્ચય કર્યો. રા'એ લશ્કરી દૃષ્ટિએ ઘણું મહત્ત્વનું સ્થાન રોકી લીધું હતું.

'દેવી ઉદયમતીને મળવા જશું ના, બાપુ?'

'મહારાજને મળ્યા પછી.' રા'એ કહ્યું.

'મહારાજને નથી મળ્યા?'

'ના, મહારાજને કહેવરાવ્યું છે. મહારાજ પૂજામાં બેઠા હતા. એટલે પરવારીને હમણાં બોલાવશે.'

એટલામાં સામેથી કેસર મકવાણો આવતો દેખાયો. એની છટા ને રંગ અનોખું આકર્ષણ જમાવતાં હતાં. દામોદર એને જોઈને બે ડગલાં સામે ચાલ્યો: 'મકવાણાજી! વચન પાળ્યું ખરું. મહારાજ તમને તો યાદ કરી રહ્યા છે!'

'કેમ? છે એવું કાંઈ?' કેસરે પૂછ્યું.

'મહારાજને સિંધુપતિનું આમંત્રણ છે ના? તમે જ લાવ્યા છો ને? એટલે કાંઈ ગયા વિના છૂટકો છે? તમે છો, બાપુ છે, મંત્રીશ્વર છે, સૌનો સાથ શોભશે ભારે. ને સિંધુપતિને પણ પાટણની જાણ થશે!' દામોદર બોલ્યો, ને રા' નવઘણ સામે એનું મન જાણવા જોઈ રહ્યો.

'એ તો ઠીક, મહેતા! સિંધુપતિની વાત અમારે કાંઈ નવી નથી—પણ આ તમારું ડીંડવાણું ભારે, ભાઈ! મહારાજને પણ આ શું ઘેલું લાગ્યું છે?' નવઘણે કહ્યું.

'બાપુ! એ તો રાજહઠ છે. પણ તમે આવ્યા છો એટલે હવે બધું સરખું ઊતરશે. તમે રાજદરબારમાં આવશો,

સૌને મળશો ને દેવી સાથે વાતચીત કરશો—ત્યાં વગર-હરકતે બધું સરખું થઈ જાશે.'

'એનો તો મને મનમાં કાંઈ ઉતપાત નથી. તમે છો, મકવાણા છે, પણ જેવી આંહીં તમારે કાળી કજેળાટી બોલે છે એવી અમારે ત્યાં પણ છે. સૌ સંઘમાં હાલી નીકળ્યાં છે. ઢોરઢાંખર, માણસ, બધુંય સંઘ ભણી વળ્યું છે. ને એવે કજેળાટી ટાણે મારે આંહીં દી ગાળવા પડે એનું મને બહુ લાગે છે. મારેય પાછો ભગવાન સોમનાથને જવાબ દેવાનો છે. જે રુદ્રનાથ!' રા'એ રુદ્રાક્ષનો બેરખો ફેરવવો શરૂ કરી દીધો.

'પણ બાપુ! મારી એક વાત માનશો?' કેસરદેવે નવઘણને કહ્યું.

'શું?'

'આ મને તો લાગે છે, બીજી બધી વાત મૂકીને હમણાં સિંધની જ ખબર કાઢોને!'

'તે ય વખત આવે છે ને, બાપલા! આપણે ક્યાં એ નવી નવાઈની વાત છે? તમે તો સંધ ખૂંદી વળ્યા છો!'

'ને બીજું મને લાગે છે, બાપુ! કે મહારાજની વાત બરાબર છે. ચૌલાદેવી પ્રત્યે મહારાજને જે આકર્ષણ છે તે બરાબર છે!'

દામોદર આશ્ચર્યથી મકવાણા સામે જોઈ રહ્યો. મકવાણાએ જ સિદ્ધપુરમાં મહારાજને એ શબ્દો સંભળાવ્યા હતા. આજે એનો આ વિચાર સાંભળી દામોદરને નવાઈ લાગી. રા'ના હાથમાં બેરખો ફરતો રહી ગયો.

'શું કીધું? મકવાણાજી! મહારાજની વાત બરાબર

છે એમ? એમ તો મેંય ભગવાન સોમનાથનાં રખોપાં કર્યાં છે હો. રા'ની દીકરી જો આંહીં પાટણમાં રાતે પાણીએ રુએ, અરે, તો તો રા'ના ધોળામાં ધૂળ નાખી છે ને! મકવાણાજી! હુંય સોરઠનો ધણી છું. આ બહુ થાશે નાં તો પાટણને સળગાવી દે'શ. અને દીકરીને જનોઈવઢ કરી નાખીશ—પણ ગણુકા એની શોક થાય? અરે તો તો રા'ની જણનારી લાજે—મકવાણાજી!'

રા'નો ચહેરો ત્રાંબા જેવો લાલ થઈ ગયો હતો. તેના હોઠ હજી ધ્રૂજતા હતા. ધોળી–કાળી દાઢી હાલી રહી હતી. એની એવી મુખમુદ્રા જોઈ દામોદર હેબતાઈ ગયો. પણ કેસરે જાણે કાંઈ ન હોય તેમ કહ્યું: 'એ તો તમે મારી વાત સમજ્યા નથી, બાપુ!'

'હા, તે સમજાવો ને ભા! તમે સમજાવો, લ્યો–બોલો, શું કહેવાનું છે?'

'કહું છું.અત્યારમાં એ ઘડી ઘોડી ફેરવી આવ્યો. રસ્તામાં કુમાર મૂળરાજદેવ મળી ગયા. પણ બાપુ! શી છટા છે ઘોડે-સવારીની? હું તો જોઈ જ રહ્યો. જનમ ધરીને મેં તો કોઈ રજપૂતના છોકરાને આવી છટાથી સવારી કરતો જોયો નથી. હજી જાણે આંખમાં બેસી ગયો છે. કીધું કુમાર! આવું ક્યાં શીખ્યા? તો કહે મા ચૌલાદેવીએ શિખવાડ્યું. થોડે ગયો ત્યાં ચૌલાદેવી પોતે જ મળ્યાં. જાણે આરસની પ્રતિમાને સોનેરી રજથી કોઈએ છાઈ દીધી હોય! બાપુ જો આવી નારી, સોલંકીના સિંહાસને નહિ હોય—થયું, તો પછી—બીજે તો એ ક્યાં શોભે?'

'ગાંડા થઈ જાતા નહિ ગાંડા, મકવાણાજી!' રા'

બોલ્યો: 'સિંધની સુમરીઓ જોઈ જોઈને ઘેલું તો નથી લાગ્યું ના?'

'ઘેલું તો શું બાપુ! મેં જ તે પહેલાં મહારાજને સંભળાવ્યું હતું—પણ આવી જોડી—એ તો ભગવાન સોમનાથની કૃપા હોય તો ક્યારેક દેખાય—'

'લ્યો, રાખો રાખો હવે, દામોદર! આ મકવાણા જેવાએ જ—' રા'નો શબ્દ અધૂરો રહી ગયો. ભીમદેવ મહારાજનો સંદેશો લઈને સિંહનાદ આવીને ઊભો હતો. દામોદરે કહ્યું: 'બાપુ, તમે જઈ આવો—ત્યાં હું મંત્રીશ્વરને ને દેવીને તમારા આવવાના ખબર પણ આપું!'

દામોદર બહાર નીકળ્યો ને ઘોડેસવાર થઈને પાટણ તરફ ચાલ્યો. તેણે રસ્તામાં કુમાર મૂળરાજદેવને દૂરથી ઘોડેસવારી કરતો જોયો. કેસરદેવના શબ્દો તેને સાચા લાગ્યા. પણ તેને અત્યારે તો રા' પાટણમાં પેસીને રાજગઢમાં બેસી કાંઈ કોલાહલ ન કરી બેસે એની ચિંતા હતી. એ મંત્રીશ્વરને મળવા ગયો. રા'ને બહાર રોકવાની વાત મંત્રીશ્વરને કાને નાખવાનો તેણે વિચાર કર્યો. ને તે જ વખતે રાણીને, મંત્રીશ્વરને ને રા'ને એ વસ્તુ દ્વારા જ છુટા પાડવાનો પણ તેનો સંકલ્પ બળવાન થયો.

દામોદર મંત્રીશ્વરને ત્યાં ગયો. પોતાના મંદિરમાં દર્શન કરી મંત્રીશ્વર પાછા ફરી રહ્યા હતા, ત્યાં દામોદરને આવતો જોયો. તે ઊભા રહી ગયા.

'કેમ દામોદર! અત્યારમાં?'

'રા' આવ્યો છે એટલે હું જ આવ્યો. મેં કહ્યું, ખબર તો કહી આવું. જૂનાગઢથી રા' આવ્યા છે. મકવાણાજી

પણ સાથે છે. બે હજાર ઘોડું પણ છે, ને દુર્લભસરોવરને કિનારે પડચા છે. કીધું, પ્રભુને ચેતાવું !'

'એમાં ચેતાવવાનું શું છે ? બાલુકરાયને તો તેં કહી જ રાખ્યું છે.'

'પણ રા' આવે ને ધીમેધીમે એના સૈનિકો પણ આવે ને રાજદરબારમાં ભરાઈ બેસે, એના કરતાં મહારાણીજી ત્યાં જ મળવા જાય કે રા'ને એકલાને જ આવવાનું કહેવરાવે તો ઠીક નહિ? કોને ખબર છે, કયે વખતે કોણ ચડભડી ઊઠે ?'

'એમ તો શું ચડભડે ?'

'કોને ખબર છે આ હુંશાતુંશીમાં શું ન થાય ?'

વિમલને વાત ગળે ઉતરી. તેણે એક માણસને મોકલી મહારાણીને એ પ્રમાણે સંદેશો કહેવરાવી દીધો. ને કોટપાલને બોલાવી સોરઠી સૈનિકો જથ્થાબંધ પ્રવેશે નહિ એનું ધ્યાન રાખવા કહી દીધું. દામોદર એ પછી ઘેર ગયો.

સાંજે દામોદરને મહારાણી ઉદયમતીએ તેડાવ્યો ત્યારે તેને ખબર પડી કે સોરઠી સૈનિકોના પ્રવેશ અંગે રા' અને મંત્રીશ્વર વચ્ચે ખટરાગ થઈ ચૂકયો છે. એણે જે ધાર્યું હતું તે પરિણામ આવ્યું. એટલે તે ઠંડે પેટે મહારાણીને મળવા ચાલ્યો.

મહારાણી ઉદયમતીને મંત્રીશ્વર વિમલનો સંદેશો મળ્યો ત્યારે તેણે પહેલાં તો એને સાધારણ સાવચેતી માની. પણ સાંજે જ્યારે રા' પોતે એકલો ઉદયમતીને મળવા આવ્યો ત્યારે તેને મંત્રીશ્વરની આ વાત સાલી રહી હતી.

'દીકરી ! આમ કાંઈ હોય ? તારો તેડાવ્યો હું આવ્યો

અને હવે મારા ઉપર જ અવિશ્વાસ? હું શું તમારું પાટણનું રાજ લેવા આવ્યો છું?'

'પણ શું છે, બાપુ? કેમ એવું હીણું વેણ કાઢ્યું?'

'કોઈ સોરઠી પાટણમાં પેસી શકતો નથી. ત્યારે આમ હતું તો અમને નાહકના હેરાન શું કરવા કર્યા, દીકરી!'

'પણ આ કર્યું છે કોણે? મને તો આની કાંઈ ખબર નથી.'

'ભીમદેવ મહારાજે જેને પ્રતિષ્ઠા આપી—ને તેં જેને મહત્ત્વ આપ્યું એનું કામ લાગે છે—મંત્રીશ્વરની આજ્ઞા વિના આંહીં ચકલુંય ફરકે નહિ એવો બંદોબસ્ત છે.'

'પણ મને તો કોઈએ પૂછ્યું નથી!'

એટલામાં દામોદરે પ્રવેશ કર્યો: 'શાની વાત છે, મહારાણીબા! કોણે આપને પૂછ્યું નથી?'

'લ્યો, આ મંત્રીરાજ આવ્યા—એને બધી ખબર હશે. કોણે આજ્ઞા કરી છે કે સોરઠી સૈનિકને પાટણમાં પેસવા પણ ન દેવા?' રા'એ કહ્યું.

'દામોદર! આ તેં કર્યું છે?' મહારાણીએ પૂછ્યું.

દામોદરે વિનયથી હાથ જોડીને પોતે અજ્ઞાન હોય તેમ આશ્ચર્ય બતાવ્યું: 'પાટણમાં પેસવા ન દેવા? મેં કર્યું છે? મહારાજ પાટણમાં હોય ત્યારે તો તમે પણ આજ્ઞા નથી કરી શકતાં તો હું તો ક્યાંથી કરી શકું? મહારાણીબા!' દામોદરે જવાબ વાળ્યો. મહારાણી એનો ઘા ગળી ગઈ. ભોળો રા' બોલ્યો: 'હાં, એ મેં નો'તું કહ્યું? એ કામ એમનું નહિ. મહારાજનું પણ નહિ—મંત્રીશ્વર વિમલનું જ લાગે છે!'

'પણ મંત્રીશ્વર મને પૂછ્યા વિના એમ કેમ આજ્ઞા કરી શકે? મારાં જ પિયરિયાં પાટણમાં પેસી ન શકે એટલી બધી વિમલની સત્તા એમ? અરે, કોણ છે બહાર! પ્રતાપદેવી!' રાણીએ બે હાથથી તાળી પાડી.

રાણીના ઉગ્ર અને ઉતાવળા સ્વભાવની દામોદરને ખબર હતી. એવા સ્વભાવને અત્યંત વિનય વડે કેટલો વધારે સાહસિક કરી શકાય એ પણ આ ચતુર નરને જ્ઞાન હતું. તેણે વિવેકથી કહ્યું: 'મહારાણીબા! આપ શું કરવા? હું જ ખબર કાઢું કે આ શી વાત છે!'

રાણીના જવાબમાં પ્રતાપદેવી દોડતી આવતી હતી, તે દામોદરને જોઈને જરાક ગભરાઈ ગઈ. દામોદરે જાણે કાંઈ ખબર જ ન હોય તેમ એની ઉપેક્ષા કરી.

'પ્રતાપદેવી! મારી પાલખી મંગાવ. મારે બહાર જવું છે!'

'ક્યાં જશે, દીકરી?' ભોળા રા'એ પૂછ્યું.

'ત્યાં—વિમલમંત્રીને ત્યાં—'

'મહારાણીબા! આપને ન જવું હોય તો—' દામોદર વિનયના સાગર જેવો લાગતો હતો.

મહારાણીએ ઉતાવળે કહ્યું: 'ના, એ તો હું જઈશ. તમારું કામ નથી. પાટણમાં કાં મહારાજની સત્તા સર્વોપરિ હોય—કાં મારી હોય.કાંઈ કોઈ મંત્રીની સત્તા સર્વોપરિ હોય?'

'બરાબર છે,' દામોદર બોલ્યો: 'ત્યારે તો ખબર કાઢો—કે તમને પણ પૂછ્યા વિના આવી આજ્ઞા કરી કોણે? પછી વખતે અધરની જ વાત હોય નહિ!'

'અરે, અધરની શું હોય? સૌ કહે છે ને!' રા' બોલ્યો.

'હાં, તો તો બરાબર. મહારાજની આજ્ઞા ન હોય, તો મહારાણીબાની આજ્ઞા હોય—પણ—'

પ્રતાપદેવીને ફરી આવતી જોઈને મહારાણી ઉદયમતી ઉતાવળી ચાલી નીકળી. રા' ને દામોદર ત્યાં થોડી વાર ઊભા રહ્યા. ને પછી દામોદર ઘેર જવા નીકળ્યો. એ જતો હતો ત્યાં રસ્તામાં એક માણસ ઢોલદાંડી વગાડીને મંત્રીશ્વરની આજ્ઞા જાહેર કરી રહ્યો હતોઃ 'પાટણના નગરજનો! મંત્રીશ્વર વિમલ ધનુર્વિદ્યાના પ્રયોગોની સરત ગોઠવવા ધારે છે — માટે જેને ધનુર્વિદ્યા આવડતી હોય તે સૌ તૈયારી કરી રાખે—સાદ સાંભળજો—સૌ આવજો—' અને એક નાનું સરખું લોકોનું ટોળું પાછળપાછળ ફરી રહ્યું હતું.

મંત્રીશ્વર પોતાના અસાધારણ ધનુર્વિદ્યાના બળ ઉપર લોકપ્રિય થવા, લોકકલ્પના ઉત્તેજવા, ને માળવાના સમાચારને ગૌણ બનાવી દેવા એક પાસો ફેંકી રહ્યો છે, એ દામોદર કળી ગયો.

આયુષને એ ટોળામાં ફરતો જોઈને દામોદરે ઘોડો ઊભો રાખ્યોઃ 'આયુષ! પેલો માણસ બરાબર બોલતો લાગતો નથી. એને કહી આવ, સાથે આટલું ઉમેરે!'

'શું?'

તેણે વિચાર કરીને જવાબ વાળ્યોઃ 'અને રાજકુમાર મૂલરાજદેવ પણ પોતાની ઘોડેસવારી બતાવશે—'

ઢોલી અને એના સાથીએ સાદ પાડવામાં ફેરફાર કર્યો. દામોદર એ સાંભળી લઈને પછી ચાલતો થયો.

## ૩૦. કેસર મકવાણો

દામોદરે ધાર્યું હતું તેમ જ બન્યું. રાણી અને વિમલ વચ્ચે ખટરાગ થઈ ગયો. વિમલનો જવાબ સાંભળીને રાણી છંછેડાઈ ગઈ: 'મહારાણીબા! રાજા પણ નહિ, રાણી પણ નહિ, મારે મન તો પાટણ સર્વોપરિ છે.' રાણીનું માન ઘવાયું. વિમલમંત્રીએ દુર્લભસરોવરને કિનારે ધનુર્વિદ્યાના પ્રયોગો ગોઠવ્યા તેમાં મહારાણી આવી, પણ વિમલ સાથે એનું વર્તન અતડું છે, એ દામોદરે જોયું. મહારાજની, રા'ની, મકવાણાની સૌની હાજરીમાં અનેક ધનુર્ધરોએ આ પ્રયોગોમાં ભાગ લીધા હતા. લોકની દૃષ્ટિમાં તો એક જ પુરુષ વસી ગયો. પાટણની સુંદરીઓએ તો એક જ પુરુષોત્તમને નીરખ્યો. યોદ્ધાઓએ એક જ નરોત્તમને પોતાનાં મસ્તક નમાવ્યાં: અને તે મંત્રીશ્વર વિમલ. નરનારીનાં વૃંદ એની જ વાત કરી રહ્યાં હતાં:

'પણ ગજબ કરી નાખી હો—અને પેલી બાઈ, એ પણ ગજબની! શી એની હિમ્મત!'

'અરે, જરાક આમ કે આમ થાત તો વીંધાઈ જ જાત!'

'આપણે તો ભાઈ, મહાભારતમાં આ સાંભળ્યું હતું—દીઠું તો આજે જ. આ મંત્રીશ્વર સામે માલવરાજ શું ટકવાનો હતો ?'

'અરે રામરામ કરોને ! આ બાજુ નોંધ જ કરે નહિ ને !'

'પણ એ બાઈ છે કોણ ?'

'કેમ ? ન ઓળખી ? મહારાણીઆની તાંબૂલવાહિની—પ્રતાપદેવી. મંત્રીશ્વરે ઘણાને પૂછ્યું પણ કોઈની હિમ્મત ન ચાલી. વલોણું કરતું જાવું, અંગ સાચવતું જાવું, જરા પણ આગળપાછળ હઠવું નહિ, ને કાનમાં પહેરેલી ઝાલને પાડીને તીર ચાલ્યું જાય પણ કાંઈ ન થયું હોય તેમ છાશ ફેરવતી જ રહેવી—એ કાંઈ જેવીતેવીનું કામ નથી. મંત્રીશ્વરે તો કહ્યું કે આ બાઈ ન હોય તો આ પ્રયોગ થાય જ નહિ !'

'હા, એ વાત સાચી હો. એટલે દૂરથી નિશાન લઈ, મંત્રીશ્વર તીર ખેંચે ત્યાં જ કાચીપોચી વલોણાવાળી તો ધરતી ઉપર જ ઢળી પડે. અને વેષ પણ કેવો સુંદર—જાણે અસલ ગોપકન્યા ! એક રૂંવાડું પણ ફરકવા દીધું નહિ !'

'તો જ—નિશાન વીંધાય—નહિતર તો એ પોતે જ વીંધાઈ જાય.'

સ્ત્રી વલોણું કરતી રહે, તેણે કાનમાં પહેરેલી ઝાલ ડોલતી રહે અને તેને આંચ ન આવે તેમ ઝાલ વીંધાઈને પડી જાય એવી તીરંદાજી બતાવીને મંત્રીશ્વરે આખી પાટણનગરીને મુગ્ધ કરી દીધી હતી; પહેલાં તો એ રીતે વલોણું કરવાની હિમ્મત કોઈએ બતાવી નહિ, ત્યારે પ્રતાપદેવી આગળ આવી. એણે એ વલોણું કરવાનું માથે લીધું. દામોદર તો એની હિમ્મત

જોઈ જ રહ્યો. પોતાની સત્તા માટે જે એક વસ્તુ ઉપર મંત્રીશ્વર આધાર રાખતો હતો—અદ્ભુત અંગબળ—એ દર્શાવવાનો એણે પાસો ફેંક્યો. અને એ સફળ થયો. પ્રતાપદેવીએ બતાવેલી હિમ્મતથી તો સૌ કોઈ છક્ક થઈ ગયા. દામોદરને એ સ્ત્રી આંખમાં વધારે ખટકી રહી.

જ્યારે સુસવાટ કરતું તીર મંત્રીશ્વરની કમાનમાંથી છૂટયું ત્યારે પહેલાં તો દામોદરને લાગ્યું કે એ . .. પ્રતાપદેવી ગઈ—પણ જાણે કાંઈ જ ન બન્યું હોય તેમ એ તો સ્વસ્થતાથી વલોણું ફેરવતી જ રહી. એના કાનની ઝાલ નીચે ઢળી પડી હતી—અને એના અંગને તીરનો સ્પર્શ પણ થયો ન હતો. લોકોએ મોટો હર્ષનાદ કરી મૂક્યો. એ હર્ષનાદમાંથી લોકો જાગ્રત થાય તે પહેલાં દામોદરે કરેલી ગોઠવણ પ્રમાણે મહારાજકુમાર મૂલરાજદેવ દેખાયા. અને તરત સૌનું ધ્યાન તેના ફૂલ જેવા સુંદર દેહ ઉપર અને એણે બતાવેલી ઘોડેસવારીની અદ્ભુત છટા ઉપર સ્થિર થઈ ગયું. કેસરદેવને તો એ છટાની મોહિની લાગી હતી. તેણે પોતાની પાસે બેઠેલા રા'ને કહ્યું: 'બાપુ! જોયું?' રા' કાંઈ બોલ્યો નહિ. એટલામાં મહારાજકુમાર અશ્વને થનગન ફેરવી રહ્યા હતા. લોકો એ સવારની છટા નિહાળીને ઘેલા થઈ ગયા હતા. ઘોડા ઉપર એણે એવી રીતે સવારી કરી હતી કે જાણે ઘોડો ને પોતે એક જ પ્રાણના બન્યા હોય. માણસને એ છટા આંખમાં વસી જાય. ચૌલાદેવી ગુપચુપ એ નિહાળી રહી હતી. મહારાજનો હર્ષ એના મોં ઉપર સ્પષ્ટ દેખાતો હતો. એમ ફરતા ફરતા મહારાજકુમાર પ્રતાપદેવી પાસે પહોંચ્યા ત્યારે તેણે અત્યંત મધુર સ્મિતથી મહારાજકુમારને કહ્યું: 'કુમાર !

પેલા દૂરના વડલા સુધી એક મહાન ચક્રાકારે અશ્વને ફેરવીને નગરજનોને પ્રસન્ન પ્રસન્ન કરી મૂક્યા. સૌ આ જોઈ જ રહ્યા છે !'

મૂલરાજકુમારે પોતાના ઘોડાને એક મહાન ચક્રાકારે લીધો, અને લોકો એની ગતિ પ્રમાણે જોવા માટે ફરતા રહ્યા. જ્યારે તે વડલા પાસે પહોંચ્યો ત્યારે વડલાના પાનમાં થઈ રહેલા ઘર્ઘટ અવાજે તેને ઊંચું જોવરાવ્યું. પણ તેણે ઊંચું જોયું અને તેની નજર ત્યાં સ્થિર થઈ ગઈ. જે દૃશ્ય ત્યાં જોયું એનાથી આ કુમળા રાજકુમારને જાણે ચક્કર આવી ગયાં. ઉપર ઝાડની ઘટામાં બેસીને એક ભયાનક કાપાલિક માણસની ખોપરીમાંથી મદ્ય પી રહ્યો હતો, અને મદ્ય પીતાં પીતાં વાઘના જેવો ભયંકર ઘુઘ્રરાટ કરી રહ્યો હતો. રાજકુમારની નજર તેના ઉપર પડી ન પડી ને તેણે નજર પાછી તો ખેંચી લીધી, પણ એટલામાં પેલા માણસે કરેલું ભીષણ, વિકટ, રૂક્ષ, મોટું હાસ્ય એને કાને પડ્યું. એણે ફરી સહજ ઉપર જોયું. પણ આ વખતે લોહીના મોટા લટકતા લોચા હોય તેવી કાપાલિકની વિષારી આંખો તેની ઉપર સ્થિર થઈ ગઈ. રાજકુમાર કાંઈક બોલવા જતો હતો—પણ બોલી શક્યો નહિ. કાપાલિકના મોંમાંથી લોહી નીકળી રહ્યું હતું. અને એના હાથમાંની ખોપરી જાણે એના હાસ્યનો પડઘો પાડી રહી હતી. ઉપરના અંધારઘેરા વૃક્ષમાંથી ખરતાં પાનનો નાનો અવાજ એટલો તો મોટો લાગતો હતો કે રાજકુમારે તરત ઘોડાને ફેરવી લીધો અને તેની ચાલ ત્વરિત કરી મૂકી. પણ કાપાલિકની પેલી બે ભયંકર મોટી આંખો—કોઈ ક્રૂર સ્વપ્નની યાદીની જેમ—તેની સાથે ને સાથે જાણે ચાલી

રહી હતી. તે ફરીને પાછો પ્રતાપદેવી પાસે આવી પહોંચ્યો —ત્યારે વલોણું બંધ કરીને તે ઊપડવાની તૈયારી કરી રહી હતી. તેણે કુમારને જોયો અને મધુર સ્મિત કરીને અત્યંત મિઠા અવાજથી પૂછ્યું: 'જઈ આવ્યા, મહારાજકુમાર ?'

પણ રાજકુમારનો દેહ પરસેવાથી રેબઝેબ થઈ ગયો હતો. તેનામાં જવાબ દેવાની શક્તિ ન હતી. એટલામાં કેસર મકવાણો તેને મળવા પોતાના ઘોડા ઉપર આ બાજુ આવી પહોંચ્યો હતો. તેણે પ્રતાપદેવીના છેલ્લા શબ્દો સાંભળ્યા અને તે શંકાથી તેની સામે જોઈ રહ્યો: 'ક્યાં જવાનું હતું ?'

'એ તો મહારાજકુમારને મોટું ચક્કર લેવું હતું—' મકવાણો વધુ કાંઈ પૂછે તે પહેલાં પોતાનો ગોપવેષ સંભાળી લઈ પ્રતાપદેવી ત્યાંથી ચાલતી થઈ ગઈ. મહારાણીની અંતેવાસી હોવાથી એને વિષે વધારે પૃચ્છા કરવાની મકવાણાને જરૂર ન લાગી. તેણે કુમારને જ પૂછ્યું: 'મહારાજ-કુમાર !' પણ એક શબ્દ બોલીને જ એ સ્થિર થઈ ગયો. સામે ધોળો પૂણી જેવો થઈ ગયેલો કુમારનો ચહેરો તેની નજરે ચડ્યો. તેની આંખમાં તેણે અકથ્ય ભય દીઠો. શરીર ભાન ભૂલતું લાગ્યું. તેણે કુમારને વધુ કાંઈ ન પૂછતાં પાસે જઈને તેને ઘોડા ઉપર સ્થિર કર્યો: અને તેને પવન નાખ્યો. ઘોડા ઉપર જ એને ટેકો આપી પોતે પડખે રહ્યો. પ્રેક્ષક વર્ગ અને રાજકુટુંબમાં આથી ગભરાટ ફેલાયો. એટલામાં કુમારે અચાનક મકવાણાને પૂછ્યું : 'મેં શું જોયું ?'

મકવાણો હવે સચિંત થઈ ગયો. તેને લાગ્યું કે કુમારને કાંઈક ભય લાગ્યો છે ને તેમાં પેલી સુંદર સ્ત્રી કારણરૂપ લાગે છે. પણ કુમારને અત્યારે કાંઈ ન પૂછવામાં ડહાપણ

હતું. તે બોલ્યો, ' મહારાજકુમાર ! મહારાજ તમારી રાહ જુએ છે. ચાલો. '

કુમાર નિદ્રામાંથી જાગતો હોય તેમ બોલ્યોઃ ' હા ચાલો; પણ ન આવું તો ? '

' શું થાય છે, મહારાજકુમાર ? '

' મકવાણાજી ! મને જાણે થાક લાગ્યો છે. '

' થાક લાગ્યો છે ?—ત્યારે તો ચાલો, મહારાજ પાસે હું લઈ જાઉં. હું સાથે છું. મહારાજ ત્યાં છે. ચૌલાદેવી છે. ચાલો, મહારાજકુમાર ! ' મકવાણે સાન્તવન પ્રેરે તેવા અવાજે કહ્યું.

કુમારે ધીમેધીમે ઘોડો ચલાવ્યો. થોડી વાર પછી તે કાંઈક હોંશમાં આવ્યો. પણ અચાનક વળી કાંઈક જોયું હોય તેમ ફરીને તેણે એક વિકળ દૃષ્ટિ ફેરવી લીધી.

' મકવાણાજી ! '

મકવાણાએ પોતાનો ઘોડો તેની સાથે રાખ્યોઃ ' મહારાજકુમાર ! હું સાથે છું. ચાલો, આપણે મહારાજ પાસે જઈએ. '

ફરી પાછો કુમાર જાણે ભાનમાં આવી ગયો. ને તેણે થોડી વાર તો કાંઈ ન બન્યું હોય તેમ છટાથી ઘોડેસવારી કરી. પણ મકવાણાએ જોયું કે કુમારને કાંઈક થયું છે. શું થયું છે તે એ જાણી શકયો નહિ. પણ જો આ બધું પૂરું થાય તો પેલા વડ પાસે ખબર કાઢવા માટે એનો જીવ તલસી રહ્યો.

કુમાર મહારાજ પાસે આવ્યો ત્યારે ઠીક હોંશિયાર થઈ ગયો હતો. મહારાજ ભીમદેવ આસન ઉપરથી ઊતરીને

એને ભેટી પડ્યા. બરાબર એ જ વખતે પચીસત્રીસ ગામડિયા કણબીઓનું ટોળું આસપાસના સૈનિકોને હઠાવીને આગળ વધી આવ્યું. તેમણે કોઈ જાતના વિવેક વિના બોલવાનું શરૂ કરી દીધું. તેમાંનો મુખ્ય હતો તે બોલતો હતોઃ

'અન્નદાતા !'

એમને આગળ ધસેલા જોઈને સૈનિકો દોડ્યાઃ 'અરે —એ—ચાલો—આંહીં ક્યાંથી આવ્યા ?'

પણ મૂલરાજકુમારે હાથ ઊંચો કરીને સૈનિકોને રોકી દીધા. 'એમને આવવા દો—મેં એમને આવવાનું કહ્યું છે— !'

'બેટા ! કોણ છે એ ?'

'તમને ખબર નથી લાગતી, બાપુ ! એ તો કાળદુકાળના પીડાયેલા પેલા ઝાડ નીચે પડ્યા હતા. મને બે દિવસ પહેલાં મળ્યા હતા. તમારી પાસે કરમાફી માટે આવ્યા છે !'

'તો એનું શું કરવું છે ?' ભીમદેવ બોલ્યોઃ 'આજની તારી સવારી જોઈને હું છક્ક થઈ ગયો છું. મૂલરાજ ! આ તું ક્યારે શીખ્યો ? એના બદલામાં તો મારે તને એક વચન માગવાનું કહેવું છે.'

'એ તો મને મા ચૌલાએ ને ભસ્માંકદેવે બતાવ્યું— પણ તમે વચન માગવાનું કહેતા હો તો આ આપો— '

વિમલ સચિંત સાંભળી રહ્યોઃ કુમાર ચૌલાના દરબાર-પ્રવેશની કે એવી માગણી કરશે. દામોદરને કુમારની વાતમાં રસ પડ્યો. મહારાણીએ મોં મચકોડ્યું. રા' મકવાણા સામે જોઈ રહ્યો. એટલામાં કુમાર બોલ્યોઃ સૌ સાંભળી રહ્યાં : 'આટલું જ, મહારાજ ! દુકાળ છે ત્યાં સુધી આ કણબીઓનો

કોઈ જાતનો કર આપણે લેવો ન જોઈએ—આ કણબી અને એવા અનેક કણબી—મહારાજ! એમને પણ બાળ-બચ્ચાં હશે—એ સૌ ભૂખે મરતાં હશે.'

પ્રશંસાથી સૌ સાંભળી રહ્યા. વિમલ પણ આશ્ચર્ય-મુગ્ધ બની ગયો. તેને ચૌલાના વાતાવરણની કાંઈક નવીન સમજણ પડી. તેણે તરત કહ્યું : 'મહારાજ! કુમારની ઇચ્છા પ્રમાણે થવું જોઈએ.'

ભીમદેવ બોલ્યો : 'તો કરમાફીનો ઘોષ કરાવો.' ને તે ખેડૂતો તરફ જોઈ રહ્યો : 'તમારો કર માફ છે ભાઈઓ, તમે જાવું હોય તો ભલે જાઓ.'

સુંદર સ્મિત કરી રહેલા કુમાર પાસે એક પછી એક દરેક કણબી રજા લેવા ગયો, અને પોતાના ભાવિ રાજા સામે જોઈને તેને પ્રણામ કરીને ચાલતો થયો. નગરજનો, મંત્રીઓ, દામોદર ને ભીમદેવ પોતે આ જોઈ રહ્યા. થોડી વાર પછી વળી કુમારે કહ્યું : 'મહારાજ! મને થાક લાગ્યો છે, મકવાણાજી!'

મકવાણો કુમાર પાસે દોડ્યો. કુમાર કાંઈ બોલ્યો નહિ. મકવાણાએ કહ્યું : 'મહારાજ! કુમારને હવે થાક ચડ્યો છે.'

તરત લોકટોળાને વીખેરવામાં આવ્યું. એક પછી એક ગજરાજ આવવા લાગ્યા. દામોદરે સમય વર્તીને કરમાફી સાથે જ મહારાજના નગરપ્રવેશની ઘોષણા પણ કરાવી દીધી. જ્યારે સૌ વીખરાયા ત્યારે વિમલ અને પ્રતાપદેવીની સાથેસાથે જ મહારાજકુમારની અને મહારાજની વાતો પણ થઈ રહી હતી. એકના પરાક્રમે લોકોને વિશ્વાસ આપ્યો હતો; બીજાના સુંદર વર્તને અદ્ભુત છાપ પાડી હતી.

લોકો સૌ વિખરાયા. મહારાજકુમાર ચૌલાદેવી સાથે

ગયો. દામોદર થોડી વાર બધે આંટા મારી મહારાજ સાથે જવા નીકળ્યો, ને મહાન ગજરાજ ઉપર ચડી મંત્રીશ્વર સૌના પ્રણામ ઝીલતા પોતાની હવેલી તરફ ચાલ્યા ગયા. ત્યારે માત્ર એક માણસ ત્યાં ઊભો રહ્યો : કેસર મકવાણો. તેને કુમારના વર્તનમાં કોઈકના કપટની ગંધ આવી હતી. સૌ ગયા પછી તે એકલો પેલા દૂરના વડલા તરફ ચાલ્યો ગયો. તે ત્યાં પહોંચ્યો. તેણે ચારે તરફ નજર કરી પણ કોઈ નજરે પડ્યું નહિ. તે ઉપર ચડ્યો. એક ડાળી ઉપર આવતાં જ તે ચોંકી ગયો. માણસની એક ખોપરી ત્યાં ઊંધી પડી હતી. તેણે થડના પોલાણમાં દૃષ્ટિ કરી તો માણસ બેસી શકે એટલી જગ્યા દીઠી. તેને શંકા પડી કે ચોક્કસ આ વડ ઉપર કોઈક ભયંકર કાપાલિક બેઠેલો હોવો જોઈએ, અને કુમાર તેને જોઈને સ્તબ્ધ થઈ ગયો છે. એટલામાં તો ઠેરઠેર લોહીના ડાઘ પણ તેની નજરે પડ્યા. તે ત્વરાથી વડલો છોડીને નીચે આવ્યો. વધુ તપાસ કરી પણ કાંઈ પત્તો લાગ્યો નહિ, એટલે આજ રાત્રે આ જ વડલા નીચે આવવાનો નિશ્ચય કરીને તે ચાલતો થઈ ગયો. તે સાંજે ચૌલાને ત્યાં ગયો ત્યારે ચૌલાએ તેને વાત કરી કે રાજકુમારનું શરીર તાવથી ધખી રહ્યું છે, અને રાજવૈદ્યે કહ્યું છે કે સન્નિપાત લાગે છે માટે ત્યાં કોઈ બહુ અવરજવર કરે નહિ. મહારાજ પણ એકબે વખત આવી ગયા. ચૌલાની અસ્વસ્થતા દેખીતી રીતે જ ઘણી હતી. તેમાં વધારો ન કરવાના હેતુથી મકવાણો તે વખતે કાંઈ બોલ્યો નહિ. પણ તે પોતાની તલવાર લઈ અંધારી રાતે એકલો પેલા વડલા તરફ ચાલી નીકળ્યો. એકલો ગુપચુપ જઈ ને તે વડલાની નીચે ઊભો રહ્યો.

દેખાય નહિ એવી રીતે એક અંધારો ખૂણો પસંદ કરીને પોતે ઝાડના થડની સાથે થડ જેવો બની ચોંટી ગયો હતો. થોડી વાર થઈ પણ ત્યાં કોઈ આવ્યું નહિ. એને લાગ્યું કે કદાચ કોઈ નહિ આવે. પણ એટલામાં એક વિચિત્ર અવાજ આવ્યો. અને તરત થડના પોલાણમાંથી કોઇ બહાર આવ્યું. મકવાણો સ્તબ્ધ બની ગયો. એક ભયંકર કાપાલિક ત્યાં ઊભો હતો. તેના હાથમાં માણસની ખોપરી હતી, અને તે વારંવાર તેમાંથી મદ્ય પીતો હતો.

'મદ્ય લાવી છો?' તેણે આવનારને પૂછ્યું.

સામેથી મધુર રણકાર કરતી સોનેરી ઘૂઘરીના જેવો અવાજ આવ્યો: 'હા, કાપાલિકમહારાજ!' કેસર ચમકી ગયો. એક સ્ત્રીને અત્યારે આંહીં જોવી એ એની કલ્પના-બહાર હતું.

'ક્યાં છે?'

'આ રહ્યું. સુવર્ણપાત્રમાં છે.'

કાપાલિકે મદ્ય લીધું ને પોતાની પાસેની ખોપરીમાં રેડ્યું. 'તું નારી! તું શું ભૈરવની ઉપાસનામાં સમજે? માણસની ખોપરી કરતાં સુવર્ણપાત્ર વધારે એમ? પૃથ્વીમાં સારામાં સારું પાત્ર તો માણસની હાડમાંસ વિનાની ખોપરી છે!' અને તેણે સુવર્ણપાત્ર ઘા કરીને ફેંકી દીધું. તેણે ફેંકેલા સુવર્ણ-પાત્રનો રણકારો થઈ રહ્યો.

'બોલ શું છે? બાળકનો ભોગ ધરાવીને તારે શું મેળવવું છે?'

'બીજું કાંઇ નહિ, કાપાલિકમહારાજ! હું પણ ભૈરવની ઉપાસના કરવા માગું છું!'

'શા માટે? તું? અરે નારી, તું શું ભૈરવની ઉપાસના કરતી હતી—?' તે ખડખડાટ હસી પડ્યો. તેણે પોતાની ડોકમાં પહેરેલી માણસના નિર્જીવ દાંતની માળા ખખડાવી. 'આ જોઈ? તું સોનામાં રાચનારી તને શ્મશાનનાં અણમોલાં હાડકાંમાં શી સમજણ પડે?'

'મહારાજ! મારે શ્મશાનની ભસ્મ, ચિતાનાં હાડકાં, માણસની ખોપરી, મદ્ય અને લોહી—એ સઘળાંને પ્રિયતમ બનાવવાનાં છે. મારે આ નગરને શ્મશાન કરવું છે. અનેક હાડપિંજરોને આંહીં બાળીને હાડકાં ભેગાં કરવાં છે. મારે ત્યાર પછી જ માલવા જવું છે—મહારાજ! હું માલવાની છું. કાપાલિકોનો પંથ ત્યાં છે. અને મારે એ આંહીં લાવવો છે! મારે માથે એ એક અણલખ્યું ઋણ છે.'

'સારું, સારું, જા. કાલે મધરાતે શ્મશાનમાં આવજે. ઉડદના લોટનું પેલા બાળકનું પૂતળું તો આપી ગઈ છો ના?'

'હા મહારાજ! તમારું ઋણ હું નહિ ભૂલું—'

'અરે! તું શું નારી! તું કાપાલિકના નામથી ધ્રૂજનારી તું શું ઋણ વાળવાની હતી? જો આમ આવ—આમાંથી થોડું મદ્ય લે—'

'મહારાજ! મારે છ માસનું વ્રત છે એ મેં તમને કહ્યું છે. પછી મારો દેહ આપને ધરીને હું મદ્ય લઈશ—'

'સારું સારું, નારી પરતાપદેવી! તારે માલવાના સેનાપતિઓ આંહીં લાવવા છે પણ આ શહેર પણ અમારે તો સારું છે!'

મકવાણો નામ સાંભળીને ચમકી ગયો. તેને બધી વાત હવે સમજાઈ ગઈ. પ્રતાપદેવીએ જ કુમારને આ વડ તરફ

મોકલેલો. અને આ કાપાલિકે જ કુમારને નજરમંત્રથી બેભાન કરી દીધો હતો. તેની ભયંકર દૃષ્ટિ જ એના ભયનું કારણ હતું. એ વિચાર કરી રહ્યો. એટલામાં કાપાલિક બોલ્યો : 'જો કલ, કનસડા દરવાજા બહાર, કાલિકામંદિર હય, ઇધર આના. ફીર શ્મશાનમેં ચલના પડેગા.'

'બહુ સારું, મહારાજ!'

થોડી વાર પછી પ્રતાપદેવી ને કાપાલિક ચાલતાં થઇ ગયાં. પ્રતાપદેવીના ખભે હાથ ટેકવીને કાપાલિક ચાલી રહ્યો હતો. મકવાણો વિચારમાં પડી ગયો. કાલે આ કાપાલિક મારણમંત્રનો પ્રયાસ કરે તે પહેલાં તેને હણી નાખવો જોઈએ. અત્યારે કોઈને વાત કરી હોય તો વખતે માને, વખતે ન પણ માને. ને કાપાલિકને ખબર પડે તો નાસી જાય. તેણે પોતે કાલે એકલા જ આવવાનો વિચાર દૃઢ કર્યો. તે માતાની શક્તિનો જબ્બર ઉપાસક હતો. તેને મન આ સઘળી રમ્મત હતી. તે ઘેર જઈને સૂતો પણ તેને નિદ્રા આવી નહિ. બીજે દિવસે સવારે તેને ખબર પડી કે કુમારનો તાવ તો ઊતરી ગયો છે. માત્ર જરા બેચેની છે. એને જરા નિરાંત થઈ. તે રાત પડવાની રાહ જોઈને બેઠો રહ્યો.

જ્યારે રાત પડી, અને ચારે તરફનાં ઘેરાં અંધારાંએ કોઇ વસ્તુને વસ્તુરૂપે ન રહેવા દીધી, ત્યારે કેસર મકવાણો એકલો, હાથમાં ભયંકર નાગી તલવાર લઈને, શ્મશાન તરફ ચાલ્યો.

પાટણનું શ્મશાન અનેક શ્મશાનો જેવું દિવસે ભયંકર હતું, પણ રાત્રે તો છાતી ફાડી નાખે એવું અવાજથી ભરપૂર બની રહેતું. મકવાણાએ એ મેદાનમાં પ્રવેશ કર્યો.

એ લાંબા ભયંકર મેદાનને છેડે એક તરફ એક ટેકરી હતી, અને એ બોડી બિહામણી ટેકરી ઉપર એક પણ વૃક્ષ કે એક પણ હરિયાળો છોડ ન હતોઃ હતાં કેવળ થોડાં થોરનાં છુટાછવાયાં સુક્કાં ઠૂંઠાં. એ ઠૂંઠાં અત્યારે તો હજારો ભૂતની સેના જેવાં લાગતાં હતાં. આ શ્મશાનમાં ખરી રીતે શું હતું એ કોઈને ખબર ન હતી. પણ લોકમાન્યતા પ્રમાણે તો ત્યાં રાત્રે પાડાસુર દોડતા, માથા વિનાનાં ખવીસ રખડતાં, ચૂડેલો રાસડા લેતી ફરતી, અને કોઈ માને કે ન માને, પણ ન સમજી શકાય તેવા ચિત્રવિચિત્ર અવાજો ચારે તરફથી આવ્યા કરતા. કોઈ ઠેકાણે તાજાં સૂતેલાં બાળકો રડી ઊઠતાં, તો ક્યાંક હમણાં જ ઠારેલી રાખમાંથી રુદન નીકળતું, તો વળી કોઈ બીજે ઠેકાણે શબ્દ બોલ્યા વિનાનો કોઇ મૂંગો માણસ ઊભો રહેતો, ને નિશાનીઓ કરી કરીને પોતાની અતૃપ્ત વાસનાઓ દેખાડ્યા કરતો. કોઈ કાચાપોચા આદમીનું હૃદય તો પવનથી ધૂળ ઊડે એટલામાં જ ફાટી પડે એવી ભયંકરતા ત્યાં અત્યારે વ્યાપી રહી હતી. હાડકાંને ખોળનારા કાપાલિકો સિવાય બીજા કોઈનો ભેટો થવાનો સંભવ ન હતો. મકવાણો આગળ વધ્યો. ઠેકાણે ઠેકાણે થતા ભડકાઓથી માણસ ભડકીને ફાટી મરે એવી ભયાનકતા પણ વધતી ગઈ.

મકવાણો એકલો ત્યાં ચાલી રહ્યો હતો, અને તેનાં ધબધબ પડતા પગલાના અવાજના પડઘાથી હવા જાણે ધ્રૂજતી હતી. એટલામાં તેણે એક તરફ ટેકરીના મૂળમાં કાંઈક તાપણા જેવું જોયું. તે સાવધ બની ગયો. પોતે ન દેખાય તેવો પાછળનો રસ્તો તેણે લીધો. ધીમેધીમે એ તરફ એ પહોંચી ગયો. અને એક થોરના સુકકા ઠૂંઠા પાછળ લપાઈને એ ઊભો રહ્યો.

ત્યાં એકલો કાપાલિક હતો. પ્રતાપદેવી હજી આવી ન હતી.

કાપાલિકે તાપ સળગાવી થોડાં હાડકાં તેમાં નાખ્યાં, પછી મદ્ય, માંસ, સિંદૂર ને રાતી કરેણનાં ફૂલ હોમ્યાં. અગ્નિને વધારે પ્રગટાવવા ચરબી હોમી. વધારે પ્રકાશ થતાં તેનો ચહેરો જળાંજળાં થઈ રહ્યો. કેસરે તેને જોયો, ને તેનું આખું શરીર જાણે ભયથી ઠરી ગયું. કાપાલિકે મોટી ઓખી ખોપરીની માળા ડોકે લટકાવી હતી. તેનાં ભયંકર નિર્જીવ જડબાં મૃત્યુહાસ્ય હસી રહ્યાં હોય તેમ ખોપરીઓમાંથી મોટા દાંત દેખાતા હતા. તેના એક હાથમાં ખપ્પર હતું. તેમાં તેણે લોહી ભર્યું હતું. તેમાંથી તે વારંવાર અગ્નિમાં કાંઈક છંટકાવ કરતો હતો. તેના શરીર ઉપર છુટ્ટા ભૂખરા રાખભરેલા કેશ ઊડતા હતા; હાથમાં મુડદાના દાંતની એક માળા લટકતી હતી; ડોક ઉપર નિર્જીવ ફેંદ હતાં; શરીર ઉપર રુધિરનીગળતું ચામડું આડુંઅવળું પડ્યું હતું; મોં લોહીથી ખરડાયેલું હતું; આંખમાં ચિતાનું ભસ્માંજન હતું; શરીરે શ્મશાનની રાખ ખરડી હતી. કેસરે તેની તરફ એક દૃષ્ટિ કરી અને પછી ચારે તરફ કોઈ માનવ આવતું હોય તો તે જોવા માટે નજર ફેરવી. શ્મશાન સળગી રહ્યું હોય તેમ ઠેરઠેર ભડકા થઈ રહ્યા હતા. પણ કોઈ માનવી ક્યાંય દેખાતું ન હતું.

'સાલી આઈ નહીં; અને મારે તો જે શરૂ કર્યું તે પૂરું કરવું જ પડશે.' કાપાલિક મોટેથી બબડ્યો. અને તેણે અગ્નિને વધારે જોરથી પ્રગટાવ્યો. તેના એક ભયંકર હુંકારવથી દિશાઓ ગાજી ઊઠી. તેણે પોતાની પાસેના ખપ્પરમાંથી કાંઈક નાનું સરખું પૂતળા જેવું લીધું. તે લોહીમાં ખરડાયેલું હતું. આબેહૂબ નાની માનવઆકૃતિ જેવું

એ લાગતું હતું. કાપાલિકે પોતાની પાસેનો છરો કાઢ્યો ને પૂતળાનો એક હાથ કાપીને એક બીજા ભયંકર હુંકારવ સાથે તે અગ્નિમાં હોમ્યો. અગ્નિ વધારે પ્રજ્વલિત બન્યો. એવો જ એક વધુ ભયંકર શબ્દ કરીને તેણે બીજો હાથ કાપ્યો. પણ એ જ વખતે તેની સામે આવીને કોઇક ધબાક દઈને પડયું. કાપાલિક એક ઘડીભર ક્ષોભ પામી ગયો. એક મોટી છલંગે કેસર ત્યાં આવીને પડ્યો હતો. કેસરે પોતાની તલવાર કાઢી, એક-સપાટે તેનો હાથ ઉડાવી દીધો. તેના હાથમાંની ખોપરી ઊડી ગઈ. તે બેઠો થઈ ગયો. તેણે તીક્ષ્ણ ભયંકર અવાજે પૂછ્યું: 'તું કોણ છે, અલ્યા ? કેમ આવ્યો છે ? બોલ, તું કોણ છે ?'

'હું કોણ છું એ પછી કહીશ—આ તું કોનું પૂતળું હોમવા માગે છે ? શા માટે હોમવા માગે છે ?'

'એનું તારે શું કામ છે ?'

'હું કેસર મકવાણો !'

કાપાલિકે ભયંકર અટ્ટહાસ્ય કર્યું. પેલા થોરનાં ઠૂંઠાં જાણે એનો પડઘો પાડી રહ્યાં.

'ઓ હો—તું રાજકુમારને બચાવવા આવ્યો છે ? રાજકુમાર નહિ બચે. જો—' અને તેણે અગ્નિમાં જઈ પડેલું પેલું પૂતળું બતાવ્યું. કેસરે તલવારની અણીથી તેને ઉપાડયું. કાપાલિકે પોતાની પાસે પડેલું ત્રિશૂળ ઉપાડી ડાબા હાથે કેસર સામે ઉગામ્યું.

એક ઠેકડો મારી કેસર દૂર થઈ ગયો. અને એટલી જ ચપળતાથી તેણે બીજો ઠેકડો મારી કાપાલિકના શરીર ઉપર પાછળથી તલવારનો ઘા કર્યો. ઘા જનોઈવઢ ચાલ્યો ગયો. કાપાલિકનો ત્રિશૂળવાળો હાથ દૂર ઊડી ગયો. તેનું માથું ને

શરીર છૂટાં જઈ પડ્યાં. પણ એ જ વખતે ચારે તરફનાં અંધારાં જાણે ભયંકર અવાજથી હસી રહ્યાં હોય એવો ખડખડાડ શબ્દ સાંભળીને કેસર હેબતાઈ ગયો. કાપાલિક પડ્યો હતો ત્યાં પડી પડી તેની ડોકમાંની બોખી લોહમાંસ વિનાની ખોપરીઓ જાણે કે મોટા ઘોર અવાજથી દાંત કાઢી રહી હતી: 'મકવાણા! તું પણ કેટલા દીનો મેમાન? તું? તારું મોત પણ આ માથે ભમે—જો હું જોઈ રહ્યો છું!' કેસરે જાણે આ શબ્દો સાંભળ્યા અને તેનું શરીર ઠંડુંગાર થઈ ગયું. લોહીનીગળતું કાપાલિકનું આખું શરીર જાણે પડ્યું પડ્યું પણ મશ્કરીભરેલી રીતે કેસરની સામે જોઈ રહ્યું હતું અને નિષ્ઠુરરીતે હસી પણ રહ્યું હતું.

કાપાલિક પડ્યો હતો તે તરફ દૃષ્ટિ પણ કર્યા વિના કેસર હવે મૂઠી વાળીને એકદમ દોડ્યો. પણ એની પાછળ એનાં પગલાંનો અવાજ આવી રહ્યો હતો. એને લાગ્યું કે જાણે આખું શ્મશાન જાગીને એની પાછળ દોડી રહ્યું છે. પેલી બોખી ખોપરીઓ તો તુંબડામાં કાંકરા ખખડે તેમ હજી જાણે ખડખડાટ હસી રહેલી સંભળાતી હતી.

કેસર દોડતો જ ગયો. શ્મશાન પૂરું થયું તોપણ તે દોડી રહ્યો. જ્યારે કનસડા દરવાજા બહારનું ભવાનીનું મંદિર દેખાયું ત્યારે ત્યાં જરાક શ્વાસ લેવા થોભ્યો. પણ તે થોભ્યો ન થોભ્યો, ને ઊછળીને આઘો જઈ પડ્યો. પાછળથી કોઈએ તેના ખભા ઉપર હાથ મૂક્યો હતો.

'કો–ણ?' તેનો સાદ ફાટી ગયો.

'કેસરદેવ! એ તો હું ચૌલા. પણ મકવાણાજી! કેમ તમે આમ ધ્રૂજો છો? શું છે? ક્યાં જઈ આવ્યા?'

'હું આંહીં—આંહીં—જરાક આવ્યો હતો.'

'કાપાલિકને મળવા? હું પણ આંહીં તેને મળવા આવી હતી. રાજકુમાર એના મારણમંત્રથી બચે તેમ લાગતું નથી—પણ તે આંહીં લાગતો નથી.'

કેસરદેવ આભો બનીને સાંભળી જ રહ્યો. ચૌલાને અત્યારે આંહીં એકલી જોવાની એના મનમાં કલ્પના પણ ન હતી.

અત્યારે આંહીં એને એકલી જોઈને તે દિગ થઈ ગયો હતો. પણ આ સાંભળીને તો એ છક્ક થઈ ગયો.

'તમે કાપાલિકને શોધો છો? કાપાલિકને? હું પણ તેને જ શોધી રહ્યો હતો. તમારે એનું શું કામ પડ્યું છે?' કેસર બોલ્યો.

ચૌલાએ ગંભીર અવાજે કહ્યું: 'કેસરદેવ! મેં ન કહ્યું, રાજકુમાર બચે તેમ લાગતું નથી? એણે મારણમંત્ર કર્યો છે.'

કેસરદેવ સ્તબ્ધ થઈ ગયો. થોડી વાર પહેલાં કાપાલિકે કહેલા શબ્દો તેને યાદ આવ્યા.

'તમે એટલા માટે આંહીં આવ્યાં છો?'

'હા; કાપાલિકને એક માનવદેહનો ભોગ જ જોતો હોય તો રાજકુમારને બદલે ભલેને મને જ ઉઠાવી લે. એટલા સુંદર પુષ્પને અકાળે કરમાતું હું જોઈ શકતી નથી. અને એને તો મારો દેહ પણ સરખો જ ઉપયોગી છે.'

કેસરદેવને ચૌલાનું નવું જ દર્શન થયું. એ પાટણમાં આવ્યો ત્યારથી ચૌલાના સાન્નિધ્યમાં એને નવી શક્તિ મળતી હોય તેમ લાગતું હતું. એટલું જ નહિ, પહેલાં એને જીવન પ્રત્યે જેટલી ઉપેક્ષા હતી એટલી જ હવે એને અપેક્ષા

થઈ હતી. ચૌલા પાસે બેસીને દિવસોના દિવસો સુધી એની રસભરિત મધુર વાણી સાંભળવાની એને ઇચ્છા જાગી હતી. અને છતાં ચૌલા પ્રત્યેની એની વૃત્તિમાં એકાદ નાના પુત્રના જેવી પરવશતા હતી. એણે રમણીઓ અને સ્ત્રીઓ અનેક જોઈ હતી: આજે જ એક માતા જોઈ. ચૌલાના વાક્યમાંથી એક નવીન જ સૃષ્ટિનું એને દર્શન થયું. તે અચકાતો અચકાતો બોલ્યો:

'પણ ત્યારે એ કાપાલિકને જ હણી નાખ્યો હોય તો?'

'હવે? એ તો મકવાણાજી! હવે ઘણું મોડું છે; અને એને હણીને રાજકુમારને જીવન આપી શકાતું હોય તેના કરતાં મારી જાતને હોમીને જીવન આપવામાં મને પણ અનેરો આનંદ મળે ના? તમને ખબર છે, એ ક્યાં છે?'

બોલવું કે ન બોલવું એનો કેસરદેવ વિચાર કરી રહ્યો.

'કેમ બોલ્યા નહિ? મારે ઘણી ઉતાવળ છે. અત્યારે રાજકુમારની હરેક ક્ષણ કિંમતી છે. રાજવૈદ્ય, દામોદર, મહારાજ—સૌ ત્યાં કુમાર પાસે બેઠા છે. કુમાર કદાચ નિદ્રામાંથી મૃત્યુનિંદમાં જઈ રહ્યા છે. માત્ર છેલ્લો પાસો ફેંકી લેવા, હું તેમને ખબર ન પડે તેમ, આંહીં આવી છું. તમને ખબર હોય તો મારી સાથે ચાલો—'

'કાપાલિકને તો હણી નાખ્યો!' કેસર અચકાતો બોલ્યો.

'કોણે?'

'મેં!'

ચૌલા કાંઈ બોલી શકી નહિ. મકવાણો પણ બોલીને ચૂપ થઈ ગયો. થોડી વાર પછી તે બોલ્યો: 'મેં ત્યાં સ્મશાનમાં

એને મારણક્રિયા કરતો જોઈ હણી નાખ્યો. હવે તો તમે નિરાંતે પાછાં ફરો. પણ તમને તો ખબર હશે—પ્રતાપદેવી આ વાતના મૂળમાં છે—એ પ્રતાપદેવી ક્યાં છે?'

'પ્રતાપદેવીને તો દામોદરે રાજદરબારના નીચેના ભોંયરામાં ક્યારની એટલા માટે જ પૂરી દીધી છે. હવે તો આપણે જલદી પાછાં ફરો. કાપાલિકને હણવાથી નહિ—કદાચ મારા જાતઅર્પણથી કાંઈક અર્થ સર્યો હોત—મકવાણાજી!' ચૌલા બોલી અને કેસર સામે જોઈ રહી.

મકવાણાને લાગ્યું કે આ નારી રાજકુમારને બચાવી ન શકત, તોપણ કાપાલિકને જીવનની એવી મધુરતા દર્શાવી શકત કે તે પશ્ચાત્તાપ કરતો થઈ જાત. પણ હવે તો કાપાલિક રહ્યો ન હતો. તે બોલ્યા વિના ચૌલાની પાછળપાછળ ગુપચુપ ચાલ્યો. પણ તેના હૃદય ઉપર હજારો મણનો ભાર પડી ગયો હતો.

એ રાતે રાજકુમાર સુખદ અને સુંદર નિદ્રા લેતો હોય તેમ સ્થિર પડી રહ્યો.

સવારે ખબર પડી કે રાજકુમાર નિદ્રામાંથી મૃત્યુ-નિંદમાં ચાલ્યો ગયો છે. એટલી ઝડપથી એ ગયો કે સૌ શોકમાં વિહ્વળ થઈ ગયાં.

આખું નગર એ સાંભળીને દિલગીર થયું. રાણીવાસમાં પણ હાહાકાર થઈ ગયો. મંત્રીશ્વર વિમલ તો અત્યંત ક્ષોભ પામી ગયો. કુમારને નજર લાગી હતી—એટલે એ એનો ભોગ થઈ પડ્યો—એવી લોકકથા નગરમાં ઘેરઘેર ચાલી રહી. મહારાજ ભીમદેવે કોઈ પણ જાતના ઉત્સવ વગર નગર-પ્રવેશ કરી, રાજદરબારમાં પોતાની હાજરી પુરાવી—અને

નાગરિકો, મંત્રીઓ, અને સરદારસામંતોએ મહારાજને આશ્વાસન આપવા માટે ત્યાં ધર્મકથામાં હમેશાં જવા માંડયું. રા' એક તરફ બેસી બેરખો ફેરવતો ધર્મકથા સાંભળી રહ્યો. મકવાણો બોલ્યા વિના અંદર ને અંદર જાણે અગ્નિથી પ્રજ્વલિત થતો હોય તેમ સળગી રહ્યો. રાજકુમારના મરણથી પાટણના રાજકારણમાં ભયંકર રીતે નવો એવો એક પ્રશ્ન વહેલેમોડે ખડો થશે એ ચિંતાથી દામોદર ઘેરાઈ ગયો. જીવનમાં પહેલી જ વખત એની યોજના અફળ થઈ હતી—અને તે એક નારીને હાથે. એ બોલ્યો નહિ, પણ એણે એ નારીને પાટણ બહાર કરવાનો નિશ્ચય કરી લીધો. પણ પ્રતાપદેવીને રાણીનું રક્ષણ હતું. એટલે એ થોડો વખત થોભી ગયો હતો. અત્યારે તો એને એણે ભોંયરામાં પૂરી દીધી હતી.

એટલામાં ભરમાંકદેવ માલવાથી નવા પ્રશ્નો ને નવી વાતો લઈને આવી રહ્યા છે એ ખબર મળ્યા. ભરમાંકદેવ આવ્યા. કુમારના મૃત્યુના સમાચારથી એમને તો અપાર શોક થયો.

પાટણમાં પણ ક્ષોભ ને શોક પ્રવર્તી રહ્યાં હતાં. થોડો સમય તો કોઈને કોઈ જ વાતમાં જાણે રસ ન રહ્યો.

## ૩૧. માલવાનું રાજકારણ

દામોદર કપાળે ભસ્મ લગાવી, ચંદનનું ત્રિપુંડ્ર કરી, ભગવાન શંકરના મંદિરમાં બેસી રુદ્રાક્ષની માળા ફેરવી રહ્યો હતો. માળા પૂરી થઈ અને એણે મંદિરમાંથી બહાર પગ મૂક્યો ત્યાં આયુષને તેણે સામે ઊભેલો જોયો. બોલ્યા વિના નેત્રથી જ એણે પ્રશ્ન કર્યો: અને આયુષે જવાબ વાળ્યો: 'રા' આવેલ છે!'

દામોદર આશ્ચર્ય પામ્યો. કુમારના મરણને લીધે પાટણમાં છેલ્લા થોડા વખતમાં શાંતિ હતી. માત્ર રાણી ઉદયમતીએ એક બે વખત દામોદર પાસે પ્રતાપદેવીની પૃચ્છા કરવા માણસ મોકલેલ, અને દામોદરે જવાબ વાળ્યો કે પ્રતાપદેવી ક્યાં છે તે મને શી ખબર પડે? મહારાજે નગરમાં પ્રવેશ કર્યો હતો, અને ચૌલાદેવી કુમારના મરણ પછી પણ ત્યાં ભસ્માંકની અશોકવાટિકામાં જ રહી ગઈ હતી. એટલે વિમલમંત્રીએ તેને એક વખત ફરી પાટણ તજી દેવા કહેવરાવ્યું તો હતું. પણ મકવાણો હવે ત્યાં વગરવેતનનો ચોકીદાર બનીને રહ્યો હતો. તેણે અધ્ધરથી જ જવાબ આપ્યો હતો કે હવે આંહીં જે કોઈ આ સમાચાર લઈને આવશે

તેને હું જનોઈવઢ કાપી નાખીશ—પછી ભલે મને મંત્રીશ્વર મારી નાખે. એટલે ત્યારથી એ પ્રશ્ન ફરી લટકતો રહ્યો હતો.

મકવાણો જાણે પોતાનું એ કામ લઈ બેઠો હતો.

નગરમાં અફવા ચાલેલી કે મહારાજને પુત્રમરણનો આઘાત થવાથી તેણે વિમલને તેના કારણરૂપ ગણી તેને દૂર કરવા બે મલ્લો તેને ત્યાં રાતે મોકલેલા; પણ વિમલે બન્નેને એક હાથથી દરવાજા બહાર ફેંકી દીધા. એમાંથી દામોદરને એટલું તો સમજાઈ ગયું હતું કે વિમલને જો તરત નગરમાંથી બહાર મોકલવામાં ન આવે તો એણે અત્યાર સુધી મહામહેનતે ખાળી રાખેલ આંતરવિગ્રહ હવે ચોક્કસ ફાટી નીકળે. એટલે રા'ને અત્યારમાં આંહીં આવેલ જોઈને દામોદરને નવી પરિસ્થિતિના જન્મનો ભય લાગ્યો. તે પોતાના ખંડમાં આવ્યો ત્યાં રા' બેઠો હતો.

'આવો, આવો, બાપુ! પધારો. આજ તો તમે મારે ત્યાં આવ્યા?' દામોદરે રા'ને આવકાર આપ્યો.

રા'એ ચારે તરફ ત્વરિત નજર ફેરવી જોઈ લીધું કે બીજું કોઈ નથી: 'આવ્યા વિના કાંઈ છૂટકો છે, ભા? હવે અમારે તો તમે એકલા જ રહ્યા!'

'કેમ એવું બોલ્યા બાપુ?'

'ત્યારે નહિ? આ મકવાણો પણ ફરી ગયો. એ તો ત્યાં લટ્ટુ જ બની ગયો છે. રાત ને દી ખડે પગે ચોકી જ ભરે છે. મહારાજને પણ એ ગમતી વાત છે. બાલુકરાય તો મહારાજનો માણસ. મંત્રીશ્વર ઘણા બળવાન. પણ મને તો એનો ભરોસો પડતો નથી, ભા! આ તમારું આંહીંનું તો ભારે ડીંડવાણું, ભાઈ! મારે તો પાછું જૂનોગઢ જાવું છે.

ઉદેમતી કે'છે હું પણ આવું !'

'મહારાજને પૂછ્યું ?' દામોદરે રા'નું મન જાણવાનો પ્રયત્ન કરવા વાતને લાંબે ગાળે લીધી.

'મહારાજને તો શું, ભા ! હવે આપણે શું કહીએ ? પણ આ કુમાર જતાં અમારો તો જીવ જાતો રહ્યો !'

'એ તો સૌને ઘા પડ્યો છે ને બાપુ ! શું એની મહુરપ !'

'અને એવું જ ડા'પણ. ઉદેમતીને તો કે'શે—તમારી આજ્ઞા માથે નો ચડાવું તો હું સોલંકી શેનો ?'

'હા, એ તો એવું જ. હું સોલંકી છું એ વાત તો એને કે'દે. ભગવાનની એવી મરજી, બીજું શું ?'

'હા, ઈ તો જે દી દીનોનાથ બતાવે ઈ જોવા. પણ ભા ! હવે—અમારે માથે તો આભ તૂટી પડ્યો ના ? હવે મહારાજને કાંઈ કઈં તો એને ખોટું લાગે. નો કઈં તો અમારું નખ્ખોદ જાય. બોલો, હવે તમે જ નીઆ કરો—તમે જાણકાર છો રાજરીતના—તમે જ નીઆ કરો—હવે ઉદેમતી ઉપર શોક આવે તો તો, ભા ! રાજવારસનું શું ? મહારાજનું મન રાખવા એક વાત કબૂલ કરી લઈં. પણ હવે તો આ ભારે ડીંડવાણું થયું નાં ? અત્યાર સુધી તો એક શોકનું ડીંડવાણું હતું. એમાં હવે આ બીજું.'

દામોદર વાત જાણી ગયો. ત્યારે આટલા માટે રા' આવ્યો હતો. કુમારનું મરણ થતાં ભવિષ્યની રાજગાદીનો સવાલ ઉત્પન્ન થયો હતો. અને હવે તો ઉદયમતીનો ભવિષ્યનો કુંવર જ ગાદી ઉપર આવે એ જોવા માટેની રા'ની અધીરતા દામોદર સમજી ગયો. પણ મહારાજની ચૌલા વિષેની ઉત્કૃષ્ટ

પ્રેમભાવના જોતાં એ વસ્તુને મહારાજ સ્વીકારે તે દામોદરને અશક્ય લાગ્યું. પણ અત્યારે રા'ને તો એણે પોતાના પક્ષમાં લેવાનો નિશ્ચય કર્યો.

'એ તો એવું છે બાપુ ! તમે ન કહો તોપણ મહારાજના દિલમાં આ વાતની ખટક પહેલી હશે !'

'એ તો હોય જ ના, ભા ! મહારાજ તો સાગરપેટા છે—પણ એની પડખે નદીનાળાં છલકાતાં હોય ના ? અમારે ન્યાં છે ને વોંકળા—એક વરસાદ ભૂખ જેવો આવે ત્યાં જાણે પાણી સમાય નહિ. બીજે દી પાછા કોરાધાક. મહારાજની શી વાત કરવી ? પણ આ—આટલા પેટા હોય એનો અમને મનમાં બહુ ખટકો !' રા' એ બોલતાં બોલતાં હાથ વડે અભિનય કર્યો.

દામોદરને ખબર હતી કે રા' જેમ ભોળો હતો તેમ લીધી વાત મૂકે એવો ન હતો. રાજકુમારના મરણનું એક કારણ ખરું; પણ એ ઉપરાંત એ પોતાની જાતને અત્યારે તો મહાન મુત્સદ્દીમાં ગણતો હશે, એટલે જ આ સ્વભાવ વિરુદ્ધની નરમાશ બતાવી રહ્યો હતો. તેણે રા' સામે જોયું ને વિશ્વાસથી કહેતો હોય તેમ બોલ્યોઃ 'બાપુ ! તમને કે'વામાં શો વાંધો છે ?—પણ હવે વિમલમંત્રીને તો આંહીંથી કાઢ્યે જ છૂટકો છે.'

'ઈ તો હું, ભા ! ક્યારનું કળી ગયો છું !'

'પણ મંત્રીશ્વર બળવાન છે. એની લોકમાં પ્રતિષ્ઠા છે. દેશપરદેશમાં એની ધાક છે. એને ફરતી એક જાતની રક્ષક મંત્રીમંડળી છે. એટલે જુક્તિથી બહાર જાય એમ કરવાનું છે !'

'ઈ તો એમ જ હોય ને, ભા ! તમારા પાટણમાં એમ ક્યાં કોઈ ગાંડી તરવારું ફેરવે એવા છે ? ઈ તો આ મકવાણો આંહીં પોતાનું નામ બદનામ કરી રહ્યો છે. કે' છે મહારાજે તો વાત હાથમાં લીધી છે—કાપાલિકને કોણે હણ્યો—એની તપાસ પણ થાય છે !'

'એ બધું થઈ રહેશે બાપુ ! પણ જુઓ, તમારે મારી પડખે રહેવું.'

'હું તો તમારી જ પડખે હોઉં ના, ભા ! એમાં વળી કે'વાપણું શું ?' રા'ની આ સરલતા એની આશામાંથી જન્મી છે એ દામોદર જાણી ગયો હતો. એણે એનો લાભ લેવાનો વિચાર કર્યો.

'ત્યારે જુઓ, ભસ્માંકદેવ આવેલ છે. માલવાનું ને નડૂલનું રાજકારણ આગળ ધરી મહારાજ ખાનગી દરબાર ભરશે. તેમાં તમારે મહારાજની સાથોસાથ રહેવું. ને એમનો જયજયકાર કરી મંત્રીશ્વરનો તેજોવધ કરવો. તમે છો, મકવાણા છે, બાલુકરાય છે—ત્યારપછી આંહીંનું ઠેકાણું પડશે !'

'ઈ તો એમ જ હોય ને ભા ! હું ક્યાં તમારી વાત નથી સમજતો ?'

'એ વખતે ચૌલાદેવીની વાત નીકળે તો એમાં પણ તમારે વિરોધી સૂર ન પૂરવો.'

'ન પૂરવો ભા ! ન પૂરવો. બસ ?' રા'ને વિરોધ તજી દેવામાં પોતાનું કામ થતું લાગ્યું.

'તો ત્યાર પછી—એક વાત ચોક્કસ થાય—'

'શી ?'

'મહારાજ ચૌલાદેવીને રાણી બનાવે, ન બનાવે, ગમે તે કરે—ઉદયમતીના સંતાનનો ગાદીહક્ક કાયમ રહેશે. આ તો પાટણ છે, બાપુ! આંહીં કાંઈ ઘોડાં ઘોડવીને કોઈ ફાવે એવું નથી!'

રા' અત્યારે તો આશાનો માર્યો દામોદરનો ઘા ખાઈ ગયો. એને દામોદરની ગરજ હતી. એ આંહીં આવ્યો ત્યારે તો એના મનને એમ હતું કે વિમલમંત્રી ફરી બેઠો છે. ભીમદેવ-મહારાજ માને એવા છે. મકવાણો સાથે છે. એટલે એનું ધાર્યું કરાવતાં વાર નહિ લાગે. આંહીં આવ્યા પછી એણે જોયું કે આંહીંનું વાજું તો ગજબનું અટપટું છે. એટલે એણે શાંતિ પકડી. એટલામાં મકવાણો તો ચૌલાના પક્ષમાં ભળી ગયો. રા' વધુ મૂંઝાણો. એણે દામોદરને હાથમાં લેવાનો વિચાર કર્યો. એટલે એણે અત્યારે દામોદરની હામાં હા મેળવી. થોડી વાર પછી દામોદરે સૂચના કરતો હોય તેમ કહ્યું: 'શું કરવા નાહકના બાપુ! આંહીં ઘોડેસવારોને ભૂખે મારો છો? મહારાજને સિંધમાં જાવું છે ને તમારે ભેગા આવવું છે—તો તાજા થવા ગરમાં જ મોકલી દો ને?'

'અરે, ભા! અમારે ત્યાં ય કાળી કળેળાટી છે નાં? પણ તમારી વાત સાચી છે ભા!'

'હું તો એટલા માટે કહું, બાપુ! કે તમે તો મહા-રાજની શોભા વધે એટલે લાવલશ્કર લાવ્યા હો. પણ કહેવાવાળા તો ગમે તેમ હાંકે ના?'

'હા હા, મારા ભાઈ! કે'નારને કોણ પૂછે?'

'ને તમે જોયું તો ખરું કે આંહીં મહારાજને પણ તમારા પક્ષમાં મારે લાવવા છે—પછી તમારી વાત ક્યાં

મારી જવાની છે તે આ શોભાની જરૂર પડે ?'

રા' જ્યારે રજા લઈને નીકળ્યો, ત્યારે દામોદરે તેને ભવિષ્યની આશા આપીને સોળેસોળ આના પોતાના પક્ષમાં લઈ લીધો હતો. રા'એ ભવિષ્યની આશાએ એની વાત કબૂલી લીધી. આશાથી માણસ નરમ બની રહે છે એ દામોદરને અનુભવ હતો. એણે આશાનો દોર પણ લંબાવ્યો. રા'ને લાગ્યું કે પોતે મુત્સદ્દીગીરી બતાવી શક્યો છે. તે આનંદ પામતો ઉતારે ગયો. ને ધીમેધીમે પોતાનું માણસ ઓછું કરતો ગયો.

બીજે દિવસે સવારે દામોદર ભસ્માંકદેવને ત્યાં જતો હતો ત્યારે તેણે કેટલાક સોરઠી સવારોને ઝીંઝુવાડાને માર્ગે જતા જેયા. એને લાગ્યું કે રા' જેટલું બોલ્યો છે તેટલું પાળશે તો ખરો. પણ પોતે રા'ને જે કહ્યું છે તેમાંથી કેટલું થશે તે વિષે એ વિચાર કરી રહ્યો. રા'નાં માણસો ઓછાં થાય તો ગમે તે વખતે કારણ વિના થઈ પડનારા બખેડાનો સંભવ ટળે. કારણ કે ભસ્માંકદેવ માલવાથી આવ્યા એટલે માલવાનું રાજકરણ વધારે મહત્ત્વનું થઈ પડ્યું હતું. દામોદર જ્યારે ભસ્માંક પાસે ગયો ત્યારે બીજું કોઈ ત્યાં ન હતું. ભસ્માંકદેવે દામોદરને જેઈને કહ્યું: 'આ શું સંભળાય છે, દામોદર ? તમારે ત્યાં કોઈ ખૂન થઈ જાય—ને ખૂની કોણ છે તેનો પત્તો પણ ન લાગે એમ ?'

'એની તો તપાસ થાય છે, દેવ ?'

'શું એની તપાસ થાય છે ? મહારાજને તો હું મળ્યો ત્યારે આજે પહેલી વખત એમને લાગી આવ્યું કે પોતાની સત્તા હવે પાટણમાંથી અસ્ત થઈ ગઈ. મહારાજને કુમારનો

ધા પણ જેવો તેવો લાગ્યો નથી.'

દામોદર સાંભળી રહ્યો. ભીમદેવના સ્વભાવની બે વિશિષ્ટતા રણોત્સાહ ને ન્યાયપ્રિયતા—એની જાણમાં હતાં. રણના ઉત્સાહથી એ નવો જ માણસ બની રહેતો. ન્યાય આપતી વખતે પણ એ દેવાંશી થઈ રહેતો. લોકમાં એના ન્યાયની જબ્બર પ્રતિષ્ઠા હતી. ભીમદેવે બાલુકરાયને આજ્ઞા કરી હતી કે કાપાલિકનું ખૂન જેણે કર્યું હોય તેને પકડીને હાજર કરો—પછી ખૂન કરનાર ગમે તેટલો જબરો હોય.

બાલુકરાય તપાસમાં પડ્યો હતો.

દામોદર હજી માંડ બેઠો હશે ત્યાં સમાચાર આવ્યા કે મહારાજ પોતે પધારે છે.

ભસ્માંક મહારાજને લેવા સામે ચાલ્યો.

ભીમદેવમહારાજનો ભસ્માંક પરનો વિશ્વાસ અચલ હતો. વળી તે મિત્રભાવે મહારાજને ગમે તેમ કહી શકતો. દામોદરે આ તકનો લાભ લઈ અત્યારે જ ભવિષ્યની યોજના ઘડી લેવાનો વિચાર કરી લીધો હતો. એટલામાં ભસ્માંકે મહારાજને કહ્યું તે તેણે સાંભળ્યું: 'મહારાજ! હવે તો તમે આંહીંથી નવરા થાઓ. મહાન સમુદ્રગુપ્ત પછી ભારતવર્ષમાં કોઈને એવું મહાન સ્વપ્ન જ નહિ આવે કે શું?'

ભીમદેવથી બોલી જવાયું: 'પણ મંત્રી વિમલને પૂછ્યું છે?'

ભસ્માંક ઉત્તર આપતા પહેલાં મહારાજની સામે જોઈ રહ્યો. દામોદર ભસ્માંકનો ઉત્તર સાંભળવા એક કાન થઈ રહ્યો હતો.

ભસ્માંક જરા આગળ વધી મહારાજ ભીમદેવની પાસે

આવ્યો. ભીમદેવની આકૃતિ એની પાસે નાની લાગે એવી ઊંચી પડછંદ એની કાયા હતી. તેણે મહારાજના ખભા ઉપર હેતભર્યો હાથ મૂક્યો. અત્યંત શાંતિથી તે બોલ્યો: 'મહારાજ! તમારું ગૌરવ એ જ તમારું સામર્થ્ય છે. વિમલમંત્રીનો આ કાંઈ વિષય છે?'

'ત્યારે કોનો વિષય છે, ભસ્માંક?'

ભસ્માંકે તેનો હાથ ઝાલી તેને આગળ લીધો: 'મહારાજ! આવો, બેસો, હું તમને માલવાની વાતો કહું. તેમાંથી એ કોનો વિષય છે એનો પ્રત્યુત્તર મળી રહેશે.'

ભીમ ને ભસ્માંક બન્ને આગળ વધ્યા. એક સુંદર લાલ ચંદનના બાજોઠ ઉપર જરિયાનવાળું વસ્ત્ર પાથર્યું હતું ત્યાં બન્ને બેઠા. દામોદરે ભસ્માંકની સામે જોયું. તેણે તેને બેસવા નિશાની કરી: 'દામોદર! તું પણ બેસ—તારે—વખતે ભવિષ્યમાં માલવા જવું પડશે!'

દામોદર બેઠો. ભસ્માંકને ભીમદેવે પૂછ્યું: 'માલવા જઈ આવ્યા? ત્યાં શું શું જોયું?'

'મહારાજ! મેં જે માલવામાં જોયું છે તે જોઈને દિંગ થઈ ગયો છું. એના સામર્થ્યનો પાર નથી, અને એની અશક્તિની સીમા નથી.'

કેટલાંક માણસો એવાં હોય છે કે તે બોલે છે ને વાતાવરણ ફરી જાય છે. ભસ્માંકે માલવાની વાત કરી અને આખા પાટણ વિષેનું જાણે એક ઘડીમાં વાતાવરણ ફરી ગયું. પાટણમાં જાણે કાંઈ જ કલહ નથી—અને એણે મહાન થવાની તૈયારી કરવાની છે—એવી નવી દૃષ્ટિ ખડી થઈ ગઈ.

'કેમ એમ બોલ્યા, દેવ!—સામર્થ્ય પણ છે ને અશક્તિ પણ છે, એટલે શું?'

'કહું, મહારાજ ! પાટણને ઘડયું મહારાજ મૂલરાજદેવે. મહારાજ ચામુંડે રાજત્યાગ વહેલો કર્યો. મહારાજ દુર્લભરાજનો રાજકાળ ટૂંકો. તમારે જ ભાગે, મહારાજ ! મહાન પાટણનું સ્વપ્ન સાચું કરવાનું આવ્યું છે. પણ માલવામાં તો મહત્તાની પરંપરા સૈકાથી ચાલી આવે છે. મુંજ મહાન હતો; મુંજનો પિતા મહાન હતો; મુંજનો ભાઈ સિંધુરાજ પણ મહાન હતો. ભોજ મહાન છે. પણ એને ત્યાં વીર—વિદ્યા—અને વારાંગના ત્રણેનો સંગમ થયો છે; અને એનું પતન પણ એમાં છે. એને માટે લાંબો સમય જોશે એ ખરું.'

'પણ હમણાં તો ધંધૂકરાજ એને શરણે ગયો છે; અને નડુલના ચૌહાણ ઉપર એનો સેનાપતિ સાઢા આવ્યો છે. એનું શું ?'

'ધંધૂકરાજ ઉપર તો મંત્રીશ્વર વિમલને મોકલો, મહારાજ !'

દામોદરને પણ એ વાત રુચી. તે બોલ્યો: 'અને નડુલ ઉપર ?'

'નડુલ ઉપર મહારાજ પોતે જાય—સેનાપતિ સાઢા જેટલો બળવાન છે એટલો કુશળ નથી. એ યોદ્ધો છે: સેનાપતિ નથી. નડુલનો ચપલ અણુહિલરાજ કાં એને ખાખીવીખી કરી નાખશે—અથવા વાઢી નાખશે. એ સમય આવે કે તરત મહારાજ ત્યાં પહોંચી જાય—તો ધંધૂકરાજના પુત્ર કૃષ્ણરાજને ને અણુહિલના યુવરાજ બાલપ્રસાદને બન્નેને—મહારાજ નમાવી શકશે ! તેં દેવરાજને તો ત્યાં મોકલ્યો છે ને ?'

'હા; ને ત્યાર પછી તો કાર્તિક સ્વામી પણ ત્યાં ગયો છે.'

'થયું ત્યારે, હવે મહારાજ—પધારે—'

'દેવરાજ ત્યાં શાલિહોત્રવિશારદ બનીને રહ્યો છે. તેણે કુમારના અશ્વોને નાચતાં પણ શીખવ્યું છે!'

'નાચતાં શીખવ્યું છે?' ભીમદેવે પૂછ્યું.

'હા, મહારાજ; માલવા પડશે—ત્યાં વારાંગનાઓ ઘણી વધુ છે માટે; નડ્ડુલ પડશે, ત્યાં સાધુઓ ઘણા વધારે છે માટે.'

ભીમદેવ હસ્યો: 'અને આ તારું પાટણ?'

દામોદરે જવાબ વાળ્યો: 'એ ટકશે. જ્યાં સુધી એક વસ્તુને ભોગે બીજી વસ્તુ થતી નથી ત્યાં સુધી તે ટકે છે.' નડ્ડુલનો ઝોક એકપક્ષી છે. રાજવંશી કુમારો પણ ત્યાં સાધુ થાય છે. એ વસ્તુ ટકે નહિ, મહારાજ!

ભરમાંક અચાનક બોલ્યો: 'પણ મહારાજ! આ મેં સાંભળ્યું તે સાચું?'

ભીમદેવ તેની સામે જોઈ રહ્યો: 'શું?'

'કે મહારાજે વિમલને ત્યાં બેત્રણ મલ્લો મોકલેલા—મારવા એમ લોકો કહે છે.'

'—એનું બળ જોવા એમ કહેવું જોઈએ,' દામોદરે જવાબ વાળ્યો. ભીમદેવે ડોકું ધુણાવ્યું.

'મહારાજ! તો એમાં તમારું ગૌરવ નથી. ગૌરવ વિનાનો કોઈ રાજા મહારાજ્ય સ્થાપી શકે નહિ—સ્થાપે તો સાચવી શકે નહિ. આ જમાનામાં ધીમેધીમે બળ—એ હવે ગૌણ વસ્તુ થઈ રહેશે. કળ એ જ અગત્યની બની રહેશે. સોમનાથમાં એ જ થયું ના? અને મહારાજ્યો સ્થાપવા માટે માત્ર બળવાન નહિ—મહાન મંત્રીઓ જોઈએ. વિમલ બળવાન હશે; અને છે. પણ એ મહાન નથી. એનું સ્થાન

પાટણના મંત્રી તરીકે નહિ—આબુના દંડનાયક તરીકે હોઈ શકે. એની સ્પર્ધામાં મહારાજ સમય ગુમાવે એમાં પાટણને હાનિ છે. દામોદર! તું આ સમજ્યો નથી?'

'સમજ્યો તો છું.'

'તો પછી? આની માલવામાં શી અસર થશે? એટલે મહારાજના દરબાર પહેલાં એની યોજના તારે કરી લેવાની રહી. જો, તલવાર નીકળવી ન જોઈએ; ને કોઈ ઘર્ષણ રહેવું ન જોઈએ. હું પણ એકાદ વખત મંત્રીશ્વરને મળી જોઇશ જો માને તો— તમે સઘળા પાટણના મંત્રીઓ કૌટિલ્યનો અભ્યાસ કરતા હો!'

દામોદર સમજ્યો. તે બોલ્યો: 'મેં એ અભ્યાસ કાંઈક તો કર્યો છે. મંત્રીશ્વરને તમારું મળવું નિરર્થક જશે.'

'તે જોઈએ. માલવામાં એક બીજી વસ્તુ પણ ધ્યાન ખેંચે તેવી છે, દામોદર!'

'કઈ?'

'મહારાજ ભોજની નજર પાટણ ઉપર છે એ ચોક્કસ. પાટણ પડે એટલે છેક સોમનાથ સુધી—અને ઉત્તરમાં સિંધ સુધી એક મહારાજ્ય સ્થાપવાનું એને સ્વપ્ન પણ છે. જે ઘડીએ એ પાટણ આવે તે ઘડીએ તમારી પાસે એના સામે થવાનું બળ નથી. બળ છે?'

'પાટણમાં પણ વીરપુરુષો તો પડ્યા છે,' દામોદરે કહ્યું.

'પાટણમાં વીરપુરુષો હશે; નથી એમ હું નથી કહેતો: પણ પાટણમાં વિદ્વાનો નથી, અને વારાંગનાઓ પણ નથી.'

'વિદ્વાનો લડતા નથી; ને રાજ્યો લડાઈ વિના લેવાતાં નથી,' દામોદરે કહ્યું.

'એ સાચું; પણ તને લાગતું નથી કે એકાદ ધનપાલ વિના પાટણ શૂન્ય જેવું દેખાય છે? અને વારાંગનાઓ? વારાંગનાઓ ક્યાં છે?'

'વારાંગનાઓ!' દામોદર આશ્ચર્યથી બોલી રહ્યો. ભસ્માંકદેવ હસી પડ્યો: 'વારાંગનાઓ—એટલે પરરાષ્ટ્રની રજેરજ હકીકત મેળવનારી સુંદરીઓ. દામોદર! સામ્રાજ્યો સ્થાપવાની તમને પટ્ટણીઓને આકાંક્ષા નથી, એ જ સારું છે. તમારું સ્વપ્ન નાનું છે. તમારું કાર્યક્ષેત્ર પણ સંકુચિત છે. તમને ગુપ્તસામ્રાજ્યની ભાવના સ્પર્શી નથી—ઠીક છે; માલવરાજ એ કરી શકત; મહારાજ ભીમદેવ એ કરી શકત; બીજું કોઈ હવે એ નહિ કરી શકે. મને લાગે છે—કદાચ એ યુગ જ ગયો.' થોડી વાર ભસ્માંકદેવ જમીન તરફ જોઈ રહ્યો. પછી તે ધીમેથી બોલ્યો: 'પણ જોને, માલવા હમણાં ન આવે તે માટે—આટલું થઈ શકે તેમ છે. દક્ષિણના તૈલપે માલવરાજ મુંજને હણ્યો એ તને ખબર છે. એ મુંજની વિધવા કુસુમવતી—તૈલપની સગી બહેન—એ વૈર લેવા તલસી રહી છે એ તેં જ મને કહ્યું હતું. હવે ભોજ-રાજની દૃષ્ટિને દક્ષિણ તરફ વાળવી છે—આપણે માટે એ ફાયદાકારક છે. એ તરફ એ જાય તો આપણી બાજુ દૃઢ કરી લઈએ. પછી ભવિષ્યમાં તમારે એક વખત માલવા સાથે લડવું તો પડશે જ. માલવા કે પાટણ બેમાંથી—એક જ રહી શકે તેમ છે, સમજ્યો?'

'બરાબર છે.'

'જો, તમારી પાસે ભોજરાજનું ગજસૈન્ય નથી—અને તમારે એને હંફાવવો છે—એટલે ભવિષ્યમાં તારે માલવા

જવું પડશે.'

'જઈશ—'

'કેવળ જવાનું નથી. આંહીંના વિદ્વાનોની મશ્કરી થાય એટલી વિદ્વત્તા તો ત્યાંની વારાંગનાઓમાં છે. ભોજની નગરીમાં રહેવું—એ કાંઇ બચ્ચાંના ખેલ નથી. કુસુમવતીને તો મેં ઉશ્કેરી છે. તેણે ભોજને તેડાવ્યો છે. તારે એકાદ નાટક યોજવું પડશે—ભોજરાજને દક્ષિણ તરફ મોકલવાની એ યોજના છે. બોલ—તારી પાસે વિદ્વાનો છે? તું કહેતો હતો ના, વિદ્વાનો લડાઈ કરતા નથી?'

દામોદરે કહ્યું: 'એ થઈ રહેશે.'

'થયું ત્યારે, તૈલપને હાથે ખેંચાતું મુંજનું શિર—કુસુમવતીને ઉશ્કેરશે; કુસુમવતી ભોજને ઉશ્કેરશે; ને એ રીતે એ બળ દક્ષિણ તરફ વળી જાશે.'

'હાં, એ રસ્તો બરાબર છે,' ભીમદેવ બોલ્યો.

'આ જાણે માલવાની ભવિષ્યની વાત થઈ.'

'પણ અત્યારે આપણે શું કરવાનું છે?' ભીમદેવે કહ્યું.

'મહારાજ! વિમલે પાટણ છોડવું જોઈએ—અથવા તમારે પાટણ છોડાવવું જોઈએ,' ભસ્માંકે જવાબ વાળ્યો.

'પણ એ તો ના પાડે છે તેનું શું? આપણે એને હણીને જ શાંતિ સ્થાપી શકીએ,' ભીમદેવે ઉતાવળે કહ્યું.

'મહારાજ! વિમલમંત્રીશ્વર સમર્થ છે. લોકમાં એની પ્રતિષ્ઠા છે. એને હણવાથી ફાયદો શો? એ ગમે તેટલો બળવાન હોય ને છે—પણ ગુજરાતનો એ મહાન વણિક છે. એને તલવાર હણી શકશે નહિ, એને હરાવવાનું સાધન

જુદું છે,' દામોદર બોલ્યો.

'શું?'

'તે થઈ રહેશે. ધંધૂકરાજ ઉપર વિમલમંત્રીશ્વરને મોકલવો એટલી જાહેરાત તમે રાજસભામાં કરજો, પછી સઘળું થઈ રહેશે.'

'શી રીતે?'

'મહારાજ! કેટલીક વસ્તુઓ પરિપકવ થવા માટે સમય માગે છે.' અને દામોદર પોતાના હાથમાં સોનાના દ્રમ્મ ફેરવી રહ્યો: પછી તે બોલ્યો: 'મહારાજ! આવી રીતે.' ભીમદેવ ને ભસ્માંક બરાબર સમજ્યા નહિ. 'દામોદર, શી રીતે?' મહારાજે ફરીને પૂછ્યું. પણ એટલામાં બહારથી બાલુકરાયે અંદર આવવા માટે રજા મગાવી. ભીમદેવે પરિચારકને ડોકું ધુણાવી હા પાડી. થોડી વારમાં બાલુકરાય આવ્યો. તેણે દામોદર ને ભસ્માંકદેવને જોયા. તેણે મહારાજને કહ્યું:

'મહારાજ! મારું કામ અગત્યનું છે ને ખાનગી છે. મેં કાપાલિકના ખૂનીને શોધી કાઢ્યો છે.'

'કોણ છે?'

'તે જાણવાનું મહારાજને એકને માટે જ છે.'

દામોદર ને ભસ્માંકદેવ તુરત બહાર નીકળી ગયા. ભીમદેવમહારાજ બાલુકરાય તરફ જોઈ રહ્યા. બાલુકરાય મહારાજની વધુ પાસે આવ્યો. તેણે અત્યંત ધીમેથી કહ્યું: 'મહારાજ લોકમાં છૂટથી એક નામ બોલાઈ રહ્યું છે—'

'શું? કોનું નામ બોલાય છે?'

બાલુકરાય વિચારમાં પડી ગયો. ભીમદેવે કાંઈક કરડાકીથી કહ્યું: 'બાલુકરાય! શું બોલાઈ રહ્યું છે? બોલો,

કેમ બોલ્યા નહિ? ગમે તેટલો મહાન માણસ હોય તોપણ ખૂનનો દંડ પામશે જ. કોણ છે? બોલો.'

'મહારાજ!'—બાલુકરાય અચકાયો.

'કોણ છે? મંત્રીશ્વર છે?'

'ના.'

'ત્યારે? દામોદર?'

'ના, મહારાજ! એના કરતાં મહાન.'

'કોણ રા'?'

'ના, હજી વધુ મહાન!'

'હજી વધુ મહાન? કોણ છે ત્યારે? દેવ?'

'મહારાજ! લોકવાયકા છે કે મહારાણીબાએ કાપાલિકને હણાવી નાખ્યો.'

ભીમદેવે પાછળના થાંભલાનો આધાર લીધો. તેના પગ જાણે નીચેથી કપાઈ ગયા હતા. એની પોતાની રાણી ઉપર આ ખૂનનો આરોપ ચડશે એ એની કલ્પનાબહાર હતું. ન્યાય આપવો મુશ્કેલ હતો. ન્યાય ન આપવો એ જીવનમૃત્યુ હતું. તે સ્તબ્ધ બનીને બેઠો રહ્યો. થોડી વાર પછી તે બોલ્યો: 'બાલુકરાય! આ સાચું છે?'

'મહારાજ! લોકો વાત કરે છે.'

'દામોદરને બોલાવ તો—'

'હા, મહારાજ; એ બરાબર છે.'

મહારાજ ભીમદેવે એક હાંક મારી: 'કોણ છે બહાર?' પણ એ હાંકમાં એમના જીવન પર પડેલા ઘાની વેદના હતી.

એ સાંભળીને દામોદર તુરત દોડતો આવ્યો: ભરમાંક

બહાર જ રહ્યો.

'દામોદર !' કાંઈક ગભરાયેલા અવાજે મહારાજે કહ્યું: 'તને ખબર છે, કાપાલિકને કોણે હણ્યો ?'

દામોદરે બાલુકરાય સામે જોયું. બાલુકરાય એવા શા સમાચાર લાવ્યો હતો કે મહારાજ વ્યગ્ર બની ગયા હતા, તે એ જાણી શક્યો નહિ. તેણે અનુમાન કરીને કહ્યું:

'લોકો તો બહુ વાત કરે છે, મહારાજ !'

'શી વાત કરે છે ?'

'મહારાજ ! લોકની વાત ઉપર એમ સંપૂર્ણ વિશ્વાસ ન મુકાય. લોકો તો કહે છે કે—'

'મહારાણીનું કામ છે એમ ?' ભીમે ઉતાવળે કહ્યું. દામોદરને ખબર ન હતી, પણ નામ મળી ગયું, એટલે પોતે જાણતો હોય તેમ દામોદરે કહ્યું: 'મહારાજ ! લોકો મહારાણીબાનું નામ લે છે એ ખરું; પણ હું નથી માનતો. લોકવાયકા ઉપર શો વિશ્વાસ ?'

'પણ લોકનું મન તો ચગડોળે ચડ્યું ના ?'

'મહારાજ ! અત્યારે તો તમારી સ્થિતિ કફોડી છે. તમે ન્યાય આપશો તો લોકો માનશે કે ચૌલા પ્રત્યેના મોહથી તમે મહારાણીબાનો ખોટો ન્યાય કરો છો. મારું માનો તો મહારાજ ! એ વાત જ જવા દો !'

'દામોદર !' ભીમદેવે ગંભીર અવાજે કહ્યું: 'ગમે તે હોય—અપરાધીને શિક્ષા થવી જ જોઈએ. લોકો ભલે ગમે તે માને—'

'પણ મહારાજ !—'

ભીમદેવે નાક ઉપર આંગળી મૂકી તેને ચૂપ કરી

દીધો: ' બાલુકરાય ! હું તમને કહું છું, મહારાણીને કેદ કરો—'

' પણ મહારાજ ! ખૂન તો મેં કર્યું છે—' રૂપાની ઘંટડી જેવો અવાજ સાંભળીને ભીમદેવે ઊંચે જોયું.

દામોદર તથા બાલુકરાયે પણ ત્યાં દૃષ્ટિ કરી.

ઉપલા ખંડમાંની સીડી ઉપર આવીને ચૌલા ઊભી હતી: ભસ્માંકદેવ તેની સાથે હતો: ' મહારાજ ! ખૂન કરનારી તો હું છું !'

દામોદર આભો બની ગયો. ભીમદેવ જવાબ શોધવા લાગ્યો. બાલુકરાયને શંકા પડી. માત્ર ચૌલા વધારે સ્થિર પગલે આગળ આવી.

## ૩૨. કાર્તિકસ્વામી આવી પહોંચ્યો

ચૌલા આવી રીતે આગળ આવી એની પાછળ એક રહસ્ય હતું. પાછલી રાતે તે જાગીને પોતાના નિત્યનિયમ પ્રમાણે જ્યારે સંગીતના સરોદ મેળવી રહી હતી, ત્યારે તેણે વાટિકામાં કોઈને કેસર મકવાણા સાથે બોલતો સાંભળ્યો. શું છે તે જાણવા તે ઝરૂખામાં આવીને ઊભી રહી. નીચે વાત થઈ રહી હતી.

'હેં! શું કહે છે? બાપુ મરણપથારી ઉપર છે? ત્યાં સુધીની વાત છે?'

કેસરના પિતાની ગંભીર માંદગીના સમાચાર કોઈ સાંઢણીસવાર લાવ્યો હોય તેમ લાગ્યું. ચૌલા વધારે ધ્યાનથી સાંભળવા લાગી.

'આઠ દી કાઢે તો સારું. તમારું મોં જોવા માટે જ જાણે જમરાજાને ના પાડી રહ્યા છે!'

થોડી વાર કોઈ બોલ્યું નહિ. 'અરેરે!' કેસરનો અવાજ આવ્યો. 'ત્યારે હવે મારે શું કરવું? આ તો ધર્મસંકટ આવ્યું.'

'તમારે તરત નીકળવાનું. બીજું શું? બાપુ ઝંખે છે

કે મારો દીકરો આવી જાય, સંધના હમીર સુમરા સાથેની પતાવટનું મને વેણુ આપી જાય તો પછી મારો દેહ છૂટે !'

'અરે ! પણ ત્યારે આંહીંનું શું ? આંહીંનું ?'

'કેમ આંહીં શું છે ?'

'આંહી એક કાપાલિક મારે હાથે હણાઈ ગયો છે. મહારાજ પોતે ન્યાયાસને વિરાજવાના છે. મહારાજની ન્યાય વિષેની ખ્યાતિ જાણીતી છે. હું નહિ હોઉં તો મહારાજને લાગી જાશે—અને લાગી જાશે ઈ તો ઠીક, પણ એમની આજ દી સુધીની કીર્તિને કલંક બેસી જાશે. આવા અપરાધનો ન્યાય થાય નહિ તો પછી રાજ શેનું ?'

'ત્યારે હવે ?'

'કોઈ ને ખબર નથી ને ભાગું તો મહારાજનો ચોર ઠરું. ખબર કરવા જાઉં તો ન્યાયાસન પાસે ઊભું રહેવું પડે. મહારાજ મને છોડી દે તો પછી રાજગૌરવ રહ્યું ક્યાં ? આ તો ભઈ, ભારે થઈ ! બાપુ બહુ માંદા છે ?'

એટલામાં તો કોઈ બીજો ઘોડેસવાર આવી પહોંચ્યો. તે પણ મકવાણાની જ શોધ કરી રહ્યો હતો.

'કોણ ભાઈ ! કોણ તમે ?' મકવાણાએ કહ્યું.

'મકવાણાજી ! ન ઓળખ્યો ? એ તો હું કાર્તિકસ્વામી !'

'હાં—હાં ! ઓહોહો ! તમે ક્યાંથી ? તમે તો નડુલ હતા ને ? મહેતાને કામે ગયા છો એમ વાત થાતી હતી. ક્યારે આવ્યા ?

'આ ચાલ્યો જ આવું છું ને. હજી તો ઉતારે પણ પહોંચ્યો નથી. મારો ઉતારો આંહીં વાટિકામાં જ. અત્યારે હું તો તમને એક જણાની રસ્તે સાંઢ ફસાણી તેણે જે સંદેશો

આપ્યો તે કહેવા આવ્યો છું. બાપુ વિહિયાસ મકવાણાની ઘડીઓ ગણાય છે. ને તમને ઝંખી રહ્યા છે! તમે ઘડિયા-જોજન સાંઢ લઈને પહોંચી જાઓ, મકવાણાજી!'

ચૌલાએ આ કાનોકાન સાંભળ્યું હતું. કાર્તિકસ્વામી તો સંદેશો આપીને જતો રહ્યો. એટલે અત્યારે જ્યારે મકવાણાને એણે આવતો જોયો, ત્યારે એ એના સ્વભાવ પ્રમાણે મહારાજ પાસે ન્યાય માગશે તો વસ્તુસ્થિતિ ગૂંચવાશે ને મકવાણાને મહારાજ જાઓ કે રહો એમ પણ નહિ કહી શકે. એટલે મકવાણો આવે તે પહેલાં જ તે મક્કમતાથી આગળ આવી બોલી: 'મહારાજ! કાપાલિકને હણનાર તો હું છું!' તે ત્યાં ઊભી રહી, ને બાલુકરાયને કહ્યું: 'સેનાપતિરાજ! મહારાજ જેમ કહે તેમ કરો.'

બાલુકરાય અચકાયો. તેને ખબર હતી કે મહારાજે ચૌલાને હમેશાં એક સ્વપ્નપ્રતિમાની જેમ દૂરથી નિહાળી હતી. તે એના પરિચયમાં આવ્યા હતા એ ખરું, તથાપિ તેમના હૃદયમાં તો એની જે એક અચલ પ્રતિમા કોતરાઈ રહી હતી એ પ્રતિમાને આધારે જ એ ચૌલાને નિહાળતા. એ પ્રતિમા નિરવધિ પ્રેમની—નિરવધિ સન્માનની પ્રેરક હતી. મહારાજે ચૌલા સામે જોયું: તેમણે રાણીપદ સિવાય બીજા કોઈ પદની દૃષ્ટિએ ચૌલાને કોઈ દિવસ જોઈ ન હતી. અત્યારે પણ મહારાજના હૃદયમાં એ જ ભાવ હતો. ચૌલા એમનું ધર્મસંકટ કળી ગઈ. તે ફરીને બોલી: 'મહારાજ! આપના નિરવધિ પ્રેમની હું કસોટી કાઢી રહી છું એમ રખે માનતા. એ પ્રેમ તો હવે કસોટીથી પર છે. પણ મેં જેમ આપને માટે થઈને પાટણ તજ્યું નથી—તેમ આપે મારે

માટે થઈને પાટણને તજવું ન જોઈએ. આપ પાટણપતિ પહેલા છો. મહારાજ! કાપાલિકને હણનાર હું છું. ને એ પ્રમાણે મને દંડ આપવો એ આપનો ધર્મ છે!'

ભીમદેવે બાલુકરાય સામે જોયું: 'પણ બાલુકરાય તો બીજું નામ આપે છે તેનું શું?'

'તે ખોટું છે, મહારાજ! કાપાલિકને હણનાર હું પોતે કહું છું ને કે એ ખોટું છે!'

એટલામાં એક બીજો અવાજ આવ્યો: 'મહારાજ! ત્યારે આ પણ ખોટું છે!' સૌનાં ધ્યાન દ્વાર તરફ ખેંચાયાં. કેસર મકવાણો ત્યાં આવીને ઊભો હતો. એની પાછળ ઉતાવળે પગલે એનો જવાબ માગતો દ્વારપાલ આવી રહ્યો હતો. એણે પ્રવેશ કર્યો, પણ મહારાજે દ્વારપાલને નિશાની કરી એટલે તે પાછો ફરી ગયો. મકવાણો ધીમે પગલે આગળ આવ્યો. મહારાજને પ્રણામ કર્યા. 'મહારાજ! આ પણ ખોટું છે!' તે ફરીને બોલ્યો.

'શું ખોટું છે, મકવાણાજી? તમે શું સમજ્યા છો?'

'મહારાજ! દેવીએ કહ્યું તે; કાપાલિકને તો મેં હણ્યો છે!'

'તમે હણ્યો છે? એની શી ખાતરી?'

'ખાતરી બીજી શી? આ તલવાર પોતે એની સાક્ષી છે. ને ચૌલાદેવીને જ પૂછો ને!'

દામોદરને લાગ્યું કે વાતમાં કાંઈક ભેદ છે. મહારાજની ન્યાયવૃત્તિની એને ખબર હતી. પોતાનો હાથ અન્યાય કરે તો એ હાથને દૂર કરે એટલી તીવ્રતા એમનામાં હતી. આમ કાપાલિકના ત્રણત્રણ ખૂની રજૂ થાય છે, એટલે એમાં

કાંઈક રહસ્ય છે એમ ધારીને દામોદર હાથ જોડીને આગળ આવ્યો: 'મહારાજ!'

'કેમ? કાપાલિકને તેં હણ્યો છે કે શું?' ભીમદેવે પૂછ્યું.

'ના, મહારાજ! મેં હણ્યો નથી; પણ હણનાર મારા કબજામાં છે!'

'એ તો એનું એ થયું ના? તારા કબજામાં છે? પણ ત્યારે આ બધું છે શું? દરેક જણ કેમ આ વાત પોતાની ઉપર ઓઢી લેવા માગે છે? એક ખૂન થયું છે એ બસ નથી તે બીજું ન્યાયનું ખૂન કરવા માગો છો?'

'મહારાજ! ખૂન તો મેં કર્યું છે. ને ખૂનનો જવાબ આપવા હું તૈયાર છું!' મકવાણો બોલ્યો.

'મહારાજ! મારે હજી એક બીજી વાત કરવાની બાકી છે,' ચૌલા બોલી.

'શી?'

'મકવાણાજી અત્યારે આંહીં શા માટે આવ્યા છે એ આપને ખબર છે?'

'ના.'

'ત્યારે, મહારાજ! મકવાણાજીના પિતા મૃત્યુશય્યા ઉપર પડ્યા છે. એક ઉતાવળો સાંઢણીસવાર એ સમાચાર લઈને આવ્યો છે. મકવાણાજી તો આપની અનુજ્ઞા લેવા આવી રહ્યા હતા—ને વચ્ચે આ વાતમાં થોભી ગયા છે!'

'કોણ? વિહિયાસ મકવાણાજી? હેં?'

'હા, મહારાજ!'

'મકવાણાજી!' દામોદર બોલ્યો. મહારાજનું ન્યાય-

પ્રિય માનસ ધવાયા વિના મકવાણો છૂટો થાય, ને મકવાણો આ ધર્મસંકટમાંથી પોતાનો રસ્તો નીકળતો જોઈ તેનો લાભ ઉઠાવી લે એ હેતુથી એણે વાતને નવું રૂપ આપવા યત્ન કર્યો: 'મકવાણાજી! કાપાલિકનું ખૂન તમે માનો છો કે તમે કર્યું છે. દેવી માને છે કે એમણે કર્યું છે. બાલુકરાયનો મત સ્પષ્ટ રીતે જુદો છે. મારી પાસે પુરાવા છે કે કાપાલિકનો ખરો ખૂની મારા કબજામાં છે. એટલે મહારાજ તો આ આખી વાતનો તાગ મેળવ્યે જ રહેવાના; એટલે તમે હમણાં જઈ શકો છો. કેમ મહારાજ! એમ જ ના?'

'પણ મહારાજ ઉપર અપજશ આવે—કે કાપાલિકનો ખૂની મકવાણો સગો હતો માટે એને જવા દીધો—એનું શું? મહારાજની ન્યાયપ્રતિષ્ઠા કેવી ભારે છે એ મારાથી અજાણ્યું નથી. મહારાજના એ જશને ઝાંખપ લાગે એવું કોઈ કામ મારે હાથે ન થાય—હું મહારાજને એવા કલંકિત ન કરું—' મકવાણો બોલ્યો.

'પણ ખૂન તો આંહીં મારે આંગણે બેઠું છે ના, મકવાણાજી!' ચૌલા બોલી.

'પણ ખૂની તો હું છું ના?' મકવાણાએ કહ્યું.

'મહારાજ! તો આપ બાલુકરાયને ફરમાવો કે હમણાં મકવાણાને—' દામોદરે સૂચના કરવાની ધૃષ્ટતા કરી.

'કે મને પકડે!' કેસર બોલ્યો.

'અથવા મને નજરકેદ કરે—' ચૌલા બોલી.

'ના; ખરા ખૂનીને હાજર કરવાની મારા ઉપર મહારાજની આજ્ઞા થાય—મહારાજ! હું એના ખરા ખૂનીને ભરદરબારમાં હાજર કરીશ—મકવાણાજીનો સમય અમૂલ્ય છે—' દામોદર બોલ્યો.

દેખીતી રીતે મહારાજ ભીમદેવ નિશ્ચય કરવામાં મૂંઝાતા હતા. કારણ કે એમની ન્યાયવૃત્તિ ઘણી કોમળ હતી. જો મકવાણો કહે છે તેમ એ ખૂની હોય તો એનું વચન લઈ એને જવા દેવાની એમની ઇચ્છા હતી. પણ કોણ ખૂની છે એનો પત્તો મેળવવાનો એમને આગ્રહ હતો.

'મકવાણાજી! મને તમે પ્રિય છો એ કાંઈ નવી વાત નથી. તમને જોતાં મને રાજપૂતીનું અભિમાન ચડે છે. પણ તમે કહો છો તેમ જો આ ખૂન તમે કર્યું હોય તો તમારો ધર્મ સ્પષ્ટ છે—બાલુકરાયને કબજે થવાનો. મારો ધર્મ સ્પષ્ટ છે—તમને દંડ આપવાનો. બાલુકરાયનો ધર્મ સ્પષ્ટ છે—તમને પકડવાનો. પણ આ વસ્તુ વિષે દામોદર ખાતરીથી કહે છે એટલે બાલુકરાય! તમે મકવાણાને હમણાં—'

'મહારાજ! એક ઘડીભર—હજી કોઈક આવતું લાગે છે—'

દામોદરનું વાક્ય પૂરું થાય તે પહેલાં એક અનુચર આવ્યો. 'કોણ છે?' મહારાજે પૂછ્યું.

'મહારાજ! કાર્તિકસ્વામી—નડુલથી આવ્યા છે, મહારાજને મળવા માગે છે.'

'કોણ? કાર્તિકસ્વામી? દામોદર! એ અત્યારે ક્યાંથી? એ આંહીં આવી ગયો છે કે શું?'

'મહારાજ! નડુલના અગત્યના સમાચાર હશે. એટલે અત્યારે આવ્યા લાગે છે.'

થોડી વારમાં કાર્તિકસ્વામી અંદર આવ્યો. તેણે મહારાજને પ્રણામ કર્યા. 'મહારાજ! આજ્ઞા હોય તો મારે પહેલાં મકવાણાને કાંઈક કહેવાનું છે!' તે બોલ્યો.

'હા, કહોને.'

'મકવાણાજી! બાપુ વિહિયાસ તમારી મેઘધારાની પેઠે રાહ જુએ છે. જે સમય જાય છે તે પળેપળ કિંમતી છે. મને રસ્તામાં પણ ઠેરઠેર એ જ સમાચાર મળ્યા હતા. હમણાં વળી એક બીજો માણસ પણ આવ્યો છે.'

દામોદરે મહારાજ સામે જોયું.

મહારાજનો ચહેરો હજી અશાંત હતો: 'બાલુકરાય! મકવાણાજી પાછા ફરશે એ શરતે તમે એને જવા દો—!'

'અને મહારાજ! કદાચ પાછો ન ફરું,' મકવાણાએ કહ્યું: 'કદાચ પાછો ન ફરું—તેની સ્મૃતિમાં કાપાલિકના શબ્દો રમી રહ્યા હતા—અને મને લાગે છે કે હું આ છેલ્લી વખત જ પાટણ જોઈ રહ્યો છું—તો માનજો કે મકવાણો ભયને લીધે પાછો નથી ફર્યો એમ નથી. એની ભોમકામાં એનો દેહ છૂટી ગયો ને એ ન આવ્યો. પણ મહારાજ! હું ન આવું તો કોઈ ને કોઈ મકવાણો પાટણને પાદર આવીને મારો રહ્યોસહ્યો દંડ પૂરો કરી જાશે. એ મારું વેણ છે, મહારાજ! કેસર જાશે, પણ કાંઈ મકવાણાનો વંશવેલો લેણદેણ દીધા વિના રહેશે? કોઈ ને કોઈ આવશે, મહારાજ!' મકવાણાની વાણી વેધક બની રહી.

'મકવાણાજી! ખોટું ન લગાડતા. પણ તમારે આ વાતનો જવાબ આપવા હાજર તો થવું જ પડશે!' ભીમદેવ મહારાજે કહ્યું.

'મહારાજ! જીવતો હોઈશ તો ચોક્કસ આવીશ. પાટણના ન્યાયની કીર્તિ ઉપર તો ગાથાઓ રચાય છે! મહારાજની ન્યાયવૃત્તિ કાંઈ મારાથી અજાણી છે? મહારાજ

ન ઇચ્છે તો હું ન જાઉં.'

'હવે તો તમારે જવું જ પડશે. કારણ કે અમારે તો આની ઊંડી તપાસ કરવાની બાકી છે. એટલે તમે આંહીં હો કે ન હો, એ અમારે મન સરખું છે. તમે જાઓ—ને પછી પાછા ફરજો—ને સારા સમાચાર ઝટ કહેવરાવજો—જઈને તરત હો—'

'ને કાં તો અમે ત્યાં આવીએ ત્યારે અમારી ભેગા થઈ જજો—' દામોદર બોલ્યો.

કેસર મકવાણાએ મહારાજને પ્રણામ કર્યા. ચૌલાદેવી પાસે જઇને તો એ નીચે નમી પડચો. બહુ થોડા વખતમાં એ વીરપુરુષ ઉપર આ નારીની છાયા પડી ગઈ હતી. તે ગયો ત્યારે સૌને લાગ્યું કે જાણે વીરત્વભરેલ જીવનકવિતાનું એકાદ ચરણ લુપ્ત થઈ ગયું છે.

મકવાણાના ગયા પછી દામોદરે કહ્યું: 'મહારાજ! જે વસ્તુની આપ તપાસ માગી રહ્યા છો—કાપાલિકનું ખૂન—તેની આખી વાત હું ભરદરબારમાં રજૂ કરી ખરા ખૂનીને બતાવી આપીશ. પણ હમણાં આ કાર્તિકસ્વામીની વાત વધારે ધ્યાન ખેંચે તેવી લાગે છે. એ કહે છે કે સેનાપતિ સાઢા નડુલ ઉપર પડચો છે.'

'આવી ગયો ?'

'હા, મહારાજ! સેનાપતિ સાઢા આવી ગયો હશે કે આવશે. પણ લડાઈની પૂરી તૈયારી થઈ ગઈ છે. અણહિલ-રાજ ચૌહાણે એક દિવસમાં કામ ખતમ કરવાનો નિશ્ચય કર્યો લાગે છે. *આડાવળામાં એવી વ્યૂહરચના કરી છે.'

* અરવલ્લી.

'પણ બીજા શા સમાચાર છે ધંધૂકરાજના ?'

'ધંધૂકરાજ ને કુલચંદ્ર બન્ને મળીને પાટણ ઉપર આવવાની વેતરણમાં પડ્યા છે. સાઢાનો વિજય થયા પછી એ વાત ઘડી બે ઘડીની જ સમજવી. પણ તે પહેલાં, મહારાજ ! ધંધૂકરાજને અત્યારે દબાવવાનો વખત છે.'

'કેમ ?'

'હજી એને ભોજરાજની ઓથ મળી છે ત્યાં ઊગતાં જ દાબી દેવામાં આવે તો સારું.'

'એ તો બરાબર છે, દામોદર ! આપણે આ માલવ-રાજનો પ્રશ્ન સમજી લેવા એક દરબાર ભરો. તેમાં મુખ્ય સામંતો—રા' તો આંહીં છે જ—ને બીજાને પછી બોલાવશું; પણ મંત્રીઓ ને શ્રેષ્ઠીઓની સલાહ તો લઈ લો. તું એ કરી નાખ. હવે વખત ખોવામાં સાર નથી. ને કાર્તિકસ્વામી ! તમે મને સાંજે મળજો. દામોદર પણ ત્યારે આવશે.'

કાપાલિકનો ખૂની પકડાયા વિનાનો રહે એ વાત મહારાજને હજી લાગતી હતી. જતાં જતાં પણ તેમણે દામોદરને કહ્યું: 'દામોદર ! નગરજનોને ખબર પડવી જોઈએ કે કાપાલિક વિષે ગંભીર તપાસ ચાલી રહી છે !'

દામોદરે તરત એ વાત નગરજનોમાં ફેલાવવા ડિંડિમકને બોલાવ્યો. ડાંડી પિટાવી તેમાં એક તો કાપાલિક વિષે હતી, પણ બીજી માલવાથી કોઈ આવે તો તરત ખબર આપવા વિષે હતી. બીજી વાતે લોકોને જાગ્રત કર્યા. ને તરત ઠેર ઠેર માલવાની, કુલચંદ્રની, ભોજરાજની—ને પાટણ ઉપર સવારીની વાતો ચાલવા માંડી.

દામોદરને એ વાતો વાતાવરણમાં ચાલતી રાખવી હતી.

## ૩૩ ચૌલા ને ભસ્માંક મંત્રીશ્વરને ત્યાં

મહારાજે જતાં જતાં દામોદરને પ્રગટ રીતે ચૌલાના દેખતાં જ કહ્યું હતું કે દરબાર પૂરો થતાંની સાથે જ રાજરાણી ચૌલાનું સન્માન કરવા માટે પાટણને તૈયાર કરવું જોઈએ. દામોદરે તે વખતે મોંએથી હા પાડી હતી. પણ મહારાજ, બાલુકરાય, કાર્તિકસ્વામી સૌ ગયા એટલે તેણે ચૌલાને કહ્યુઃ 'તમે આજે મકવાણાની વાત રજૂ કરીને એને જવાની તક કરી આપી તે સારું કર્યું. મકવાણો વટનો કટકો છે. તે મહારાજ પાસે ન્યાય માગત, જવાની વાત પણ ન ઉચ્ચારત. એણે કાપાલિકને હણ્યો હશે—પણ ખરી ગુનેગારી તો છે પ્રતાપદેવીની. તમે તો મકવાણાને બચાવવાનો યત્ન જ કરી રહ્યાં હતાં. મહારાજે જે દરબાર વિષે કહ્યું એ સાંભળીને દેવી! મને ભય લાગે છે કે જે અત્યાર સુધી હું અટકાવી શકચો હતો તે હવે નહિ અટકે. જે મલ્લોને વિમલે એક હાથથી ધરબહાર ફેંકી દીધા તે બાલુકરાયના પ્રેર્યા ત્યાં ગયા હતા. ત્યાર પછી તો મંત્રીશ્વરે પણ દૃઢ નિશ્ચય કર્યો છે કે હવે તો એને પાટણ તજવાનું નથી. આંહીં મહારાજનો આ દૃઢ નિશ્ચય છે. હું યુક્તિ તો કરીશ

જ—પણ તમે પોતે એક વખત મંત્રીશ્વરને ન મળો ? એક-નિશ્ચયી છે એ ખરું—પણ દિલની મહત્તા પણ એનામાં છે.'

'હું મળું ? શું કરવા ?'

'સમજાવી ન શકાય ?'

'એવું છે, મહેતા ! કે અત્યાર સુધી હું પાટણના ગૌરવમાં રસ લેતી આવી છું. પાટણનું ગૌરવ મંત્રીશ્વર વડે નહિ પણ મહારાજ વડે છે, એમ મને ચોક્કસ લાગે છે. મંત્રી-શ્વર નાના સ્વપ્નના મોટા આદમી છે. ત્યારે મહારાજની ન્યાયપ્રીતિની ગાથાઓ તો છેક કાશી સુધી ગવાય છે. મહારાજનું પરાક્રમ ભારતપ્રસિદ્ધ છે. મહારાજ એક મહાન રાજ્ય સરજવાની શક્તિ ધરાવે છે. હું મહારાજને પડખે જ છું. તમે સૌ ના કહેશો—તોપણ હું મહારાજની થઇને રહેવાની છું. મહારાજ પાટણ નહિ તજે અને મંત્રીએ તજવું પડશે.' દામોદર સાંભળી રહ્યો. તે વિનયથી બોલ્યો: 'તમારી વાત સાચી છે એટલે તો તમે સિદ્ધપુર ગયાં—ત્યાંથી પાછાં ફર્યાં—'

'સિદ્ધપુરથી હું પાછી ફરી, મંત્રીશ્વર ! કારણ કે મને લાગ્યું કે મહારાજનો પ્રેમ તરછોડવાનો મને અધિકાર નથી. જેમ ક્ષત્રિય રણ ન તરછોડી શકે—તેમ નારી આવો નિર્મળ પ્રેમ ન તરછોડી શકે. આવો નિરવધિ પ્રેમસાગર તો યુગયુગાંતરે એકાદ વખત દેખા દે છે. એ પ્રેમની ભાષા સમજવાની તમારામાં તાકાત નથી. મહારાજને તમે સૌએ નહોતું કહ્યું કે મને ભોગિની તરીકે રાખે તો વાંધો નથી. અને મહારાજે સિદ્ધપુરના મંદિરમાં શો જવાબ વાળ્યો હતો, દામોદર મહેતા ? કદાચ મારે મહારાજની પાસે

રણમાં પડવું પડશે તો હું પડીશ. હું મહારાજનું પડખું હવે નહિ તજું. મંત્રીશ્વરથી થાય તે ભલે કરી લે.'

'તમારી એ વાતનું મને ધ્યાન છે. પણ વિમલ મંત્રીશ્વર સત્તાધીશ છે. એ માલવાની વાતને હસી કાઢે છે. એ કહેશે, એ તો મને બહાર કાઢવાની યુક્તિ છે. મહારાજ અધીર થશે તો મંત્રીનું ખૂન થશે—ને એનું પરિણામ તમે કલ્પી શકો છો ? મહારાજની પ્રતિષ્ઠાને કેટલી હાનિ થશે ? શત્રુઓ કેવા આનંદશે ? મંત્રીને મારે બહાર કાઢવો છે, એનો તેજોવધ કરવો છે. પણ તે પહેલાં તમે એક વખત પ્રયત્ન તો કરી જુઓ. હું હવે તમને પાટણ તજવાનું તો કહી શકું જ નહિ.'

'પણ તું જ કહેતો હતો ને, દામોદર ! કે મંત્રી નહિ માને !' ભસ્માંકે કહ્યું.

'એ વાત તમારે માટે હતીઃ આ વાત દેવી માટે છે.'

'કેમ ? એનું મંત્રીશ્વર માનશે ?'

'માને કે ન માને—પણ એક અનુપમ નારીનું સાન્નિધ્ય તો એને થોડી વાર માટે મળે !'

દામોદરને ચૌલાએ એ પ્રમાણે કરવાનું વચન આપ્યું હતું. તે પ્રમાણે ચૌલા એકલી મંત્રીશ્વરને મળવા ગઈ. ભસ્માંકદેવ પાછળથી આવે એવો નિર્ણય થયો હતો. ચૌલાને મંત્રીશ્વરના સ્વભાવનો પૂરો ખ્યાલ ન હતો. પણ એ ઘણા વિખ્યાત પુરુષ છે, કલારસિક છે, યુદ્ધરસિક છે, મહાન છે, અને વધુમાં પોતાની જ વાત સાચી એવા મતાગ્રહી છે—એ એના ધ્યાનમાં હતું. એણે જોકે મંત્રીશ્વરની વાતને વારંવાર ઠોકરે મારી હતી, છતાં એને ભસ્માંકદેવે માલવાનો જે ખ્યાલ આપ્યો ને ઉત્તેજના આપી, તેથી એના મનમાં

ઉત્સાહ હતો કે એ મંત્રીશ્વરને કદાચ મનાવી શકશે. તે ત્યાં પહોંચી ત્યારે મંત્રીશ્વર વિખ્યાત શિલ્પશાસ્ત્રી ગણધર સાથે બેઠા બેઠા કેટલીક વાતો કરી રહ્યા હતા. એને આવેલી જોઇ મંત્રીશ્વરને આશ્ચર્ય થયું. શિલ્પી એક બાજુના ખંડમાં ચાલ્યો ગયો.

ચૌલા આવી. એની ચાલમાં રાણીનું ગૌરવ હતું. મંત્રીશ્વરને એ ખૂંચ્યું. તેણે તેને સામે બેસવા નિશાની કરી.

'મંત્રીશ્વર! હું તમારી પાસે એક કામે આવી છું. તમે મને ઓળખતા તો હશો જ.'

મંત્રીશ્વરે માથું ધુણાવ્યુંઃ 'હું તમને ઓળખું છું. પણ તમારે મારી સાથે કામ હોઈ શકે એ ખ્યાલ નવો છે.'

ચૌલાને મંત્રીશ્વર અત્યંત માની લાગ્યો. પણ તેણે એ વાત પ્રત્યે દુર્લક્ષ કર્યું.

'મહારાજ સાથેનો મારો પરિચય તો જગજાહેર થઈ ચૂક્યો છે. એટલે મને એક વાત સૂઝી છે તે તમને કહેવા આવી છું. કઈ રીતે તમારું મન સમાધાન પામે—ને મહારાજનું મન પણ રહે—એ હું જાણવા ઇચ્છું છું.'

'તમને મેં ઘણી વખત કહેવરાવ્યું છે ના?—પાટણ તજવાથી.'

'પાટણ તો હું નહિ તજું, મંત્રીશ્વર! કદાચ તમારે તજવું પડશે,' ચૌલા કાંઇક ગર્વથી બોલી.

વિમલ એક ઘડીભર તેની સામે જોઈ રહ્યોઃ 'આટલું કહેવા માટે જ તમે આટલો બધો લાંબો રસ્તો કાપ્યો?' તે બોલ્યોઃ 'કોણ તજશે એ કહેવાની તમારે જરૂર ન હોય. તમારો એ અધિકાર પણ ન હોય. મારી બાણવિદ્યા નહિ

રહે ત્યારે મારો દેહ પાટણમાં નહિ રહે, એ વાત સાચી—'

'પણ મંત્રીશ્વર! તમારી દૃષ્ટિ પાટણબહાર જાય છે ખરી?'

'તે જાણવાનો પણ તમને અધિકાર શો?'

મંત્રી બોલતાં થોભ્યા. એક માણસ આવી રહ્યો હતો. તેણે દ્વાર બહાર ઊભા રહીને કહ્યું: 'ભસ્માંકદેવ આવ્યા છે!'

પણ એના શબ્દો પૂરા થતાંની સાથે જ પંડિતરાજે પ્રવેશ કર્યો: 'એને અધિકાર છે, વિમલ મંત્રીશ્વર!'

'એ અધિકારનો મને ખ્યાલ નથી,' વિમલે કાંઇક તોછડાઇથી ઊભા થતાં થતાં કહ્યું: એને ભસ્માંકની એક વારાંગના પ્રત્યેની આ પક્ષપાતી વલણ ખૂંચી રહી: 'ક્યારે અધિકાર મળ્યો અને કોણે આપ્યો? શી રીતે અધિકાર છે?' ભસ્માંકદેવ બેઠા ને તેની પાસે એ પણ બેઠા.

'મંત્રીશ્વર! એ પાટણની ભાવિ રાજ્ઞી છે. મહારાજે એ વસ્તુનો સ્વીકાર કર્યો છે.'

'તે હશે; પાટણમાં કોઇને એ ખબર નથી. મહારાજ ખાનગી રીતે ગમે તે કરી શકે. હું નથી માનતો કે પાટણની રાજ્ઞી એમ થઇ શકાય.'

'કેમ?'

'તે પૂછવાનો તમને પણ અધિકાર નથી, દેવ! પાટણમાં એક જ મહારાણી છે: ઉદયમતી.'

'અને આ ચૌલાદેવી?'

'એ રાજઅધિકારમાં કોણ છે એ મને ખબર નથી.'

'તો હું તમને આ ખબર આપું છું—' ભસ્માંકે કાંઇક ગૌરવથી કહ્યું: 'કે આ ચૌલા એ પાટણની મહારાણી છે.'

'એ વાત મારે માટે નવી છે. મારી રાજનીતિમાં તો એક જ વસ્તુ છે. પાટણની મહારાણી એ પાટણના મહારાજની નહિ, પણ પાટણના મહારાજ્યની સાથે સંબંધ ધરાવે છે. જે સંબંધથી પાટણનું ગૌરવ વધે એવો સંબંધ બાંધવાને મહારાજ સ્વતંત્ર છે—બીજા સંબંધો નહિ.'

'ત્યારે આ સંબંધ તો એવો છે કે એમાં મહારાજને યશ મળશે.'

'હું એ માનતો નથી—'

'નથી માનતા તો માનવું પડશે.'

તીક્ષ્ણ તીર જેવા શબ્દથી મંત્રીએ ઉત્તર વાળ્યો: 'તમે લડવા આવ્યા છો? મેં કેંકને ધૂળચાટતા કરી મૂક્યા છે. મહારાજ ભીમદેવથી પણ હું ડર્યો નથી.'

'હું લડવા નથી આવ્યો. હું તો તમારી લઘુતા જાણવા આવ્યો છું. જે વખતે ધંધૂકરાજ ને કુલચંદ્ર જેવા પાટણ આવવાની તૈયારી કરે છે, તે વખતે પણ પાટણનો મંત્રીશ્વર હજી એના મહારાજ સામે આથડ્યા કરે છે. મંત્રીશ્વર! તમે ગમે તેવા બહાદુર નર હશો—પણ તમે કોઈ સામ્રાજ્યના મંત્રીપદ માટે યોગ્ય નથી. તમારા જેવી દૃષ્ટિ હોય તો સામ્રાજ્યો સાંજે ડૂબે!'

'મારે મન માલવાની કાંઈ વિસાત નથી!'

'એનું કારણ છે. તમારી પાસે દૃષ્ટિ નથી. તમે બહુ બહુ તો—કોઈ ભવ્ય ને સમર્થ મંદિર રચી શકો. એકાદ મહાન નગરી બનાવી શકો. મહાન સામ્રાજ્યો સ્થાપવા માટે જે મહત્તા જોઈએ તે તમારામાં નથી.'

'તે હશે; પણ સ્થાપેલાં સામ્રાજ્યો પાડવા માટે,

વારાંગનાઓને સત્કારવાની દુર્બુદ્ધિ પણ મારામાં નથી. આ તમારી ચૌલાદેવી—છે તો એક વારાંગના ના? ભવિષ્યમાં એનાથી કેટલો કલહ થશે?'

એ જ વખતે વિમલની પત્ની શ્રીએ પ્રવેશ કર્યો. તેણે વિમલના છેલ્લા શબ્દો સાંભળ્યા હતા. તે એક ઘડીભર થોભી ને ચૌલા સામે જોઈ રહી. પછી ભસ્માંકદેવને નમતી આગળ વધી. તેને ચૌલાનું અપમાન હાડોહાડ લાગ્યું હતું. તે બેસતાં જ બોલી: 'એક નારી વિષે કોઈ પણ માણસ આમ બોલે એમાં ગૌરવ નથી. વારાંગના એ તો નારીજીવનનો અકસ્માત છે. એ જીવનનો પરિમલ તો જનેતા છે. એ પણ જનેતા છે: અને જેનો સ્વીકાર કરવા મહારાજ આતુર છે એને વિષે એવા શબ્દો કેમ વાપરી શકાય?'

'પણ તમે આ વાત સમજ્યાં નથી. આ લોકો વારંવાર માલવાની વાત કરે છે ના? હું ખાતરી આપું છું કે માલવામાંથી એક ચકલું પણ ફરકવાનું નથી. અને મહારાજ ચૌલાદેવીનો સ્વીકાર કરે તેની સાથે જ પાટણની મહત્તાનો તો અંત આવે છે. આ તમને કોઈને ખબર છે?'

'કેમ? શી રીતે?' ભસ્માંકે પૂછ્યું.

'શી રીતે તે આ રીતે. પાટણની ભવિષ્યની ગાદી ઉપર બે હક્કની લડાઈનાં બીજ રોપાય છે.'

'મંત્રીશ્વર!' ચૌલા બોલી. એનો મધુર સ્વર બધાથી જુદો પડી ગયો. શ્રી તો એની સામે જ જોઈ રહી. 'તમારી વાત સાચી છે. પણ—તમે એક નારીને અન્યાય આપી રહ્યા છો! સમજ્યા નથી—એનું કાંઈ નહિ: પણ સમજવા માગતા નથી એ વસ્તુ ખૂંચે છે.'

'શી રીતે? શું સમજવાનું છે?'

'જે નારીને પાટણની મહત્તા અણુએ અણુમાં વહાલી હશે તે નારીએ આ વિષે પણ ખ્યાલ કર્યો હશે.'

'ખ્યાલ કર્યો હશે? શો ખ્યાલ કર્યો હશે? એનો ખ્યાલ આજથી શી રીતે આવે? ભવિષ્યની ભયંકર આંતરિક લડાઈઓ તમે શી રીતે અટકાવી શકવાનાં હતાં?'

'મંત્રીશ્વર! એ અટકાવવાનું સામર્થ્ય પણ મારામાં છે!'

'કલ્પના!' મંત્રીએ તિરસ્કારથી કહ્યું.

'અને તમારાં મંદિરો—મૂર્તિઓ—એ બધી કલ્પના નથી તો બીજું શું છે? જેમ શિલ્પીઓ ધારી મૂર્તિઓ ઘડી શકે છે, તેમ જ મંત્રીશ્વર! હું માનું છું કે હું જે કલ્પું—'

'તે હશે; હું એ નથી માનતો; અને આંહીં એ પ્રશ્ન જ ઊભો થતો નથી. તમે ને ભસ્માંકદેવ જેમ ધારો તેમ કરી શકો છો, અને કલ્પી શકો છો. પણ હું પાટણ તજવાનો નથી—ને તમારે વહેલેમોડે પાટણ તજવું પડશે.'

'મંત્રીશ્વર!' ભસ્માંકે કહ્યું: 'તમારું સ્વપ્ન બહુ નાનું છે. તમે સિંહ છો: પાંજરામાં પુરાયેલા. નરસિંહો તો સિદ્ધાંતો સ્થાપે છે; સંપ્રદાયો નહિ. તમારું સ્થાન કોઈ ડુંગરાની ટોચે એકાદ નગરી રચવાનું કે બહુ બહુ તો એકાદ મંદિર સ્થાપવાનું છે.'

'મંદિરો કાંઈ, પંડિતરાજ! જેવીતેવી સિદ્ધિનાં ફળ નથી.'

'તે બરાબર છે. હું એની ના નથી કહેતો. પણ તમે જે રાજનીતિ ધારણ કરી છે તે વિઘાતક છે. ઉત્કૃષ્ટ નારી-રત્ન એ પણ વંશગૌરવ માટે અગત્યની વસ્તુ છે. અને બીજું,

એક જ સત્તા સર્વોપરિ હોય તો જ રાજ્યો સ્થાપી શકાય.'

'આંહીં એક જ સત્તા સર્વોપરિ છે. કોણે કહ્યું આંહી એ સત્તા છે?'

'કોની? મહારાજની કે તમારી?'

'મહારાજની પણ નહિ: મારી પણ નહિ: પાટણની. પાટણની પ્રતિષ્ઠાને જે વડે હાનિ થાય તે સઘળું અમારે વર્જ્ય છે.'

'મંત્રીશ્વર! હું મહારાજના મિત્ર તરીકે તમને કહું છું કે તમે આબુના દંડનાયક થઈને રહો એમાં તમારી ને મહારાજની શોભા છે. તમારામાં મહાન રાજદ્વારી પુરુષનું સામર્થ્ય નથી. ને મહારાજ ભીમદેવને સ્થાપવાનું રાજ્ય સામાન્ય નથી. તમે પાટણ પાટણ કરો છો, પણ મહારાજ વિના પાટણ છે શું? વ્યક્તિવિશેષ વિના સમાજ શું છે? એક સર્વ-શક્તિમાન પુરુષ વિના કેટલાંક રાજ્યો મહાન થયાં છે તે તમારે ત્યાં રાજ્ય મહાન થશે?'

'એમ તમારા કહેવા માત્રથી કોઈ સત્તા છોડી દે એવો ખ્યાલ તો કેવળ દિવાસ્વપ્નીઓને આવે.'

'મંત્રીરાજ!' ચૌલા ફરી બોલી: 'તમારી છાતી વજ્જરની છે એ ખરું; પણ એમાં નરસિંહોની સિદ્ધિ નથી.'

'તમે મહારાજ્યો સ્થાપો માટે હું મારું રાજ છોડી દઉં એવો હું ઘેલો નથી. હું તો તલવારધર્મમાં માનનારો છું. તલવાર વડે હું રહ્યો છું, ને તલવાર વડે જ મને હાંકી કાઢી શકાય. હું પાટણ તજવાનો નથી, પંડિતરાજ! તમારે આથી વધુ કાંઈ કહેવાનું છે?'

'એક છેલ્લી વાત!'

'હા; બોલો.'

'તમારું પાટણ માલવા હતું ન હતું કરી નાખશે—બહુ થોડા વખતમાં.'

'એ બધી ડરામણી છે!'

'ને એક બીજી વાત.'

'હા; શું બોલો ને!'

ચૌલા ઊભી થઈ ગઈ હતી તે બોલી: 'મંત્રીશ્વર! ત્યારે હવે હું કહી લઉં. પછી ચાલી જાઉં. આ બહેનની મર્યાદા જાળવવાનો મારો ધર્મ હતો—પણ એ હવે તજી દઉં છું. રાજકુમારના મૃત્યુની જવાબદારી તમારી પણ છે. મારામાં તો સામર્થ્ય છે—ધારી મૂર્તિઓનું વિધાન કરવાનું—અને તે હું કરી બતાવીશ—પણ તમારામાં એ ન હોય તો—તમારો આ કેવળ વજ્જર છાતીનો વારસો એ કાંઈ બહુ જાળવવા જેવી વસ્તુ નથી!'

વિમલ સાંભળી રહ્યો. તે બોલ્યો નહિ. પણ શ્રીની મધુર વાણીએ ચૌલાને ચોંકાવી દીધી: 'એ તો નહિ બોલે, પણ હું તમને કહી દઉં. તમને જે વસ્તુ બહુ વહાલી છે ના? વંશવારસો—અમારે મન એ ફીક્કાં છે. અમારો વારસો તો આ રહ્યો—ગણધરના ટાંકણામાં!'

શ્રીનો જવાબ સાંભળીને ચૌલા પણ સજ્જડ થઈ ગઈ. એને પહેલી વખત લાગ્યું કે મંત્રીશ્વર આટલો આત્મવિશ્વાસ ધરાવે છે એ પ્રેરણા તો આ નાજુક નમણી વીજળી જેવી નારી આપે છે. તે મનમાં ને મનમાં શ્રીને અભિનંદી રહી.

જ્યારે ચૌલા અને ભરમાંકે એમના પરાજયના સમાચાર દામોદરને આપ્યા ત્યારે તે કાંઈ બોલ્યો નહિ.

એ પોતાની યોજના પોતે એકલો જ ઘડી રહ્યો. એ યોજના શી હતી તે એણે કોઈને ખબર પડવા દીધી નહિ. એણે માત્ર આટલું કહ્યું: રાજસભામાંથી મંત્રીશ્વર પરબારા ગજરાજ ઉપર સવારી કરીને પાટણમાંથી સિધાવી જશે, ચૌલાદેવી મહારાણીપદ મેળવશે, મહારાજનો વિજય થશે—ને મારું પાટણમાંનું કામ પૂરું થાશે.

કોઈને ખબર ન પડે તેમ દામોદર મંત્રી જાહિલ્લ સાથે કાંઈક ગુફ્તેગો કરી રહ્યો હતો.

તેણે એક દિવસ જાહિલ્લને કહ્યું: 'તમે તો જાણકાર છો ના? વાણિયાના દીકરાને હરાવવાનું શસ્ત્ર કયું?'

જાહિલ્લ હસી પડ્યો: 'દ્રમ્મ.'

'થયું ત્યારે. તમે જ મને તે પહેલાં નહોતું કહ્યું કે વિમલ મંત્રીશ્વરને ખાતે તો કરોડો દ્રમ્મ કહી શકાય.'

જાહિલ્લે માથું ધુણાવ્યું: 'કહી શકાય ખરા.'

દામોદર વિચાર કરતો ચાલ્યો ગયો. કોઈ આગળ-પાછળ નથી એ જોઈને એ બોલ્યો: 'અને આ જાહિલ્લ! એને પક્ષભેદ કરાવવા માટે બેચાર લક્ષ દ્રમ્મ ખરચવા પડ્યા. એ પણ વાણિયો ના? એ પણ દ્રમ્મથી જ જિતાયો ના? એ જ પ્રમાણે આ જિતાશે'

## ૩૪. નકુલનું રાજકારણ

સાંજે કાર્તિકસ્વામી મહારાજને મળવા ગયો ત્યારે દામોદર પણ ત્યાં હતો. દામોદરને એક વસ્તુ ખૂંચી રહી હતી કે કાર્તિકસ્વામીને આગળ વધારનાર પોતે હતો છતાં તેણે સ્વતંત્ર રીતે જ મહારાજ સાથે વાત કરવાની તક મેળવી લીધી હતી. પણ તેનો ઘાટ ભવિષ્યમાં ઘડાશે એમ ધારી અત્યારે તો દામોદરે કાર્તિકસ્વામીને સત્કાર્યો.

મહારાજ તેની જ રાહ જોઈ રહ્યા હતા. એ આવ્યો કે તરત મહારાજે તેને પહેલો પ્રશ્ન પૂછ્યો: 'નકુલની અત્યારની શી સ્થિતિ છે તે પહેલેથી વાત માંડીને કહો.'

'મહારાજ! મંત્રીશ્વર દામોદરના મોકલવાથી હું નકુલ ગયો એ તો આપને ખબર છે. હું ત્યાં ગયો ત્યારે ત્યાં સેનાપતિ સાઢા આવવાની લોકવાયકા હતી,' કાર્તિક-સ્વામી બોલ્યો. દામોદરને પણ એથી કાંઈક સંતોષ થયો.

'પણ પછી તો એ હજી આવ્યો નથી ના?'

'મેં મહારાજને કહ્યું ના કે આવી ગયો હશે; અથવા જે વખત જાય છે તેમાં આવી પહોંચશે. પણ આડાવળામાં અણહિલ ચૌહાણની સેના એવી રીતે ગોઠવાયેલી છે કે જો

ભોજરાજના સૈન્યનો સાથ કરીને, સાઢા, મેવાડ તરફથી ઊતર્યો તો એ આડાવળાની ખીણોમાં જ સાફ થઈ જશે.'

'પણ બીજી બાજુથી આવશે તો?' દામોદરે પૂછ્યું.

'બનતાં સુધી મહારાજ ભોજરાજના સૈન્યનો એ સાથ કરશે. પંદરેક દિવસમાં ભોજરાજ પણ નીકળવાના છે. ચિતોડગઢથી એ ધારાગઢ જાય છે. એનો નીકળવાનો વખત, માર્ગ ને સઘળી બારીક માહિતી મેળવવાની તૈયારી રાખીને જ હું આંહીં આવ્યો છું!'

'મહારાજ!' દામોદર અચાનક બોલ્યો : 'ભોજરાજને એવે વખતે એકાદ ઘાટ ઉપર જો રોકી લેવાય—'

'પણ એ તો દામોદર આપણું કપટ ગણાય—'

'મહારાજ! આપણું કપટ નહિ: એની અસાવધાનતા. રાજનીતિમાં કપટ ક્યાંય નથી. વધારે કે ઓછી અસાવધાનતા છે. એનો ધર્મ હતો સાવધ રહેવાનો; આપણો ધર્મ છે એને અસાવધ રાખવાનો. યવનોએ એ જ કર્યું ના, મહારાજ?'

ભીમદેવનો ચહેરો તેજસ્વી બની ગયો. તેને દામોદરની સાહસવાત રુચી ગઈ. તેણે પ્રોત્સાહન આપવા દામોદર સામે જોયું.

'તો મહારાજ! આપણી ઘણા વખતની મુરાદ બર આવે. લડવાવાળા લડશે; પણ આમ હાથોહાથ થવાનો વખત ક્યારે મળશે!' દામોદર બોલ્યો.

'પણ સાઢાનો સાથ હશે તો? તો મોટું સૈન્ય હશે.'

'ના, મહારાજ! નહિ હોય. સાઢા તો, મહારાજ! પાછળથી નીકળશે. એ નિરાંતે નડુલમાં આવે તો વાંધો નથી,

ને આંહીંથી કોઈ ફરકવાનું નથી, એવા સમાચાર તો એને ક્યારના પહોંચાડી દીધા છે ! એટલે મહારાજ ભોજરાજ ગયા પછી જ એ નીકળવાનો.'

'પણ આંહીંથી કોઈ આવવાનું નથી એવા સમાચાર તેં ત્યાં પહોંચાડચા છે ?'

'હા, મહારાજ ! એ તો આંહીંથી હું ત્યાં ગયો ત્યારે જ ગોઠવણ કરી હતી. ને તે પ્રમાણે થઈ ગયું છે.'

'તો તો દામોદર ! તું, બાલુકરાય, સૌ તૈયાર થાઓ—'

'મહારાજ ! સો ઘોડેસવારો તો બસ છે— !'

'રા'ને સાથે લેશું ?'

'એનું કામ નહિ, મહારાજ ! મકવાણાજી હોય તો ફાવે. પણ એ તો ગયા.'

'તો તો પછી કોઈને કાને વાત જાય નહિ. ને કાર્તિક ! તને જેમજેમ ખબર મળતી રહે તેમતેમ દરરોજ આપતો રહેજે. ત્યાં તેં કોને—દેવરાજને મોકલ્યો છે ના, દામોદર ?'

'દેવરાજ ત્યાં જ છે, મહારાજ ! મેં તમને કહ્યું હતું ને ? અને એ પણ એક યોજના કરી રહ્યો છે. એની યોજનાની તો ત્યાં ગયે ખબર પડશે.'

'તો આપણે ત્યારે કરીએ આંધળુંકિયાં. ખબર પડે કે તરત ચાલી નીકળવું. હવે તું, આ દરબારનું ઝટ પતાવી દે. ને વિમલની વાતનો નિકાલ કરી નાખો. રાજરાણીનું ચૌલાનું પદ જાહેર બનાવો ને આબુમાં વિમલને દંડનાયક નીમો—દંડનાયક—કેમ એ ઠીક છે ના ?'

'પણ મહારાજ ! એ માનશે ?'

'એટલે?—તને દેવે કહ્યું છે એ કરી જો—ને તું કાંઈક કહેતો હતો ને—નહિતર પછી જો નાહકનું ધિંગાણું થાશે—'

'મહારાજ! હું એ યોજના પાર ઉતારવાની વેતરણમાં તો છું.'

'બસ ત્યારે—તમને જે ખબર મળે તે હમેશના હમેશ આપતા રહેજો. આંહીં ગમે તે વખતે આવવામાં તમને વાંધો ન આવે એવું સિંહનાદને કહી દેશું.'

કાર્તિકસ્વામી ને દામોદર રજા લઈને નીકળ્યા ત્યારે રાત્રિનો એક પ્રહર વીતી ગયો હતો. દામોદરે કાર્તિકને કહ્યું: 'આપણે શ્રીકંઠ બારોટને ત્યાં થઈ પછી મંત્રીશ્વરને ત્યાં જવું છે.' કાર્તિકસ્વામી તેની સાથે નકુલની વાતો કરતો કરતો ચાલ્યો.

'દેવરાજ તો ત્યાં બહુ પંકાઈ ગયો છે હો!'

'મને ખબર છે. પણ કઈ બાબતની તમે વાત કરો છો?'

'મહારાજકુમાર બાલપ્રસાદને ઘોડેસવારી એ જ શિખવાડે છે ના!'

'કેમ નો'તી આવડતી?' દામોદર હસ્યો.

'આવડતી'તી. પણ એ તો ઘોડાં દોડાવ્યાં કહેવાય. કાંઈ સવારી કહેવાય?'

'ને હવે કેવી કરે છે?'

કાર્તિકસ્વામીએ ચારે તરફ જોયું, પછી ધીમેથી ઉમેર્યું: 'હવે તો એનો ઘોડો એવો પ્રવીણ બન્યો છે કે રણક્ષેત્રમાં પણ જો કોઈ મૃદંગ વગાડે તો ઘોડો નાચવા માંડે!'

દામોદર હસ્યો: 'થયું ત્યારે. એનું નામ જ ખરી સવારી.'

'ને ધંધૂકરાજનો કૃષ્ણદેવ પણ એની સાથે ને સાથે જ રહે છે.'

'એમ ના? પણ પ્રતાપદેવી તરફથી કાંઈ વધુ સમાચાર હવે ત્યાં આવે છે ખરા?'

'હા, જુઓ. એ હું તમને કહેતાં ભૂલી ગયો. સાઢ! જ્યારે નકુલ આવશે ત્યારે એ ગમે તે રીતે પણ ત્યાં આવવાની.'

'ચોક્કસ?'

'હા. ચોક્કસ. એણે કહેવરાવ્યું છે.'

'કહેવરાવ્યું છે?'

'હા.'

દામોદર કાંઈ બોલ્યો નહિ, પણ એને પ્રતાપદેવીને પાટણમાંથી જલદી વિદાય કરવાની જરૂર લાગી: સખત ચોકી પહેરામાંથી પણ તેણે શી રીતે આ સંદેશો મોકલ્યો એ દામોદર કળી શક્યો નહિ. પણ તેને આ ગજબની સાહસિક સ્ત્રી માટે માન થયું. એટલામાં શ્રીકંઠ બારોટની ખડકી આવી, અને તે ત્યાં જવા નીચે ઊતર્યો. કાર્તિકસ્વામી તેની રજા લઈ, પછી મળવાનું કહી, ચૌલાદેવીને ત્યાં ગયો. દામોદર જે ખડકીમાં ગયો તે શ્રીકંઠ બારોટની ખડકી હતી. બારોટની ખ્યાતિ સારી હતી. ને દામોદર સાદો હતો ને સૌને હળતોમળતો એટલે એના પ્રત્યે લોકનો પ્રેમ હતો. બારોટ પણ દામોદરને ચાહતો.

દામોદર ત્યાં ગયો તો ઓટલા ઉપર રાહ જોઈને એક વૃદ્ધ જુનવાણી ખોખડધજ વટવૃક્ષ જેવો આદમી બેઠો હતો. દામોદરે તેને પોતાની ઓળખાણ આપી: 'આવો!

આવો ! મંત્રીરાજ !'

'આજ મારે તમારો ખપ પડ્યો છે !' દામોદરે કહ્યું.

'હા, ઠીક સંભાર્યો તેં મને, મારા બાપ ! રહી રહીને પણ મરતો મરતો પણ કાંક ભોમકાનું કરતો જાઉં !' વૃદ્ધાવસ્થા છતાં બારોટની બાની ઝળકી ઊઠી.

'મહારાજ પાટણમાં તો ક્યારના પધાર્યા છે—મહારાજની મજરાજની સવારી તો ન કાઢી શકાઈ. પણ હવે દરબાર ભરવાનો છે, ત્યારે કાંક ધણેણવાનું છે !'

'શું ધણેણું, બાપ ? મારું તો કાળજું કામ કરતું નથી. આ હું જોઉં છું ઈ તે પાટણ છે કે પાટણની રાખ છે ? વાણિયાનો છોકરો ધણીરણી થઈ પડે ને સોલંકીનો છોકરો રખડે ઈ વાત મારાથી દેખી જાય નહિ તો—હું તો જોઉં છું કે બાલુકરાય ને તમે બધા કરો છો શું ? મહારાજ એક ગણકા સાટુ પાટણ બહાર રખડશે ? અરે, તો તો ધરતીમાંથી રજપૂતનું બી નીકળી જાય ના ?'

'પણ એ તો એવું છે, બારોટજી ! હવે તો પાટણમાં મહારાજ પધાર્યા છે. પોતે રાજકાજ સંભાળી લીધું છે. ને સૈન્ય તૈયાર કરે છે. માળવાવાળો આવે છે. હમણાં બીજું બધું ભૂલી જવાનું છે !'

'માળવાવાળો ને આબુવાળો સૌ આવશે, બાપ ! દુર્લભમહારાજે તો સૌને શિયાળિયાં બનાવ્યાં'તાં. હવે સૌ સિંધ થાશે !'

'પણ તમે છો ને ? એમને કેમ સિંહ થાવા દેશું ?'

'હું એકલો શું કરું, બાપ ? આ મારો નાગરાજનો સિંધ, સોમનાથ પાસે ત્રાટક્યો 'તો એ દેખાત તો હજી

નજરમાં ઠરી રહ્યો છે. એ પણ સમો હતો—ને આ પણ સમો છે!'

'તમારે, બારોટજી! મહારાજનું સોમનાથી પરાક્રમ જ ત્યાં ગાવાનું છે. મહારાજને હવે તો માળવા ઉપર ચઢવાનું છે!'

'ભલે બાપ! હું તો ભેગો જ છું. કોક રણભોમમાં સિંધુડો લલકારતાં દેહ છૂટે એ આશાએ તો હજી જીવી રહ્યો છું!'

'મહારાજનો દરબાર થાય, જેવા મહારાજ પેસે—ને બારોટજી! ધરતી જાગી ઊઠે એવું તમે કાંઈક કહેજો!'

'ભલે બાપ! મારો તો ધરમ છે. પણ આ વાણિયાં ભેગાં થઈને મહારાજને વારી રહ્યાં છે, એ મને ગમતી વાત નથી. હજી મરજાદ જાળવું છું. પણ પછી નીકર કોક દી ભરબજારે ત્રાટકી પડીશ!'

દામોદરને વિમલ સામે જે પક્ષ થાય તેમાં વાંધો ન હતો. પણ એને આંતરવિગ્રહ વિના જ મંત્રીને બહાર કાઢવો હતો. તે શાંતિથી બોલ્યો: 'એ તો એવું છે, બારોટજી! મહારાજ પોતે કોઈનું મન દુભવવા માગતા નથી. મહારાણીની વાત પણ સાંભળવી જોઈએ ના? તે છતાં તમે જુઓ તો ખરા—તમારા જેવાને અમારે મહેનત આપવાની ન હોય. સૌ સારાં વાનાં થાશે. તમારી રણગાથા સાંભળશે ને લોકો મહારાજનો જયજયકાર કરી મૂકશે.'

'હા, ઠીક, બાપ! તું કરતો હઈશ એ સારા સારું હશે!'

'લ્યો ત્યારે—હું તો એટલા માટે જ આવ્યો'તો.'

'હા, આવજે હો, જાશ તઈ? બીજું કાંઈ?'

'બારોટજી! એક બીજું કામ ન થાય? લોકના ટોળામાં તમારી ગાથાઓ આજથી ફરતી ન થાય?'

'હોવે બાપ! કેમ નો થાય? કવિત જો અત્યારે કામમાં નહિ આવે તો ક્યારે આવશે? એમાં શું? એ છોકરાંવને મોકલી દઈશ. અલ્યાં છોકરાંવ!'

બારોટ શ્રીકંઠનો કંઠ અજબ હતો. આટલે વર્ષે પણ મડદાં બેઠાં કરવાની તાકાત હતી. દામોદરે દરબારની ગોઠવણમાં એના ઉપર પણ મદાર રાખ્યો હતો. બારોટથી તે છૂટો પડ્યો ત્યારે બધી વાત યોજાઈ ગઈ હતી.

એટલે દામોદરે જેવી વાત ચાલુ કરી કે લોકો અનેક અટકળો, અનુમાનો ને વાતો કરવા લાગ્યા. કોઈ કોઈ ભયગ્રસ્તે તો ધંધૂકરાજ ને કુલચંદ્ર આવી ગયા છે ત્યાં સુધીની વાત કરી નાંખી. આયુષ એ સઘળા સમાચાર દામોદરને પહોંચાડતો. દામોદરને જ્યારે લાગ્યું કે હવે રાજદરબાર થાય તો એમાં દંડનાયક વિમલવાળી વાત સહેજે સ્વીકારાઈ જાશે ને મંત્રીના પક્ષના પણ કાંઈ નહિ કરી શકે, ત્યારે પાછો એ એક દિવસ મંત્રીશ્વરને ત્યાં મળવા ચાલ્યો.

## ૩૫. દામોદરની યોજના

દામોદરની શી યોજના છે તે કોઈને ખબર ન હતી. ભસ્માંકદેવને પણ એણે એ વાત કરી ન હતી. વિમલની મક્કમતા જાણીતી હતી.

પણ જેમજેમ રાજદરબારનો સમય પાસે આવતો ગયો, તેમતેમ પાટણના રાજતંત્રમાં ને લોકમાનસમાં અનેક વસ્તુઓએ દેખા દેવી શરૂ કરી. મહારાજ ભીમદેવ એના પરાક્રમથી, રૂપથી, ને ન્યાયપ્રિયતાથી લોકોમાં પૂજાતા—માત્ર ચૌલાના પ્રસંગે એમાં ઓટ આણી હતી, વિમલ સાથેના સંઘર્ષણે એમાં વધારો કર્યો હતો. લોકો માનતા કે વિમલને લઈને પાટણ અજેય રહી શકે. મંત્રીશ્વરનાં પરાક્રમ પર સૌ મુગ્ધ હતા.

પણ દામોદરે ફેલાવેલી વાતો ધીમેધીમે જેમજેમ વધારે વ્યાપક થવા લાગી, તેમતેમ મંત્રીશ્વર ને રાજાનું ઘર્ષણ લોકોને વધારે ખૂંચ્યું. હાલતાં ને ચાલતાં કુલચંદ્ર ને ધંધૂકરાજનાં નામ સંભળાવા લાગ્યાં. નડુલમાં સાઢા આવ્યો છે; નડુલવાળાને હરાવી તે આંહી આવશે; તે વખતે કુલચંદ્ર તથા ધંધૂકરાજ પણ સાથે હશે—એવી એવી ભયભરેલી

વાતોથી લોકોના મનમાં રહેલી વિમલ પ્રત્યેની ભક્તિ ઓછી થઈ. એટલામાં ખબર પડી કે કેસર મકવાણાએ કાપાલિકને હણ્યો હતો ને મહારાજ ન્યાય આપવા માગતા હતા. કેસર મકવાણાને પકડી લાવવા તેમણે બાલુકરાયને આજ્ઞા આપી છે.

કેસર મકવાણા જેવો અપરાધી છતાં મહારાજે કરેલી આજ્ઞાની વાત સાંભળી લોકના મનમાં મહારાજ પ્રત્યે જે આકર્ષણ હતું તેમાં વધારો થયો. કેટલાક લોકોને તો એ સાંભળીને પોતાના રાજા માટે વધારે ગર્વ થયો.

ત્યાં એક નવા ખબર ફેલાયા કે મહારાજ સૈન્ય લઈને નડુલ ઉપર પોતે ચડવાના છે, અને વિમલ દંડનાયક થઈ ધંધૂક ઉપર ચડે છે. આ સમાચારે પાટણવાસીઓની કલ્પનાને ઉત્તેજી મૂકી.

જ્યારે આ સમાચાર ઘેરઘેર ફેલાવા માંડ્યા, ત્યારે વિમલ મંત્રીશ્વરે દામોદરને એક દિવસ બોલાવ્યો.

મંત્રીશ્વરને ખબર તો હતી કે દામોદર આ વાત ફેલાવવાના મૂળમાં છે. પણ તેની પાસે એને લગતી માહિતી નહિ જેવી હતી. મંત્રીશ્વરની પોતાની અખૂટ આત્મશ્રદ્ધા-માંથી જન્મતી આ નબળાઈ દામોદરની જાણ બહાર ન હતી.

દામોદરનો ગજરાજ બહાર આવીને થોભ્યો. તે ધીમે પગલે મંત્રીશ્વરના આવાસમાં ગયો. પણ ત્યાંનું વાતાવરણ આજે એને તદ્દન નવીન લાગ્યું. ગણધર શિલ્પી એક તરફ બેઠો હતો. પવિત્રતાની પ્રતિમા જેવી શ્રી મંત્રીશ્વરની પાસે બેઠી હતી. દામોદરને જોઇને મંત્રીશ્વરે તેને આવકાર આપ્યો: ‘ આવ, આવ, દામોદર ! મારે તને બે શબ્દ કહેવાના છે ! ’

દામોદરને મંત્રીશ્વરનો આ વિનય અપરિચિત લાગ્યો.

અવાજના રણકામાં પણ અપૂર્વ નમ્રતા હતી. આનું કારણ દામોદર કળી શક્યો નહિ. દામોદરે ચારે તરફ એક વેધક દૃષ્ટિ ફેંકી લીધી. એક ખૂણામાં અત્યંત મનોહર નાનું આરસમંદિર પડ્યું હતું. દામોદરની નજર ત્યાં ઘડીભર ચોંટી ગઈ.

'મંત્રીશ્વર તમને ઠપકો આપવાના છે, મહેતા!' શ્રીએ કહ્યું.

'શાનો દેવી?'

'દામોદર! માલવાના આટલા ભયભરેલા સમાચાર લોકોમાં તેં ફેલાવ્યા છે? તને ખબર છે કે લોકો પોતાના દ્રમ્મ પણ સંઘરવા માંડ્યા છે? મારે જોઈએ તો મને પણ મળતા નથી.'

'મેં સમાચાર ફેલાવ્યા નથી એટલે મને શી ખબર પડે? પણ મંત્રીશ્વર! પાટણમાં ચાલતી સઘળી અફવાઓ જો કોઈ ધ્યાનમાં લે તો સાંજ પહેલાં એ જરૂર ગાંડો થઈ જાય. આ જુઓને, બે દિવસ પહેલાં જ શું બન્યું?'

'શું બન્યું?' મંત્રીશ્વરે સરળતાથી પૂછ્યું. એમને ધ્યાન રહ્યું ન હતું, પણ દામોદરે મૂળ પ્રશ્ન ઉપરથી બીજી જ વાતમાં એને ઉતાર્યા હતા.

'કોક ભીમો મારવાડી ને એની વહુ ભૂલાં પડી ગયાં. હવે આવડી મોટી નગરીમાં એમનો ક્યાં પત્તો મળે? મને એના નાતીલા પૂછવા આવ્યા. મેં કહ્યું અલ્યા, જેટલાનું નામ ભીમા હોય એટલાને ભેગા કર. જેને આ કહ્યું એ નીકળ્યો વંત્યાકનું શાક ને ભેંસનું દહીં ભેગાં ખાય એવો—ઊંધણશી. એણે તો સઘળા ભીમાને જમવા તેડાવ્યા ને તેમાં મહારાજને

પણ આમંત્રણ આપી આવ્યો !'

'ઓતતારીની—' વિમલને વાતમાં રસ પડ્યો. 'પછી—પછી શું થયું ?'

શ્રી હસી પડીઃ 'પછી મહારાજ જમવા ગયા હશે, બીજું શું ?'

'ના, મહારાજે કહેવરાવ્યું કે હું ખોવાયેલો ભીમો નથી. પણ એવું આ નગર છે, મંત્રીશ્વર ! એ તો સારું થયું, નહિતર કોઇ મહારાજને એમ પણ કહી દેત કે એ કામ દામોદરનાં છે !'

'પણ ત્યારે આ વાતો ફેલાવે છે કોણ ?'

'કોણ ફેલાવે પ્રભુ ! કોને ખબર છે ફેલાવનારા માલવાના જ નહિ હોય ? લોકોની બુદ્ધિ હમણાં કેસરના વપરાશથી વધી લાગે છે !'

શ્રીને હસવું આવ્યુંઃ 'દામોદર ! પેલા કોઇક શેઠની વાત છે ને ?'

દામોદર કળી શક્યો નહિ. પણ ગમે તે કારણે આજે આ દંપતી પ્રસન્ન પ્રસન્ન હતાં. તેમાં એને કાંઇક ગહનતા લાગી.

'કોની વાત છે, દામોદર ? શી વાત છે ?' મંત્રીશ્વરે પૂછ્યું.

'એ તો પ્રભુ ! એક કોઇ વેપારી એકસો આઠ કેસરની પોઠો લઇ આંહીં આવેલો—'

'હં ! કેસરની એકસો આઠ પોઠો ?'

'એને એમ કે * ત્રિભુવનનારાયણ જેમ કાશ્મીરના પાપસૂદન કુંડમાંથી જલ મંગાવી તેનાથી મોં ધૂએ છે, તેમ

* ભોજનું બિરુદ.

આવડી મોટી આ પાટણ નગરી છે માટે આંહીં પણ કોઇ એવો વિરલો નીકળશે કે જે કસ્તૂરી, ચંદન, કર્પૂરમિશ્રિત લેપથી મંદિરની જમીનતટ લીંપાવતો હશે. પણ એને શી ખબર કે આ ગુજરાતીઓ તો વર્ષોનો વિરહ સહીને વ્યાપાર કરે છે—તે એમ જેવાતેવા કારણે દ્રમ્મ ન વેડફે. નગર સોંસરવો નીકળ્યો, પણ કોઈએ પોઠો લીધી નહિ.'

'પછી ?'

'મનમાં એ મૂંઝાયો—પાટણને એકમે ચોપડાવી પણ હશે. એટલામાં એક શેઠ ઘરઆંગણે ચુનાની ગાર કરાવતા હતા. તેમણે આ સાંભળ્યું. તેમણે પેલાને કહ્યું: 'અલ્યા ! આવું હલકું કેસર તે કોઇ મંદિરમાં લીંપવા માટે લે કે ? અને તે પણ પાટણમાં ? આમાં નાખી દે આમાં—આ તો ભીંત લીંપવામાં કામ આવે તેવું છે !'

વિમલ ખડખડાટ હસી પડ્યો. મંત્રીશ્વર આજે આનંદમાં છે એની વધારે ખાતરી દામોદરને થઈ. તેને લાગ્યું કે જો મંત્રીશ્વર પોતાનો કક્કો છોડી દે તો એમને વગર-મહેનતે આબુ મોકલી શકાય. પણ હજી ચૌલાદેવીને સંભળાવેલી વાણી એને સાંભરતી હતી, એટલે એકદમ એમનો વિશ્વાસ કર્યો નહિ.

શ્રી એટલામાં બોલી: 'આજ અમારે પણ એવું થયું છે, દામોદર !'

'વળી તમે બોલ્યાં કે ? તમે કહ્યા વિના નહિ રહો !'

'પણ હું કાંઈ થોડું ખોટું કહેવાની છું ? તમારી પ્રસન્નતા જોઈને જ દામોદર અરધું તો કળી ગયો હશે !'

'શું છે, માતાજી ?' દામોદરની વાણી વિનયની ખાતર

ન હતી, ખરેખર શ્રીને જોઈને જનેતાના સ્વરૂપનો માણસને ખ્યાલ આવી જાય એવી પ્રશાંત એની મુખમુદ્રા હતી.

'એ તો એવું છે, દામોદર ! આ અમારો શિલ્પી ગણધર કહે છે કે આરસ વિના બીજા પથ્થરા એ તો ધૂળનાં ઢેફાં ગણાય. આરસનું મંદિર બંધાવો તો જેમ વર્ષો જાય તેમ વધારે ને વધારે નવું થતું જાય. રાજા જાય—રાજ્યો જાય—માણસો જાય—પણ આરસ ન જાય. મેં કહ્યું, શું ખરચ થાય—એટલે જો ને પેલું કાંઈક બનાવ્યું છે—'

શ્રી મંદિરનો નાનો ઘાટ લઈ આવી. આંખ ઠરી જાય એવી મોહિની એમાં ભરી હતી.

'મંત્રીશ્વર ! માનવને અમર્ત્ય બનાવે એવી આ ચીજ છે— આ કોણે કર્યું ?' દામોદર બોલ્યો. તે જાણે કે આ ચીજની અપાર્થિવતાથી મુગ્ધ થયો હોય તેમ લાગતું હતું: 'કોણે આ બનાવ્યું ?'

'આ જોને બેઠા—શિલ્પી ગણધર—'

એક તરફ પોતે કાંઈ ન હોય તેમ ઓછામાં ઓછી પૃથ્વી દબાવીને ગણધર બેઠો હતો. દામોદરે તેની સામે જોયું. પોતે કાંઈ અદ્ભુત વસ્તુ કરી છે એવો એને ખ્યાલ પણ ન લાગ્યો. દામોદર પોતાની કાંઈ ભૂલ ન કાઢે તો સારું—એવી શંકા જાણે એના મનમાં રહેતી હોય તેમ જણાયું. દામોદર કળી ગયો કે આ માણસના હાથમાં ઈશ્વરી તત્ત્વ પડેલું છે.

'આવું મંદિર ત્યાં બાંધવું છે—દામોદર ! ત્યાં—અર્બુદગિરિમાં. એવી મારી કલ્પના છે.'

'મંત્રીશ્વર ! તો તો દેશભરમાં નામના થાય. યુગો

જાય, રાજ્યો આવે ને પડે, પ્રજાઓ ઊગે ને આથમે— પણ આ વસ્તુ ને આ નામના રહી જાય!'

'નામના તો ઠીક, દામોદર! પણ માતા અંબાજી જાણે આજે સ્વપ્નમાં આવ્યાં—' વિમલની નજર પૃથ્વી ઉપર રહી ગઈ હતી. દામોદર મંત્રીશ્વરની આજની મનની પરિસ્થિતિનું કારણ હવે સમજી ગયો. 'જાણે પૃથ્વી અને આકાશને ઝળાંઝળાં કરે એવું તેજઅંબારી વસ્ત્ર પહેર્યું છે: સૂર્ય, ચંદ્ર ને તારા તેની હીરે જડી ગૂંથણીમાં ફૂલ પેઠે લટક્યા છે: માતા રાસ રમી રહ્યાં છે. નમણો દેહ શોભી રહ્યો છે. માતાની ત્રિતાળીના પડઘાથી બ્રહ્માંડો ધ્રૂજે છે. ઓહોહો! દામોદર! શી શોભા હતી—'

મંત્રીશ્વર જાણે માતાજીને પ્રત્યક્ષ જોતા હોય તેમ બોલી રહ્યા હતા. તેનો સ્વર પ્રેમભીનો બની ગયો હતો. શ્રી, ગણધર, ને દામોદર સાંભળી રહ્યાં:

'મારી પાસે જે કાંઈ હતું, દામોદર! આજ દિવસ સુધીમાં જે કાંઈ બચ્યું હતું—હાથી, ઘોડા, પાલખી, પ્રાસાદ, દ્રમ્મ, સુવર્ણ જે કાંઇ હતું તે કોડીએ કોડી સઘળું માતાને ચરણે આજે ધરી દીધું; અને છતાં લાગ્યું કે કાંઈ ધર્યું નથી: કાંઇ ધરી શકાયું નથી, ને કાંઇક રહી ગયું છે. હવે કોઇ એક કોડી માગતો આવે તો મારે જાતને વેચવી પડે. એટલે આ ગણધરને કહું છું કે આ સઘળું તારું તું સંભાળી લે—મારે એમાંથી એક કોડી પણ ન ખપે—તો એ કહે છે, માળવાનો ભો નરમ પડ્યા પછી લઇ જાઉં. એટલે મેં તને તેડાવ્યો જાણવા કે આવડો માળવાનો ભો ફેલાવ્યો છે કોણે? ગણધર આપણા પાટણનું રત્ન છે. તને તો

ખબર હશે?'

દામોદર વિચારમાંથી જાગી ઊઠ્યો. એને ગણધરમાં રસ રહ્યો ન હતો. મંત્રીશ્વરની વાતમાં પણ રસ રહ્યો ન હતો. એ તો વિચાર કરી રહ્યો હતો કે હવે જો મંત્રીશ્વર તદ્દન ભિખારી હોય તો—એને અર્બુદગિરિ ઉપર મોકલવાની વસ્તુ વધારે સરળ બની જાય છે. તે જાહિલ્લનું ચિંતવન કરી રહ્યો. તેણે નિદ્રામાંથી જાગતો હોય તેમ પ્રત્યુત્તર વાળ્યો: 'મંત્રીશ્વર! આપે ચલ કીર્તિ તજી —અચલ નામના મેળવી. માલવાના સમાચાર તો મહારાજને પણ કાને આવ્યા છે. ને એ વિચાર જ કરી રહ્યા છે નડૂલ ઉપર ચડવાનો—'

'મહારાજ નડૂલ ઉપર જવાના છે?'

'હા; ને કદાચ હું માલવા જાઉં!'

મંત્રીશ્વર વિચારમાં પડ્યા. તે બોલ્યા નહિ. પણ તેને લાગ્યું કે પોતાનું સ્થાન પાટણમાંથી ડગી રહ્યું છે. તેણે દામોદરને કાંઈક પોતાની પૂર્વ કડકાઈ ધારીને કહ્યું: 'દામોદર! કેટલાક એમ માને છે કે હું પાટણ તજી દઈશ—પણ હું પાટણ તજવાનો નથી!'

'મને તમારી દયા આવે છે, પ્રભુ!' દામોદર બોલ્યો.

'દયા? કેમ?'

'મારી પાસે આટલો અઢળક વૈભવ હોય, આરાસુરનો પથ્થર વાપરનારો ગણધર હોય, ને માતા અંબાજીનું આપેલું અણમોલું સ્વપ્ન હોય—તો હું એક પાટણ નહિ પણ દસ પાટણ તજી દઉં!'

દામોદરના વાક્યે મંત્રીને વધુ વિચાર કરતો કરી મૂક્યો.

'ગણધર!' વિમલે શિલ્પીને કહ્યું: 'કાલે તો તેં

જેવી મનોરમ મૂર્તિ માતાની કલ્પી છે એવાં બનીને જાણે માતાજી પોતે આવ્યાં હતાં !'

એક ઘડીભરમાં વિમલ જાણે આ પૃથ્વીનો આદમી મટી ગયો.

'ઓ હો હો ! શું રૂપ હતું ! મેં તમને કહ્યું ના?' તેણે શ્રી સામે જોયું. 'શું રૂપ હતું? મેં એમની ચરણ-ધૂલિ માથે ચડાવી. માતાએ કહ્યું: તને એક અદ્વિતીય વસ્તુની પ્રાપ્તિ થશે. તું કાલે એ માગી લેજે. એવી કઈ વસ્તુ માગું, દામોદર !'

'પ્રભુ ! મહાન યોદ્ધાની કીર્તિ !' દામોદર બોલ્યો.

'કીર્તિ? મહેતા ! એ તો જળના પરપોટા જેવી વસ્તુ નથી?' શ્રી બોલી.

'ત્યારે? વૈભવ?'

'વૈભવ? આ જે તજી દીધો એ જ? એમાં શું માગવાનું છે?' શ્રીએ કહ્યું.

'ત્યારે તો, મંત્રીરાજ ! તમારી નામના રાખે એવો વંશવેલો માગો.'

'હા—એ સાચું, દામોદર !'

'દુનિયામાં જેનો વંશવેલો છે તેનો વિનિપાત પણ છે. કોઈ એક સંતાન એમાં એવું પણ થાય કે જે તમારી માતાની મૂર્તિ વેચી કાંઈક જાર મેળવે. એના કરતાં એકાદ ભવ્ય મંદિરપ્રાસાદની સિદ્ધિ સારી નહિ? એનો વિનિપાત થશે —એનાં ખંડેર બનશે—તો એ રખડતા અવશેષોની પણ જુગજૂની કથા સાંભળી કેટલા લોકો આનંદ પામશે ! માણ-સનો વંશવેલો જ્યારે ખંડેર બને છે, ત્યારે દયા ઉપજાવે

છે; ભવ્ય મંદિરો ખંડેર બને છે ત્યારે જ્ઞાન આપે છે. વંશવેલાનાં ફીફાંમાં તે શું માગવાનું, દામોદર?' શ્રી બોલી.

દામોદર એની વાણી સાંભળી રહ્યો. એને એની જનેતાની મુખમુદ્રામાં એક નવું સત્ય મળ્યું. તે કોઈ એક સંતાનની નહિ પણ અનેક સંતાનોની જાણે મા હતી—માટે જ આવું વાક્ય બોલી રહી હતી. હજારો સંસારદગ્ધ થયેલા સંતાનો માટે જાણે કે એ આશ્રય માગી રહી હતી. દામોદરને લાગ્યું કે જગજ્જનનીને જનની યાચી રહી છે.

વિમલ પણ સાંભળી રહ્યો. તે ધીમેથી બોલ્યો: 'તમારી વાત તો સાચી છે. દામોદર! મેં તો કહ્યું, આજે દામોદરને બોલાવી થોડો વાર્તાવિનોદ કરીએ. પણ આપણે તો બહુ દૂરદૂર નીકળી ગયા.'

'એ તો એમ જ થાય. દૂર નીકળી ગયા—પણ કેટલું બધું ભૂલી ગયા—ને કેટલું બધું નવું જાણ્યું!'

શ્રી મલકાઈને બોલી: 'દામોદર! હું પણ એ જ કહું છું! તેં જે કહ્યું ના તે.'

દામોદર જ્યારે ત્યાંથી ઊપડ્યો ત્યારે એના મનમાં તો એક જ વાત રમી રહી હતી: 'મંત્રીશ્વરનો તેજોવધ કરવો પડશે કે એની મેળે માનશે? કોને ખબર છે, છેક છેવટની ઘડીએ એ શું નું શું કરી બેસે—? માટે પકડવા દે ફરી જાહિલ્લને. હવે જે લેણું નીકળશે—તે આ ઘેલા ભક્તથી આપી શકાય તેમ નથી. ને માલવાના સમાચાર ગાજતા હશે ત્યારે કોણ કાકો ધીરવાનો છે?'

તેને પોતાની યોજનાની સંપૂર્ણ રૂપરેખા ખીલતી લાગી.

## ૩૧. એક રાત્રિ

દામોદરે તે દિવસે રા' સાથે વાત કરી પછી રા'ને વારસાના પ્રશ્ન વિષે કાંઇક શાંતિ તો વળી હતી. પણ મહારાણી ઉદયમતીનો સ્વભાવ ઘણો આગ્રહી હતો. કાલે સવારે રાજદરબાર છે એ જોઇને તેણે મહારાજને મળીને સ્પષ્ટ કહ્યું: 'મહારાજ ! મેં સાંભળ્યું છે એ સાચું !'

મહારાજ ભીમદેવને રાણીની ઉગ્રતા ખૂંચી રહી. પણ તે સ્વભાવથી જ બને ત્યાં સુધી ઘર્ષણ અટકાવવા ઇચ્છતા: 'તમે શું સાંભળ્યું છે, દેવી ?'

'કે મહારાજ ચૌલાને રાણીપદે સ્થાપવા ઇચ્છે છે. રાજદરબારમાં જ એ જાહેર કરવાની મહારાજે આજ્ઞા પણ આપી છે. એ સાચું ?'

'એ સાચું છે,' ભીમદેવે ટૂંકો જ ઉત્તર વાળ્યો.

'શરમાતા નથી એવું બોલતાં ? શું વારાંગના આંહીં રાણી થશે ?'

'એ વાત ઉપર આપણે ત્યાં ઘણો વાદવિવાદ ચાલ્યો. પાટણનું મુખ્ય રાજકારણ જ એ થઇ પડ્યું. હજી પણ જો એનો અંત ન આવે તો પાટણનો અંત આવે એવો ભય

છે. પાટણની ચારે તરફ મોટા દુશ્મનો છે!'

'તમારા પોતાના કરતાં પણ મોટા?'

ભીમદેવ મહારાજ કટાક્ષ ગળી ગયા. 'મહારાજ!' રાણીએ મક્કમતાથી કહ્યું: 'હજી તો ભગવાન સોમનાથની કંઠશોભા નારીને લેતાં આવડે છે, નહિતર તો તમારા જેવા અમારે માટે વારાંગનાની ચરણધૂલિ તૈયાર રાખે. મહારાજ! તમારે રસ્તે તમે જઈ શકો છો; મને ઠીક લાગે તે રસ્તો હું શોધી લઈશ.'

'પણ રાણી—'

'મારે તમારું સાંભળવું નથી—'

'પણ સાંભળો તો ખરાં.'

'અમારી પાસે મહારાજ્ય નથી. પણ ખાબોચિયા જેવડું જૂનોગઢ મને સાચવી લેશે—'

'અરે! પણ તમે આકળાં થાઓ છો. ચૌલા તો હજી રાણી થાય છે: તમે તો મહારાણી છો.'

'એ બધી શબ્દોની બનાવટ છે. હું કાલે જૂનોગઢ જવા માગું છું, અથવા ભગવાન શંકરની કંઠશોભા લઈ લેવા માગું છું મહારાજ! હું કોઈના ચરણ પાસે રહેવાની નથી.'

'પણ તમારા ચરણ પાસે ચૌલા રહે તો?'

'તો હું એને અવળે ગધેડે બેસારું, મહારાજ! વારાંગના મારી પાસે બેસે? એ તો તમારા જેવા પાસે શોભે!'

'પણ એ વારાંગના જેવી વારાંગના છે?'

'ના, ના, એ તો દેવાંગના હશે! મહારાજને એની ચરણરજનો શોખ હોય તો ભલે મહારાજ એ કોડ પૂરા

કરે. હું અભાગી ભલે અભાગી જ રહી. મહારાજના એવા સદ્‌ભાગ્યમાં મારે ભાગ પડાવવો ય નથી. મારાં એવાં પુણ્ય હોય પણ ક્યાંથી કે વારાંગનાની દેહસુગંધ મને મળે?'

'અને ચૌલા રાણી ન થાય તો તો તમારે વાંધો નથી ના?'

'મારે તો રાણી શું, મહારાણી થાય તોય વાંધો નથી ને. ચેદીશ્વર ને ધારાપતિ જાણશે ત્યારે એમને એ ઘડી વિનોદ તો મળશે. પાટણના લોકો પણ મહારાજને વધુ પિછાનશે. મહારાજ એને લઈ ને સિંહાસને બેસે તોય મારે વાંધો નથી. મારે જૂનોગઢ જાવું છે!'

'પણ રા' ના પાડે છે ને?'

'એ તો ના પાડે. એમને જૂનોગઢ સાચવવું હોય તો ઈ તો ના ય પાડે.'

'ને તમારે નથી સાચવવા દેવું?'

'મારે સાચવવું હશે તો હું મારી રીતે સાચવીશ. સમુદ્રમંથનમાંથી અશ્વ પણ નીકળ્યો છે. કૃપાણ પણ નીકળી છે. ને વિષ પણ નીકળ્યું છે. ત્રણમાંથી કોઈ ને કોઈ મને ઉગારી લેશે!'

'રાણી! આ તમારા શબ્દો બહુ આકરા છે હો!'

'મહારાજનાં કાર્યો કરતાં ઓછા.'

મહારાજને એમ ને એમ ખંડમાં મૂકીને રાણી પોતાના રાજગઢમાં ચાલી ગઈ. મહારાજ ભીમદેવે દામોદરને બોલાવ્યો. એ આવ્યો એટલે મહારાજે કહ્યું: 'દામોદર! તારો કાલનો રાજદરબાર ભાઈ! મુલતવી રાખવો પડશે!'

'કેમ મહારાજ?'

'મહારાણીનો ઉગ્ર વિરોધ છે. જીવ દેવા તૈયાર થયાં છે!'

'મહારાણીનો સ્વભાવ આકરો છે. એમને લાગે છે. પણ એ તો રા' સમજાવશે, મહારાજ!'

'પણ કાલ સવારનો ભરોંસો પડે તો ના?'

'ત્યારે મહારાજ હું મહારાણીઆને મળી લઈશ.'

'પણ તારું એ ચંડી શે માનશે? મને કહે છે કાં જૂનોગઢ જાઉં. કાં વિષપાન કરું. કાં તલવાર લઈ ને રણમાં ચડું.'

'મહારાજ! મારું માનો તો હવે જેમ મહારાણીઆને ફાવે તેમ કરવા દો!'

'પણ દામોદર! આ તો વિષપાનની વાત છે!'

'મહારાજ! એક વખત રાણી ને મંત્રીશ્વર એક હતાં. આજે હવે એ એક નથી. રા' પણ કાંઈક નરમ પડયા છે. મકવાણો પણ આંહીં છે નહિ. એટલે જુઓ, હવે શું થાય છે તે!'

'પણ આનું કાંઈક થઈ જાય—રાજસભા પહેલાં તો સારું. મને તો ભાઈ! આ ગમતું નથી—મારાં પોતાનાંની સાથે લડવાનું.'

'જોઈએ, મહારાજ!' દામોદર બોલ્યો. અને તે વિચાર કરી રહ્યો: 'મને લાગે છે હું મહારાણીઆને મેળવી લઈશ, મહારાજ!'

'તો તો બહુ સારું, ભાઈ!'

તે સાંજે દામોદરે આયુષને બોલાવ્યો. 'આયુષ! પેલી પ્રતાપદેવી છે ના એને તું ગુપચુપ મહારાણીના બેસ-

વાના ખંડ પાસે પહોંચાડી દે. ચોકીપહેરો બરાબર રખાવજે હોં !'

'પણ ત્યાં જતાં જ નેવનાં પાણી આભે ચડશે ના ?'

'ના, નહિ ચડે. રા'ની મારફત સઘળા દ્વારપાળોને ને દાસીઓને તો સાધ્યાં છે.'

રાત્રિનો થોડો જ સમય વીત્યો હશે, ત્યાં દામોદર પોતાની પાલખીમાં બેસીને મહારાણીના રાજગઢમાં ગયો. તેણે સમાચાર કહેવરાવ્યા. રાણીએ તેને આવવાની રજા આપી. દામોદર વિનયથી અંદર ગયો. નિત્યના નિયમ પ્રમાણે તેના હાથ જોડેલા હતા. રાણીના ખંડમાં એક રા' સિવાય બીજું કોઈ હતું નહિ. રા'ને ત્યાંથી ક્યારે જવું તે વિષે પણ દામોદરે અગાઉથી નક્કી કર્યું હતું.

'જો આ આવ્યા, મહેતા. મેં નો'તું કહ્યું, દીકરી ! કે મહારાજ સાગરપેટા છે !' રા'એ દામોદરને જોઈને કહ્યું. 'હમણાં તારા મનનું સમાધાન થઈ જાશે.'

'આંહીંનું રેતાળ પાણી ખરું ના બાપુ ! એટલે તમે પણ આંહીનું પાણી પી પીને ફરી ગયા લાગો છો. તમારી દીકરી ઉપર વારાંગના શોક આવશે ને તમે બેઠા બેઠા જોયા કરશો ? કેસર તો ઠીક. એ તો સુમરીઓનાં એઠાં ખાઇને કમબુદ્ધિ થઇ ગયો છે. પરંતુ તમે પણ ?'

દામોદરે રાણીને વાત કરવા દીધી. એને રાણીની એક વાત તો સાચી લાગી. જે રા' આવ્યો હતો તે તો જનોઇવઢ ધાની વાતો કરતો આવ્યો હતો. અત્યારનો રા' વંશવારસાની ચિંતા કરનારો કુનેહબાજ માણસ હતો.

'પણ દીકરી મારી ! આપણે તે રોટલાનું કામ છે

કે ટપાકાનું?'

'આ મંત્રીશ્વરે અભિમાન ન કર્યું હોત તો હું તમને બતાવત કે રોટલા ને ટપાકા બેય જાળવી શકાય. ફૂઈજી વાચિનીદેવીએ ચામુંડ મહારાજને હાથ ઝાલીને ઉઠાડી મૂક્યા'તા ના? પણ મંત્રીશ્વરને પડી છે એની સત્તાની.'

'ત્યારે એ તો વાત છે, દીકરી! સૌ સત્તા લઈ લેશે—ને મીઠી મીઠી વાતો કરશે. ચામુંડ મહારાજનો સમો જુદો. એમ કાંઈ આકળા થવાય?'

કાલે રાજદરબાર હતો, અને અત્યારે આંહીં દામોદર ઉદયમતીને મનાવવા આવ્યો હતો. આ વાતે રા'ને વિચાર કરતો કરી મૂક્યો હતો. એના શબ્દનું ખરું વજન હજી એને સમજાયું ન હતું. પાટણમાં આવ્યો ત્યારથી જ એને એક નવાઈ તો લાગતી હતી કે આ દામોદરનું પાટણમાં ખરું સ્થાન શું છે. તે મંત્રી હતો, સાંધિવિગ્રહિક હતો, ઘણાં બીજાં કામ પણ કરતો. સામાન્ય જનની માફક સૌને મળતો. ને ગજરાજનો ખપ પડે ત્યારે એનો ગજરાજ મહામંત્રીનું ગૌરવ પણ દાખવતો. એ સેવકનો સેવક ને સ્વામીનો સ્વામી હતો. તે સૌનો વિશ્વાસ મેળવતો, સૌને દોરતો, સૌને કહી શકતો, અને છતાં એનું પોતાનું કોઈ જ સ્થાન ન હતું. રા'ને શંકા તો હતી કે વિમલ ને દામોદર બેમાંથી એકને જ પાટણમાં સ્થાન છે. આવતી કાલના રાજદરબારમાં એ નક્કી થશે. પણ તે પહેલાં—દામોદરે જે એને કહ્યું હતું—રાજના વંશવારસ વિષે—એ વાતમાં તથ્ય કેટલું? ત્યાં દામોદર બોલ્યોઃ 'મહારાણીબા! મારે તમને એક વાત કરવી છે. પણ તે તમારે એકને માટે છે.'

રા' સંકેત પ્રમાણે તરત ઊઠીને જવા તૈયાર થયો. 'ત્યારે દીકરી! હું હવે જાઉં. મારે માળાનો વખત પણ થયો છે. સવારે પાછો વહેલો આવી જઈશ.' રા' ગયો. દામોદર એને થોડે સુધી વળાવવા ગયો.

'બાપુ! મેં કહ્યું છે તેનું રાજસભામાં ધ્યાન રાખજો,' દામોદરે કહ્યું.

'એમાં કાંઈ કહેવાનું હોય બા! પણ ઉદેમતી સમજશે?'

'એ તો હું એમને સમજાવી શકીશ. પણ તમે જાઓ છો, એટલે દ્વારપાળો ને દાસીઓને મહારાણીબાના નામે આજ્ઞા આપતા જજો—જે કોઈ આવે—બાલુકરાય વગેરે તેમને પ્રવેશ કરાવતાં હરકત ન પડે.'

'હા, હા, ! ઉદેમતીએ રજા આપી છે એમ કહેતો જાઉં છું.'

'થયું ત્યારે—'

રા'ને મૂકીને દામોદર પાછો આવ્યો.

'તમારે શું છે, મહેતા? તમે કેમ આવ્યા છો? તમને મહારાજે મોકલ્યા છે?' રાણીએ પૂછ્યું.

'મહારાજ શું કામ મોકલે?' દામોદરે કાંઈક ગૌરવથી ઉત્તર આપ્યો. 'મહારાજને અત્યારે માલવાનાં, નડુલનાં, ને સિંધનાં રણક્ષેત્રો જાળવવાનાં છે, મહારાણીબા! આ કાંઈ કોઈ ખોબા જેવડા રાજની વ્યવસ્થા નથી!'

રાણી ડઘાઈ ગઈ. દામોદરે વિનયથી હાથ જોડી રાખ્યા હતા. પણ એની ભાષામાં વિજેતાનો ટંકારવ હતો.

'ત્યારે તમે કેમ આવ્યા છો? મારે કાલે જૂનાગઢ જાવું છે. તમને મેં બોલાવ્યા નથી.'

'મહારાણીબા!' દામોદર બોલ્યો. 'આ રાજ મહા-

રાજ ભીમદેવનું છે!'

'તે મને ખબર છે, દામોદર! અને એક વારાંગનાનું પણ છે.'

'હા; પણ એવી વારાંગના કે જેની જોડી જોવા માટે જૂનોગઢ કે કચ્છ કામ ન આવે; માળવા પણ ખપ ન લાગે; છેક પાટલીપુત્રમાં જવું પડે અને તે પણ ગુપ્તવંશીઓના જમાનામાં રખડવું પડે!'

'એ તમારી બધી વાતો તમતારે કર્યા કરો. તમારે શું કામ છે એ કહો. ને નહિતર તમે જાઓ—અરે કોણ છે ત્યાં—?' મહારાણીએ એક તાળી પાડી.

'કેમ મહારાણીબા! મને કઢાવી મૂકવો છે?'

'આ પ્રાસાદમાં તો મારી સત્તાનો હજી સુધી કોઇએ અનાદર કર્યો નથી.' રાણીના જવાબમાં એક દાસી દોડતી આવી. તે આવીને નમીને ઊભી રહી. 'બહાર કોણ છે?' રાણીએ પૂછ્યું. રાણીએ તો દ્વારપાળનું નામ માગ્યું હતું, પણ દાસીએ નમીને જે ઉત્તર વાળ્યો તે સાંભળીને રાણી લેવાઇ ગઈ: 'બહાર તો, મહારાણીબા! સેનાપતિ આવેલ છે.'

'કોણ બાલુકરાય? તેં બાલુકરાયનું નામ આપ્યું ને?'

'હા, મહારાણીબા! છે તો એ જ!'

'એને શું કામ છે?'

'એ કહે છે, મારે અત્યારે જ મહારાણીબાને મળવું છે. મહારાજનું કામ છે.'

'આવવા દે. એને પણ આવવા દે,' રાણીએ કંટાળીને કહ્યું. નખશિખ શસ્ત્રમંડિત સેનાપતિ મહારાણીના ખંડમાં આવ્યો. તેણે આવીને નમસ્કાર કર્યા. તેણે વિનયથી

મહારાણીને કહ્યું: ‘ મહારાણીબા ! જે કાપાલિકનું ખૂન થયું છે તેમાં આપની તાંબૂલવાહિની દાસી પ્રતાપદેવી સંડોવાયલી છે. એને અમારે હવાલે કરશો ? ’

‘ તમારે હવાલે ? તમને કોણે મોકલ્યા છે ? ’

જવાબમાં બાલુકરાયે બોલ્યા વિના મહારાજની મુદ્રા બતાવી. રાણી વિકળ થઈ ગઈ. પણ તે તેજસ્વી હતી. તેણે ઉતાવળે જવાબ વાળ્યો:

‘ પ્રતાપદેવી કયાં છે એ આ માણસને ખબર છે—મને ખબર નથી—’ તેણે તિરસ્કારથી એક હાથ દામોદર તરફ લાંબો કર્યો.

દામોદર એને માટે તૈયાર જ હતો. ‘ મહારાણીબા ! ’ તે બોલ્યો: ‘ કાપાલિકના ખૂનમાં પ્રતાપદેવીનો હાથ છે. અને પ્રતાપદેવી તમારે ત્યાં દાસી હતી. એથી વધારે હકીકત હું કહું એમાં તમારું ગૌરવ નથી. મારી પાસે તો તલેતલ માહિતી છે. ’

રાણી છોભીલી ને ફિક્કી પડી ગઈ. દામોદરે બાલુકરાયને કહ્યું: ‘ સેનાપતિરાજ ! પ્રતાપદેવીનો તમારે ખપ હશે તો તેને હાજર કરવાની જવાબદારી મેં ઉઠાવેલી છે ! ’

બાલુકરાયે ફરી હાથ જોડ્યા, માથું નમાવ્યું, ને તે ત્યાંથી ચાલતો થઈ ગયો.

બાલુકરાય ગયો એટલે દામોદરે કહ્યું: ‘ મહારાણીબા ! તે દિવસે તમે ચૌલાને મળ્યાં હતાં તે સાંભરે છે ? એણે તમને જે કહ્યું હતું તે યાદ છે ? ચૌલાને પાટણ તજાવવું હોય તો પાટણે મહાન થવું પડશે. ચૌલાને એમ લાગવું જોઈએ કે પાટણ મહાન છે, પોતે નાની છે: તો

એ પાટણ તજે.'

'મહેતા! આ વાતો સાંભળી સાંભળીને હું કંટાળી ગઇ છું. તમારી પાસે કાંઈ કહેવા જેવું હોય—કાંઈ મહારાજે કહેવરાવ્યું હોય તો કહો—અને નહિતર તમે હવે જાશો?'

'મહારાણીબા! પાટણમાં એક એવી નારી છે જેણે ચૌલાને મૂચ્છિંત કરી હરણુ કરાવ્યું; જેણે કાપાલિકને આ પ્રાસાદમાં પ્રવેશ કરાવ્યો; જેણે મહારાજકુમાર ઉપર મારણમંત્ર કરાવ્યો; જેણે પાટણનો અંતરાગ્નિ જળતો રહે માટે અનેક ખટપટો કરી—'

'તે હશે—ભલે હોય—'

'પાટણના મહામંત્રી તરીકે—'

'મહામંત્રી તરીકે? મહેતા! કાંઈ જાતનો બહુ ગર્વ આવ્યો લાગે છે. હજી તો જાત્રા લાંબી છે. મહામંત્રી તો વિમલ છે!

'આ સઘળાં કામમાં તે નારીને સાથ આપવા માટે હું તમને અપરાધી ગણું છું!'

'કોણ તમે? મને અપરાધી માનો છો? હજી તો તમારું પોતાનું જ ઠેકાણું ક્યાં છે? અપરાધી-અપરાધી તો ઠીક, તમે કોના કહેવાથી આ પ્રાસાદમાં આવ્યા છો?'

'મારે આવે સમયે કોઇની રજા લેવાની ન હોય. મહારાણીબા! તમે ભૂલો છો. હું પાટણનો મહામંત્રી છું. અને અત્યારે પાટણ સંકટમાં છે.'

'એ ખબર મારે માટે તો નવા છે. મહામંત્રી! હવે તમે મને કહેવાનું પૂરું કર્યું હોય તો જઈ શકો છો!'

રાણીએ મહામંત્રી શબ્દમાં વાણીનો સઘળો કટાક્ષ મૂકી દીધો: 'જઈ શકો છો, મહામંત્રી !'

દામોદરે જવાબમાં એક તાળી પાડી. રાણી આભી બનીને દામોદર સામે જોઈ રહી. એક ક્ષણમાં પાસેનું બારણું ઊઘડ્યું ને પ્રતાપદેવી તથા તેની પાછળ ઊભેલો હથિયારબંધ આયુષ—એ બન્ને દેખાયાં.

દામોદરે આંખની ઇશારત કરી ને પ્રતાપદેવીને એકલીને ત્યાં મૂકી આયુષ અદશ્ય થઇ ગયો.

'મહારાણીબા ! આ નારીને તમે ઓળખો છો ?'

'મહેતા ! મારે તમને વિવેક શિખવાડવા દાસદાસીઓને બોલાવવાં જ પડશે એમ ?'

'તમારે બદલે તમે કહેતા હો તો હું જ બોલાવી લાવું. પણ મહારાણીબા ! પછી તમને પાટણમાં રહેવાનો રસ નહિ રહે. જ્યાં સુધી આ વાત માત્ર હું જાણું છું—અને જ્યાં સુધી આ માલવી સ્ત્રી એની અપરાધી બની તમને ઢાંકી રહી છે—ત્યાં સુધી રાજરાણી તરીકેનું તમારું ગૌરવ અખંડિત છે. એક વખત એ પ્રગટ થયું, પછી તો મહારાણી ! તમારું સ્થાન, મહારાજ્યમાં, પાટણમાં, પ્રજામાં કે ક્યાંય નહિ હોય. તમારા દાસદાસીઓને બોલાવવા માટે મારે માત્ર તાલી પાડવાની છે—' દામોદરે બે હાથ પહોળા કરી તાલી પાડવાની તૈયારી કરી.

'ઉભા રહો. દામોદર ! આ પ્રતાપદેવીને તમે રોકી રાખી તેનું શું ?'

'મહારાણીબા ! એ કોણ છે એની તમને ખબર છે ?'

'કોણ છે ? મારી તાંબૂલવાહિની.'

'ના. એ માલવસેનાપતિ સાઢાની પ્રિયતમા પણ છે—'

રાણી ચમકી ગઈ. પ્રતાપદેવી બોલ્યા વિના ખુશનુમા ચહેરાથી દામોદર સામે જોઈ રહી. એને શ્રદ્ધા હતી કે દામોદર પણ માણસ છે. ને માણસમાત્ર એની પાસે વહેલે-મોડે પરાજય સ્વીકારે છે. કોઈ મદ્ય માગે છે; કોઈ ઓષ્ટ-મધુ માગે છે. દામોદરનો પરાજય એને મન સમયનો પ્રશ્ન હતો. અત્યારે પણ દામોદરને હરાવવાની તક શોધી રહી હતી.

'તમે પાટણનાં મહારાણી થઈ પાટણનો વિનાશ કરવાના કામમાં આ સ્ત્રીને સાથ આપી રહ્યાં છો તેનું તમને જ્ઞાન નથી. પણ બીજી તમને ખબર છે કે મહારાજ-કુમારને કાપાલિકે નજરબંધીથી ગતપ્રાણ કર્યા તેમાં આ નારીનો હાથ હતો?'

રાણીનો ચહેરો ફિક્કો પડી ગયો. તે કાંઈ બોલી શકી નહિ.

દામોદર આગળ વધ્યો: 'કાર્તિકસ્વામીને પણ આ ખબર છે. મહારાણીબા! પાટણની તો એ મહત્તા છે કે આ નારીને આખા પાટણમાંથી એક જડ લુંઢ સિવાય અને બીજા મૂઢ કાપાલિક સિવાય ત્રીજો કોઈ પણ સહકાર આપ-નાર મળી આવ્યો નહિ. એક પણ પટ્ટણી પાટણવિરોધી વાતમાં રસ લેતો નથી એની આનાથી ખાતરી થઈ ગઈ. આવી દેવનગરીની રાણી થવા માટેની આ તમારી યોગ્યતા? તમે બાપુને જે દાખલો આપ્યો ના, એ જ દાખલો હું તમને આપું છું. વાચિનીદેવીએ મહારાજ ચામુંડને—પોતાના સગાભાઈને—પદભ્રષ્ટ કર્યા તે સમો હજી આપણો શ્રીકંઠ બારોટ વર્ણવે છે. આખું પાટણ એ વખતે એક હતું. એ જ ચામુંડ મહા-

રાજનું જ્યારે માલવામાં અપમાન થયું ત્યારે એ વૈર લેવામાં પણ એ એક હતું. આ નગરી, મહારાણી બા ! ઘડીના છઠ્ઠા ભાગમાં મોટા ચમરબંધીને પણ તરણું લેવરાવે એવી છે. તમે નહિ સમજો તો બહુ આકરો સમો મને દેખાય છે !'

મહારાણી ઉદયમતીને દામોદરની વાત તો અસર કરી ગઈ. ગમે તે ઘડીએ પોતાની વાત પ્રગટ થવાનો ભય હતો. દામોદર એ કળી ગયો.

'નડૂલ ઉપર મહારાજ તો ચડવાના છે, પણ નહિતર રાજમાતા સાથે એક સાધુને વાત થઇ હતી તે તમને યાદ હશે !'

રાણીને દામોદર અત્યારે ચિત્રગુપ્તના બંધુ જેવો લાગ્યો. તેણે સહજ પ્રતાપદેવી સામે જોયું. દામોદરે હવે ઘા પૂરો જ કર્યો: 'મહારાજની સમક્ષ આને હું કાલે રજુ કરું —તે પહેલાં તો હજારો વાત સુધારી લેવી પડશે. એક વખત ભર દરબારમાં તમારું ગૌરવ હણાશે—પછી તમને આંહીં રસ નહિ રહે બા !—હજી વખત છે—મહારાજને સાથ આપી પાટણને ઉગારવાનો. !'

રાણીને આ અપમાન હાડોહાડ લાગ્યું. એ પોતે આબાદ સપડાઈ ગઇ હતી—દામોદરની વાતનો સ્વીકાર કર્યા વિના બીજો કોઈ રસ્તો એને માટે ન હતો.

એને ચૂપ જોઈ દામોદરે કહ્યું. 'હવે તમે દાસદાસીઓને બોલાવી શકો છો, અને મને પકડાવી શકો છો.'

રાણી કાંઈ બોલી નહિ, તેમ હતી ત્યાંથી ખસી નહિ: પણ તે અંતરમાં સળગી રહી હતી. થોડી વાર પછી તે બોલી: 'દામોદર ! મહેતા ! આ વસ્તુ પ્રગટ થવાથી

મારું સ્થાન ભ્રષ્ટ થશે એવી બીકે હું તમને નમી પડું એમ માનતા નહિ. એમ તો હું પણ રજપૂતાણી છું. મને પણ સ્વમાન જાળવતાં આવડે છે—મારી નસોમાં પણ રા'નું લોહી છે. રા' કોઇને નમતા નથીઃ ને રા'ની દીકરી પરાજય જાણતી નથી.'

તે વિજળીની ઝડપથી પાછી હટી ને પાછળની ભીંતના ઉઘાડા બારણા પાસે જઇને ઉભી. રાણીનો હેતુ દામોદર એકદમ કળી શકયો નહિ.

રાણી દ્વાર પાસે પહોંચી અને તેના હાથમાં સોનેરી છૂરિકા દેખાણી. પ્રતાપદેવીની આંખો એ તરફ જોતાં હસી ઊઠી. દામોદર જડ જેવો થઈ ગયો. રાણીનો હાથ હવામાં ઊંચો થયો. સોનાની છૂરિકા પોતાના હાથમાં જ અદ્ધર રાખીને મહારાણી ઉદયમતી બોલીઃ 'મહેતા! આ એ છૂરિકા છે જે મહારાજે ચૌલાને ભેટ મોકલવા ધારી હતી. આજ હું એનો ઉપયોગ કરી લઉં જો—' દામોદરનું મોં ફાટી ગયું ને અધ્ધરજ રહી ગયું. તે વ્યાકુળતાથી 'અરે મહા—' એમ બોલીને રાણી તરફ દોડયો પણ ખરો. એટલામાં પછવાડેથી મીઠો રૂપેરી ઘંટડી જેવો અવાજ આવ્યોઃ 'ત્યારે મહારાણીબા! હવે તમે મને એ ભેટ આપો. હું એ યાચવા માટે જ આવી છું!' એ અવાજે રાણીને ચમકાવી દીધી. એનો અદ્ધર થયેલો હાથ પાછો પડયો. શિથિલ ક્રિયા થતાં હાથમાંની છૂરિકા પણ પછવાડે પડી ગઈ. પણ જેવી એ પડી કે તરત કોઇએ તે ઉપાડી લીધી. 'મહારાણી બા—હું—'

'અરે!' રાણીએ ચમકીને ઝડપથી પાછળ જોયું. પાછળ ચૌલાદેવી ઊભી હતી.:

## ૩૭. મારું કોઇ સંતાન રાજમુગટ નહિ પહેરે

ચૌલાના હાથમાં મહારાણીની સોનાની છૂરિકા હતી. દામોદરના આશ્ચર્યનો પાર ન રહ્યો. અત્યારે ચૌલાની આંહીં આવવાની તો તેને કલ્પના પણ ન હતી. મહારાણી હમણાં સાહસ કરી બેઠાં હોત ને એની રાજનીતિ ધૂળમાં મળી જાત. એટલે એણે છૂરિકા ચૌલાના હાથમાં દીઠી ને એનો શ્વાસ હેઠો બેઠો. તે ઉપકારવશ બનીને ચૌલા સામે જોઈ રહ્યો, અને અત્યંત નમ્રતાથી મહારાણીને નિહાળી રહ્યો. એટલામાં ચૌલા અંદર આવી. તેણે આવીને મહારાણીને નમન કર્યું, પણ મહારાણી તો ‘ રસ્તો મૂકો: મારે જવું છે ’ એમ બોલતી આગળ વધી. તેનો અવાજ ક્રોધથી રૂંધાયલો હતો. આંખમાં ઝળઝળિયાં આવી ગયાં હતાં.

દામોદરે અત્યંત વિનયથી કહ્યું: ‘ મહારાણીબા ! મારે તમને એક વાત કરવાની હજી બાકી રહી ગઈ છે ! ’

‘ શું છે—હવે શું છે, દામોદર ? આટલી વાતો કરી એ ઓછી છે ? મને જવા દો. મારે જવું છે.’

‘ એ સાંભળીને પછી તમે જાઓ. હું તમને રોકતો નથી. હવે રોકી શકતો પણ નથી. પણ મને લાગે છે, મહા-

રાણીબા ! કે તમે ભૂલ કરી રહ્યાં છો. મેં તો બા ! તમારા હિતની જ વાત કરી હતી. હજી સુધી એ સઘળી વાતો જાણે પટારામાં પડી છે. તમે કહો તો આનો—ચૌલાદેવીનો—તમને હું પૂરો પરિચય આપું.'

'શું કહેવાનું છે ?'

'આ ચૌલાદેવી—એમણે રાજપુત્રને બચાવવા કાપાલિકને ત્યાં જાતઅર્પણ કરવા સુધીનો ત્યાગ બતાવ્યો હતો એ મેં જાતે જોયેલી વાત છે. તમને ઠીક લાગે તો એમનું કહેવું પણ—હવે એ આવ્યાં છે ત્યારે તો—સાંભળી લેવું જોઈએ.' દામોદરે અનુમાન કર્યું કે ચૌલા પણ કાંઈક કહેવા જ આવી હશેઃ અને તે સાચું હતું.

મહારાણી ક્રોધથી વિકળ હતી, છતાં હમણાં જ એક આકરા અનુભવમાંથી પસાર થઈ ગઈ હતીઃ દામોદરે કહેલી વાતો તેને યાદ આવી રહી હતી. કોઈ માનભર્યો માર્ગ મેળવવાની ગુપ્ત ઇચ્છા તો તેને હતી. એણે રૂંધાયલા અવાજે કહ્યુંઃ 'એને વળી શું કહેવાનું છે ? અત્યાર સુધી કહ્યું તે પૂરતું નથી થયું ?'

દામોદર વિનયથી બોલ્યોઃ 'મેં જે કહ્યું તે તમારા ગૌરવની રક્ષા માટેનું એક કવચ હતું એ તમે ન ભૂલતાં, બા !'

'શું છે ? એને શું કહેવું છે ?'

'મહારાણીબા !' ચૌલા બોલીઃ 'અત્યારે મહારાજની પાસેથી પાછા ફરતાં બાલુકરાય સેનાપતિને આંહીંથી નીકળતા જોઈ હું આંહીં આવી ચડી. એને માટે હું દોષિત પણ છું. હું તો સામાન્ય નારી છું. પણ મારો પરિચય હું જ તમને

એક શબ્દમાં આપવાની ઇચ્છા રાખું છું. હું રાજવંશી નથી. અને મને રાજનો મોહ નથી. તેમ સત્તાનો શોખ નથી. આ વસ્તુ તમારા માટે અગત્યની છે.'

ચૌલાએ પોતાનો જે રીતે પરિચય આપવાની શરુઆત કરી તે જોઈને દામોદરને નવાઈ લાગી. એને થયું કે ચોક્કસ ચૌલા કાંઈક નવીન જ રીતે રસ્તો કાઢવાનો પ્રયત્ન કરશે. ઘડી પહેલાં શું બન્યું હોત એ વિચાર હજી રાણીને આવી રહ્યા હતા. ક્ષણિક આવેશ સરી જતાં એને જીવન મીઠું પણ લાગ્યું. એટલે છૂરિકા ચૌલાએ લઇ લીધી હતી એ વસ્તુનું એને કાંઈક ઉપકારી ભાન જાગતું હતું.

'અને ત્યારે, કોને મને રાજનો મોહ છે ? મને સત્તાનો શોખ છે ?'

'તમને ન હોય તો, મહારાણીબા ! હોવો જોઈએ. તમે ગમે તેમ પણ રાજવંશી છો. એને ટેવાયેલાં છો. હું તો સામાન્ય નારી છું. હું રાજને કરું પણ શું ? મારે માટે તો મહારાજની આ ભેટ જ બસ છે.'

'એ તો સૌ એમ બોલે. સત્તા મળે એટલે ફરી જાય. સત્તા આવે તો સૌ મંત્રીશ્વર જ થઈ બેસે.'

'પણ હું તમારી પાસે, બા ! ભગવાન સોમનાથના સોગન ખાઉં તો ?'

દામોદરે રાણીને જે સત્ય સંભળાવ્યું હતું તે પછી કાંઈક માનભર્યો સમાધાનીનો માર્ગ નીકળતો હોય તો ઝડપી લેવાની એને જરૂર લાગી હતી. પોતાના ગૌરવની રક્ષા હવે બીજી કોઈ રીતે શક્ય પણ ન હતી. એ ઘા ચૂકી ગઈ એટલે આ વિચાર કરવાની એને તક સાંપડી. એ બોલી:

'શાને માટે?'

'મહારાણીબા! મને રાજનો મોહ નથી. વૈભવ તો મેં જે જોયો છે તે ઘણાંને સ્વપ્નમાં જ મળે છે. અનેક નૃપતિઓ મારે ચરણે નમ્યા છે. કોઈ પુરુષ મને નમે એ મારે મન હવે નવાઈ રહી નથી. પણ એ છતાં અમારી જાતને તો એ સૌએ તિરસ્કારી છે. એક માત્ર મહારાજે જ મને સાચા પ્રેમથી સત્કારી. અનેક શ્રેષ્ઠીઓ અને નૃપતિઓ વારાંગનાઓને રમાડે છે, વારાંગનાઓ એમને રમાડે છે. હું તો માત્ર એક જ સ્વપ્નથી દોરાઈ રહી છું. મહારાજનો નિરવધિ પ્રેમ હું જોઈ શકું છું. એનાથી મારામાં એક અનોખું સામર્થ્ય જાગ્યું છે, એટલે જ હું આ કહી શકું છું. મહારાણીબા! મંત્રીશ્વરને મેં જે કહ્યું હતું તે તમને ફરીને કહું છું. રા' બાપુને પણ મેં એ જ કહ્યું હતું. એ મારું એક સ્વપ્ન છેઃ મારી જાતિમાં રહેલી ઉત્કૃષ્ટ સૌન્દર્યભાવના પ્રગટ કરવાનું.'

રાણી ઉદયમતી સાંભળી રહી. રાણી શો જવાબ વાળે છે તે સાંભળવા દામોદર તલપાપડ થઈ રહ્યો. રાણી બોલીઃ 'તમે બાપુને શી વાત કરી હતી?'

દામોદર નિરાશ થયો. રાણી હજી વધારે ઊંડે ઊતરશે એ એ જોઈ રહ્યો.

'મહારાણીબા! આટલું જઃ મારું કોઈ સંતાન કદી પણ રાજમુગટ નહિ સ્વીકારે!'

ચૌલાના આ વાકયે દામોદરને હલાવી મૂકયો. એણે આ ધાર્યું ન હતું. એને ચૌલાની નવીન જ પિછાન થઈ. જે ચૌલા એણે અત્યાર સુધી જોઈ ન હતી તે હવે જોઈ.

એટલામાં મહારાણી બોલ્યાં—એમણે વાતને બરાબર

થાળે બાંધવાનો વિચાર કર્યો હતો: 'એ ન સ્વીકારે—પણ મહારાજ આપે તો ?'

ચૌલા ગંભીર અવાજે બોલી: 'મહારાણીબા ! તમને આ નવાઈ લાગશે. પણ ભગવાન સોમનાથનું ચરણજલ લઈને હું કહું છું કે મારું કોઈ સંતાન, મહારાજ રાજ આપે તોપણ, નહિ સ્વીકારે !'

'એમ તો સૌ કોઈ બોલે; કાંઈ એમ કોઈ કરી શકે ?'

'મહારાણીબા !' દામોદર બોલ્યો: 'ચૌલાદેવીનું મૂલ્ય હવે નહિ સમજાય તો પછી કોઈ દિવસ નહિ સમજાય.'

'મહારાજનું આપેલું રાજ ન સ્વીકારે—કે રાજ માટે ભવિષ્યમાં રાજપુત્રો ન લડે—એવું કાંઈ થઈ શકે? એ શી રીતે થાય? દામોદર !'

'આ રીતે મહારાણીબા !' ચૌલા બોલી: 'મારું એ સ્વપ્ન છે. જે માત્ર રઘુવંશમાં શક્ય હતું તે ચૌલુક્યવંશમાં પણ શક્ય બનાવવું. અને એ બનશે. તમારા મનના સમાધાન માટે તો હું તાંબાપતરામાં લેખ કરી આપું. દામોદર મહેતા સાક્ષી આપે. પછી છે કાંઈ ?'

'એ તો ઠીક જાણે; પણ તમે કહ્યું, તમારું સ્વપ્ન છે. તમારું શું સ્વપ્ન છે ? ને તમારું સ્વપ્ન ખોટું પડે કે ભ્રમ નીવડે તો? એ વખતે કોનો ટાંટિયો કાપવો ?'

'મહારાણીબા ! સામાન્ય નારી કરતાં હું આટલી રીતે જુદી છું. હું વારાંગના છું. પણ હું એમ માનું છું, કે કોઈ પણ નારી કોઈ પણ પુરુષને આ કોલ આપી શકે, કે મારો સંપૂર્ણ પરિચય તો હું મારા સંતાન દ્વારા આપીશ. ખરી રીતે તો નારીએ નરને એ કોલ આપવાનો રહે છે. હું પણ

મારો પરિચય ત્યારે આપીશ, બા ! અત્યારે તો તમને આ મારું વચન છેઃ મારું કોઈ સંતાન રાજમુગટ નહિ પહેરે. મારા એમ કહેવાથી નહિ—એની એવી નૈસર્ગિક શક્તિથી.'

દામોદર ને રાણી બન્ને ચૌલાની વાણી સાંભળી રહ્યાં. દામોદરને આ વાણીમાં ચૌલાનું હજી એક નવું દર્શન થયુંઃ એને લાગ્યું કે આ નારીની રમણીયતાનો અંત નથી. રાણીને તો આ મોટી વચન આપવાવાળી કોણ ? એમ થતું હતું. પણ અત્યારે બીજો કોઈ ઉપાય પણ ન હતો. છતાં એનું સ્વમાન ઘવાતું હતું.

'તો દામોદર તું શું કહે છે ? મારે જીવતે જીવત નરક જોવું એમ ?'

'મહારાણીબા ! નરક જોવાની વાત નથી; અયોધ્યાની પેઠે પાટણ નગરી પણ લોકોને યાદ રહી જાશે.' ચૌલા બોલી.

'તો શું કરવું છે દામોદર ?'

'રા' બાપુને બોલાવું. ને વટેશ્વરને પણ—'

રાણી નીચે બેસી ગઇ. તે કાંઈક શાંત થઇ. તેણે ધીમે અવાજે કહ્યુંઃ 'બોલાવો ત્યારે—'

ચૌલાએ રાણી પાસે બેસીને મૃદુ અવાજે કહ્યુંઃ 'મહારાણીબા ! મને તમે એક નવું જીવન આપ્યું. હું પાટણ—તજી દેત—પણ પાટણને ભૂલી શક્ત નહિ. મહારાજને છોડી દેત—પણ એમને વિસારી શક્ત નહિ. એ યાતનામાંથી તમે મને ઉગારી. મહારાજને પણ ઉગાર્યા. પાટણને પણ ઉગાર્યું.'

આ વસ્તુ બની તે દરમ્યાન પ્રતાપદેવીની તો જાણે હાજરી જ ભુલાઇ ગઈ હતી. રાણી અને ચૌલા જરા શાંત થયાં—

સાધારણ વાતોએ ચડયાં કે તુરત દામોદરે રાણીને કહ્યું: ' મહારાણીબા ! તો હું રા' બાપુને બોલાવું ? '

' અને કાંચનના છોકરા વટેશ્વરને પણ. તામ્રપત્ર લખાઈ જાય, ' રાણીએ કહ્યું.

દામોદરે બહાર જવા માટે પગ ઉપાડયો. રાણી અને ચૌલા થોડી વાર બોલ્યાચાલ્યા વિના બેઠાં: અને તે બહાર જતો હતો. તેણે એક તાલી પાડી. એક દાસી ને દ્વારપાળ દોડતાં આવ્યાં. તે જ વખતે એની નજર પ્રતાપદેવીને ઊભી રાખી હતી તે ખંડ તરફ પડી. ' અરે ! ' તેનાથી બોલાઈ ગયું. તે વ્યાકુળ થઈ ગયો: પ્રતાપદેવી ત્યાં હતી નહિ.

' કોઈ બહાર ગયું ? ' તેણે દ્વારપાળને પૂછ્યું.

' હા ! મહારાણીબાની તાંબૂલવાહિની. '

' કોણ ? પ્રતાપદેવી ? '

' હા. મહારાણીબાએ મહારાજને બોલાવવાની એને આજ્ઞા કરી હશે, એટલે એ મહારાજને બોલાવવા બહાર ગઈ છે. હમણાં આવશે. '

દામોદર પામી ગયો. વખત મળ્યો તેમાં પોતાના હાથ પગ છોડી પ્રતાપદેવી સૌને બનાવીને નાસી ગઈ હતી.

ચૌલા અને રાણીના સમાધાનમાર્ગના કામમાં વિઘ્ન ન આવે માટે તે અત્યારે કાંઈ પ્રગટ બોલી શકે તેમ હતો નહિ. પણ આ ઘા એને ભારે થઇ પડયો. તેણે તાત્કાલિક તો દ્વારપાળને કહ્યું: ' કંચનના પુત્ર લેખક વટેશ્વરને અત્યારે ને અત્યારે આંહીં બોલાવી લાવો. ને રહો—આયુષ ક્યાં છે ? '

જવાબમાં રાહ જોતો હોય ને હાજર હોય તેમ આયુષ ત્યાં આવીને ઊભો રહ્યો. આયુષ સાથે લુંઢ પણ હતો. દામોદરને નવું આશ્ચર્ય થયું. આયુષ આવીને ઊભો ને બોલ્યોઃ 'લુંઢ આવ્યો છે.'

'લુંઢ ?'

'કેમ તમે કહેવરાવ્યું ને ?'

'મેં કહેવરાવ્યું ? કોની સાથે ? ક્યારે કહેવરાવ્યું ?'

'કોઇ દાસી આવીને કહી ગઇ કે લુંઢને મુક્ત કરીને આંહી મંત્રીરાજ પાસે જલદી લાવો. આ આપની મુદ્રા !'

'મારી મુદ્રા ?'

દામોદર સડક થઈ ગયો. પણ અત્યારે હવે આશ્ચર્ય બતાવવાથી વધારે ગોટાળો થશે એમ ધારીને તે ચૂપ રહ્યો. તે વિચાર કરી રહ્યોઃ પ્રતાપદેવીને જે વખત મળ્યો તેમાં એ છૂટી થઈને નાસી ગઈ લાગે છે. કદાચ એ તો માળવાને માર્ગે ઊપડી ગઈ હશે. એ નારીએ સઘળાંની મુદ્રાની આબેહુબ નકલ કરાવી લીધી જણાય છે. દામોદરની મુદ્રાનો ઉપયોગ કરી તેણે લુંઢને છૂટો કરાવી આંહીં મોકલ્યો હતો. દામોદરને આજની આ રાત કમનશીબીભરેલી લાગી. આંહીં રાણીના મનની સ્થિતિ ઠેકાણે આવી રહી હતી, ત્યાં બરાબર આ વસ્તુ બની. હવે કાલે રાજદરબારમાં પ્રતાપદેવીને હાજર કરવાનું એનું વેણ અધૂરું રહેશે. એ ચિંતામાં પડ્યો. એણે આયુષને એક બાજુ બોલાવ્યોઃ 'જો, અત્યારે આંહીં મારે તો કામ છે. હમણાં લેખક વટેશ્વર આવશે. રા' આવશે. પણ તને પેલી દાસી બનાવી ગઈ છે. પ્રતાપદેવી નાસી ગઇ છે—ને જે વખત જાય છે તેમાં એ માલવાને માર્ગે ચાલી

જશે. તું થોડા ઘોડેસવારોને લઈને એની પાછળ દોડ. જલદી દોડ. આ એક નારી—આપણને સૌને થાપ આપી ગઈ—ઝપાટાભેર એનો પીછો પકડ, આયુષ !'

આયુષ પણ સાંભળીને ક્ષુબ્ધ બની ગયો. વખત ગુમાવવાનો અર્થ જ ન હતો. દામોદરની જ મુદ્રા બતાવીને પેલી દાસીએ લુંઢને મુક્ત કરવાનું એને કહ્યું હતું. તેને વાતનો ગોટો સમજાયો નહિ. તે અત્યારે તો ઝડપથી બહાર જવા તૈયાર થયો. 'અને જો ! થોડા વખતમાં પકડાઈ જાય તો ઠીક છે. ન પકડાય તો બીજાઓને એની પાછળ જવા દેજે. તું તો કાલે રાજદરબારમાં હાજર થઈ જજે. ને જે વખતે અપરાધીને હાજર કરવાનું કહેવામાં આવે તે વખતે તું આવીને, નડુલના સેનાપતિ સાઢાના સૈન્યમાં અપરાધી આશરો લઈ રહેલ છે, એ ખબર આપજે.'

'પણ આ લુંઢનું શું કરવું છે ત્યારે ?'

'એ તો મૂરખ છે. એને તો હવે જાવા દેજે. અને તું કાલે પાછો આવી જાજે— '

આયુષે ડોકું ધુણાવ્યું. તેણે પ્રણામ કરીને રજા લીધી. તે ઉતાવળે પ્રતાપદેવીની પાછળ પડ્યો.

એટલામાં મહારાણીબાનો બોલાવ્યો દામોદર પાછો ખંડમાં ગયો: 'દામોદર ! ચૌલા એક નવી વાત કહે છે.'

'શી ?'

'મહેતા !' ચૌલા બોલી: 'હું એમ કહું છું કે આપણી આ યોજના ગુપ્ત રહેવી જોઈએ. મહારાજથી તદ્દન ગુપ્ત રહેવી જોઇએ.'

દામોદર વિચાર કરી રહ્યો. મહારાણીને દેખીતી રીતે

એમાં અવિશ્વાસ આવતો હતો.

'પ્રગટ ન થાય તો શો વાંધો છે, મહારાણીબા ?'

'પ્રગટ તો આટલા પૂરતી જ. મહારાજને કાને આ વાત નાખવી જોઈએ. આવતી કાલની કોને ખબર છે, દામોદર ?'

દામોદરને તો પ્રતાપદેવીની એક ચિંતા હતી તેમાં આ નવો વધારો થયો: 'મહારાણીબા ! હું સોમનાથ ભગવાનના શપથ લઈને તમને ખાતરી આપું છું કે આ યોજનામાં કોઈ પ્રકારનું કપટ નહિ થાય.'

'કપટની વાત નથી, દામોદર ! આવતી કાલે મારી આંખ મીંચાણી તો ? ને કોઈ રાજકુમાર હોય એ પાછળ રહી ગયો તો ?'

'મહારાણીબા ! આ લેખની એક નકલ તમારી પાસે રહે, એક મારી પાસે રહે, એક રા' પાસે રહે, એક ચૌલા પાસે. અને વધુમાં તમને ઠીક લાગે તેને સોંપાવીએ—કહો તો કેસર મકવાણાને !'

'પણ ત્યારે મહારાજને કહેવામાં શો વાંધો છે ?'

દામોદર પાસે તેનો જવાબ ન હતો. એટલે રાણીને તો વધુ શંકા થાય એ સ્વાભાવિક હતું. દામોદર બોલ્યો નહિ, એટલે રાણીને લાગ્યું કે પોતે વ્યવહારુ પગલામાં આ મુત્સદ્દીને પણ બરાબર મહાત કર્યો છે.

'મહારાણીબા !' ચૌલા બોલી: 'તમને ખોટું ન લાગે માટે હું બોલતી ન હતી. પણ મહારાજના પ્રેમનો અંત તો હું પણ પામી શકી નથી. ખરો પ્રેમ પણ એ છે કે જેમાં તમે છેડો જોઈ ન શકો. એટલે તો મેં તમને કહ્યું કે હું નવું સામર્થ્ય પામી છું. મારી વાણી મહારાજના

નિરવધિ પ્રેમમાંથી જન્મતી શ્રદ્ધાવાણી છે. મહારાજનો પ્રેમ મહાન છે અને તેથી શાંત છે. પણ મહારાજને કાને આ વાત જાશે—તો એમનું અંતર વલોવાઈ જાશે. એમને આ રુચશે નહિ. એમને એમાં એક પ્રકારનો વ્યાપાર લાગશે. પ્રેમ એ વ્યાપારની વસ્તુ નથી. મહારાણીબા! મારા શપથ ઉપર હજી તમને વિશ્વાસ નથી?'

પણ ચૌલાના શબ્દોની કાંઈ જ અસર મહારાણી ઉદયમતી ઉપર નહિ થાય એ દામોદરને ખાતરી હતી. તેણે મહારાણીને કહ્યું: 'મહારાણીબા! ધારો કે આ વાત મહારાજને કરીએ, અને એમને ન રુચી તો? પછી આપણે કાં તો એમની રુચિ પ્રમાણે કરવું રહ્યું. અથવા લોકાપવાદ વહોરવો રહ્યો, કે રાજલોભ એ મહારાણીબાનું દૂષણ છે. અને પછી એ તો પાટણના લોકો—એમને કાંઇ મોંએ ડૂચા દેવાય? એ તો અંદરથી બીજી પણ કૈંક વાતો જોડી કાઢે. રાજલોભ સાથે બીજી ઘણી વાતો પણ જોડી દઈ શકે. તમારું ગૌરવ અખંડિત રહે તો જ, મહારાણીબા! તમારી પ્રતિષ્ઠા જળવાઇ રહેશે. હું તો તમારા માટે કહું છું. લ્યોને, તમે કહેતા હો તો મહારાજને તો હું પણ સમજાવી શકીશ—પણ પછી તમને જીવનનો રસ નહિ રહે!'

રાણી વિચાર કરવા લાગી. દામોદરની વાત એને સાચી તો લાગી. આવી યોજના થઈ છે એ ગુપ્ત હશે ત્યાં સુધી જ મહારાજ એને ઉદાર ધારશે. પ્રગટ થશે તો પછી એનું કાંઈ જ મૂલ્ય નહિ રહે. 'પણ ત્યારે તમે મહેતા! વચન આપો છો—?' તે બોલી.

'ભગવાન સોમનાથનું જલ લઈને શપથ લઉં છું

ને—કે આ યોજના પ્રમાણે જ ભવિષ્યમાં થશે!'

'લ્યો હાંઉ ત્યારે મેં નો'તું કહ્યું ભા! કે દામોદર મહેતો કાંક સારા સમાચાર આપશે—' બહારથી રા' નવઘણનો અવાજ સંભળાયો. ચૌલા ત્વરિત પગલે અંદર સરી ગઈ. તેણે મહારાણીબાને પ્રણામ કર્યા: 'મહારાણીબા! હું આપની અનુજ્ઞા હોય તો હવે જાઉં—!'

'કેમ? કેમ? બેસોને—' રાણીએ કહ્યું. પણ અંતરમાં એ ઇચ્છી રહી કે છો જાતી!

'મારા અક્ષર કરાવવા હોય ત્યારે હું તૈયાર છું—!'

'એ તો હવે દામોદર ને વટેશ્વર આવશે—'

ચૌલા ત્વરાથી સરી ગઈ. રા', ઉદયમતી, ને દામોદર લેખની ભાષાનો વિચાર કરવા બેઠા. અચાનક રાણીએ કહ્યું: 'અરે દામોદર! પ્રતાપદેવી ક્યાં છે?'

દામોદર પોતાનો પરાજય કબૂલ કરવામાં રહેલી હાનિ અને એથી રાણીને કાર્યમાં મળતી છૂટ સમજી ગયો હતો. તે કાંઈ ન હોય તેમ બોલ્યો: 'એ તો આયુષના કબજામાં છે.'

'તો ઠીક. મેં કીધું ક્યાંક ચાલી ગઈ.'

'આયુષના કબજામાં જ છે,' દામોદરે ફરી નિશ્ચયતાથી કહ્યું. 'અને જ્યારે એને જવા દેવામાં આવશે ત્યારે એ રાજનીતિના પગલા તરીકે જઈ શકશે.' દામોદરે થોડી વાર રહીને ઉમેર્યું.

## ૩૮. પ્રતાપદેવીએ શું કર્યું ?

**પ્ર**તાપદેવીએ જ્યારે રાણીને સોનાની છૂરિકા કાઢતી જોઈ, અને દામોદરને વ્યાકુળ બની એ તરફ ધસતો જોયો, ત્યારે એ કટોકટીની પળમાં એણે પોતાનો ઉદ્ધાર દીઠો. તેણે ઝડપથી નિશ્ચય કરી લીધો. એક જ સપાટે એણે પોતાના હાથનો બંધ ઢીલો કરી નાંખ્યો. રાજદરબારમાં એને લાવ્યા હતા એટલે બંધન પણ બહુ સખ્ત ન હતું. હાથ છૂટા થતાં જ એણે પગને છૂટા કર્યા. એને આ સ્થાનનો પૂરો પરિચય હતો. જે ખંડમાં એ હતી, તેની પાસેના બીજા ખંડમાં એક ભોંયરાનું મોં નીકળતું હતું. તે એકદમ ત્યાં ગઈ. નિર્ભયતાથી ભોંયરાના મોંમાં પેઠી. ઝડપથી નીચે ઊતરી. સપાટાબંધ ચાલવા માંડી. એક ક્ષણમાં તો એ રાજગઢની બહાર નીકળી ગઈ. ભોંયરાનું દ્વાર એક રાજચોકીમાં નીકળતું હતું. તેણે નજર કરી તો રાજચોકીમાં કોઈ ન હતું. પણ બહાર રસ્તા ઉપર તેણે કેટલાક દ્વારપાળોને અને દાસીઓને આજુબાજુ ફરતાં જોયાં. તેણે અંદર રહ્યાં રહ્યાં પોતાનો વેશ સરખો કર્યો. વસ્ત્રો સમાર્યાં. પછી જાણે કાંઈ ન હોય તેમ આગળ ચાલી: ને રસ્તા ઉપર ફરતી હોય તેમ ફરી રહી.

એના સ્મિતના ટુકડા ઉપર જીવનારો કોઈ રસિક જીવડો નીકળી આવે તેની એ પ્રતીક્ષા કરવા લાગી.

એટલામાં ત્યાં એક દ્વારપાળ નીકળ્યો. 'અરે, દયાળ! આમ આવ, આમ આવ, તું ક્યાં જાય છે?'

કેટલાય દિવસોથી પ્રતાપદેવીએ ફેંકેલા એકાદ મધુર સ્મિત ઉપર દયાળ જીવન વિતાવી રહ્યો હતો. તેને આ વાણી સાંભળીને તો નસોમાં લોહીના ધોધ વહેવા લાગ્યા. તે ઉતાવળે ઉતાવળે બોલ્યો: 'કેમ? કેમ? શું કામ છે?'

'તું ક્યાં જાય છે?'

'તમે કહો ત્યાં.'

પ્રતાપદેવી હસી પડી: 'અરે પણ ભેંશના ભાઈ! તું ક્યાં જઈ રહ્યો છે એ હું તને પૂછું છું!'

'હું જાઉં છું લુંઢની તપાસ કરવા કે એ બરાબર છે કે નહિ. પણ તમે છુટાં ક્યાંથી?'

'તું દેખે છે ત્યાંથી. ભેંશનો ભાઈ નહિ તો? પૂછતાં શરમાતો નથી? મહારાણીબાએ તો મહેતાને ધમકાવી કાઢ્યો. ને મહેતાએ તરત મને મુક્ત કરી દીધી. આજની રાત એ ને ક્યાંક જઈને મદ્ય પીશું!'

દયાળના મોંમાં પાણી આવી ગયું. એ મદ્ય આને પાવાનો પોતાને લહાવો મળે તો જીવન સફળ થઈ જાય. તે ઓછો થાતો થાતો બોલ્યો: 'પણ ત્યારે એ લહાવો આ દાસને ન મળે!'

'આ દાસને ન મળે! વાહ! મોટા લખેશરી જોયા ન હોય તો?'

દયાળે પોતાની પાસેનું સુવર્ણ બતાવ્યું. 'આ શું છે?

આ રહ્યું. હજી તો આજે સાસરેથી આવ્યું છે—વહુનાં ઘરેણાં કરાવવા. પણ તમારા હાથનું મદ્ય મળતું હોય તો ઘરેણાંને શું ઘોઈ પીવાં છે ?'

'હવે જા જા. ક્યાંક ગાંડો થઈ જા નહિ. પાછું મારે કામ છે.'

'પણ કામ હું કરી આવું !'

'તો તારી આંહીં રાહ જોઉં, પછી આપણે જઈએ.'

'શું કામ છે ?'

પ્રતાપદેવી તેની પાસે સરી. તેને ગળે હાથ મૂકી કાનમાં કાંઈક કહેવા લાગી. ગળે હાથનો સ્પર્શ થતાં દયાળનું અરધું ભાન હતું તે પણ જાતું રહ્યું.

'હા, એ મારું કામ. હમણાં કરી આવું—' દયાળ બોલ્યો.

'તો લે, ત્યારે આ મુદ્રા. મહારાણીએ મહેતાને એવા ધમકાવ્યા કે એણે તો મુદ્રા જ મહારાણીબાને આપી દીધી. જેમને તમારે મુક્ત કરવા હોય તેમને કરી લો—બિચ્ચારો મહેતો !—લે, ત્યારે આ મુદ્રા—પેલો આયુષ ત્યાં ઊભો છે ને, એને જઈને આપવાનું કહેજે હો—પછી હું આંહીં નહિ મળું હો—!'

'ત્યારે ?'

'ત્યાં—મોટા ચોકમાં—મદ્યબજારમાં—ત્યાં તું આવજે.'

દયાળે પ્રતાપદેવીના કહેવા પ્રમાણે એક દાસીને મોકલી. ને પોતે પણ આયુષને કહ્યું કે લુંઢને મુક્ત કરી રાજગઢમાં મંત્રી પાસે રજૂ કરો. દામોદરની મુદ્રા જોઈ આયુષ તે પ્રમાણે લુંઢને લઈ ચાલ્યો. પ્રતાપદેવીને ખાતરી હતી કે આ

ખબર થતાં જ એને પકડવા દામોદર માલવાને માર્ગે સવારો મોકલશે. એટલે આટલી મીઠી મશ્કરી કરી લુંઢને મુક્ત કરાવી, પોતે નિરાંતે લુંઢને ત્યાં ગઈ. ત્યાં વંથળીવાળી લુંઢની વહુ આવી ગઈ હતી. તેણે વંથળીવાળીને જોઈ. બહાર કોઈની એક સરસ સાંઢણી પણ હતી. આ સાંઢણી ઉપર પ્રતાપદેવીની નજર પડી. આ સાંઢણી કબ-જામાં આવે તો પછી પોતે સહીસલામત નીકળી જાય. તેણે ચારે તરફ આંટો મારી બીજું કોઈ નથી એની ખાતરી કરી લીધી. પછી તે એકદમ ગભરાયેલી દોડતી લુંઢની ઝૂંપડીમાં પેસી ગઈ: ' ઓય બાપલ્યા રે ! મને મારી નાખી—રે' બોલતી બોલતી તે બારણામાં જ ફસકી પડી.

લુંઢની વહુ ઘેંશ હલાવતી બેઠી હતી તે એકદમ સફાળી બેઠી થઈ ગઈ. ' અલી કોણ છો તું ?— આંહીં કેમ રાડારાડ કરે છે ? '

' ઓય બાપલ્યા ! મને લુંઢે મારી નાખી રે !— લુંઢડે મારી—'

પ્રતાપદેવીએ રુદનને પણ લલકારી લલકારીને લલિત બનાવ્યું: ' લુંઢડે મારી—રે ! ' લુંઢની વહુને લુંઢ ઉપર પોતાની સત્તા હોવાનું અભિમાન હતું. એના ઉપર એ સત્તા અનિયન્ત્રિત રહે એટલા માટે એ દરેક કામમાં પોતાનું કહ્યું એની પાસે કરાવતી. એ સત્તાનું અસ્તિત્વ બીજાને દેખાડવાની તો એને ઘેલછા જ હતી. એટલે અત્યારે આ સ્ત્રીને આંહીં જોઈ એનો એ ગુપ્ત મનોરથ પ્રગટ થયો: ' ક્યાં છે મારો પીટયો ? તને શું કર્યું બોન ? '

' મને કે' તું મને મદ્ય પા !'

'મારો પીટયો—દારૂડિયો! છે જ એવો નકટો. લે હું એને સરખો કરું! ક્યાં છે મારો પીટયો— ઈ મૂઓ છે ક્યાં? હું આંહીં આવી અટલે રોયો ગપત થઈ ગ્યો'તો. તો જડયો ત્યારે આમ. રંડવો નહિ તો!' લુંઢની બૈરીએ એક પરોણો હાથમાં લીધો. 'ક્યાં છે એ—મને દશ દેખાડ—'

'એ ત્યાં પડયો—વાટિકાની બહાર—સરિયામ રસ્તા ઉપર—'

'તું આંહીં બેશ—હમણાં હું એને લઈને આવું. તારી પાસે એને નાકલીટી કરાવરાવું તો જ હું વંથળી-વાળી ખરી! મારો પીટયો—લે, જી તી બૈરાંને કનડતો હાલે!'

પ્રતાપદેવીએ એને હજી વધારે ચડાવી: 'મેં મદ્ય તો પાયું—પણ મને લુંઢડો કે' તું હીંડોળ રાગ ગાતી જા ને હું મદ્ય પીતો જાઉં. મને મારી નાખી—રે લુંઢડે!'

'મોટા લખેશરીનો બેટો—હમણાં સરખો કરી લાવું—તું જોજે. હમણાં હું આવું છું.'

લુંઢની વહુ પરોણો લઈને બહાર નીકળી, એટલે પ્રતાપદેવીએ નિરાંતે લુંઢનાં લૂગડાં લટકતાં હતાં તે ઉપાડયાં. તેણે પોતાનો કેશકલાપ પાઘડીમાં છુપાવી દીધો. વધારે અપ્રગટ રહેવા બોકાની બાંધી. ને ઝડપથી વાડાના પાછલા ભાગમાં ગઈ. સાંઢણીને નિહાળી. સાંઢણી જાતવંત લાગી. કોઈએ હમણાં જ એને ઝોકારી હતી. એનો ધણી આવશે ત્યારે તો પોતે ક્યાંયની ક્યાંય હશે. તે મનમાં હસી ને સાંઢણી ઉપર સવાર થઈ, ને સાંઢણીને મારી મૂકી.

## ૩૯. મહારાજ ભીમદેવનો રાજદરબાર

કેટલાય દિવસથી જેની રાહ જોવાતી હતી તે રાજદરબારનો દિવસ અંતે આવી પહોંચ્યો. આજનો દરબાર ઘણાને મન મહત્ત્વનો હતો. કેટલાક પરિણામની આશંકાથી ધ્રૂજતા હતા. મંત્રીશ્વર અને રાજા બન્નેને સાચવનારા તો મૂંજવણમાં પડ્યા હતા. રા' નવઘણ શું કહેશે—કે કરશે એ હજી આકાશમાં ગાજતી વાતો હતી. મહારાણીના મનની ખરી વાત હજી બહાર આવી ન હતી. વાતાવરણમાં શંકા, પરિણામનો ભય, અને મંત્રીશ્વરની સત્તાનો ડર રમી રહ્યાં હતાં. વહેલી સવારથી જ રાજદરબારના વિશાળ ચોગાનમાં લોકો ઊભરાવા લાગ્યા. મહારાજકુમારના મરણની છાયા નીચે દરબાર ભરાતો હતો—એટલે કોઇ જાતનો બહુ ભપકો કરવામાં આવ્યો ન હતો. તે છતાં સાધારણ ઠાઠમાઠ તો હાજર હતો. રાજમહાલની પાસેના એક અત્યંત વિશાળ ખંડમાં રેશમી ગાલીચા પથરાઈ ગયા; સોનેરી કુંભોથી રાજમહાલયના સ્તંભો શોભી ઊઠ્યા; કાશ્મીરના ઊંચા પ્રકારના કેસર, કર્પૂર, ચંદનમિશ્રિતજલનો છંટકાવ થઈ રહ્યો; અને સિંહનાસોનેરી પંજા ઉપર મુકાયેલું પાટણપતિનું રત્નખચિત સિંહાસન સાદું છતાં

આકર્ષક બનીને શોભી ઉઠ્યું. સિંહાસનની આસપાસનો પ્રતિષ્ઠિત જનો માટે નિર્માયેલો ઊંચો વિશાળ ચોક રેશમી અને જરિયાન વસ્ત્રોથી ઢંકાઇ ગયો હતો. એક તરફ સ્તંભ માંથી કોતરેલી હોય તેવી યવનીઓ સિંહાસનની પાછળ ચમરી ઢાળવા ઊભી રહી ગઈ હતી. તો બીજી બાજુ છડીદારો અને છત્રધારીઓ આવી રહ્યા હતા. મહારાજના સિંહાસનની પાસે પાછળના ભાગમાં રાજનર્તિકાઓની સોનેરી ઘૂઘરીઓના રણકાર વાતાવરણને અનોખી મીઠાશ આપી રહ્યા હતા; તો આગળ બેઠેલા મિઠ્ઠા સરોદનાં વાજિંત્રો વગાડતા અનેક ગવૈયાઓ સ્વરની વાણીથી સભાને રંજન કરી રહ્યા હતા.

જેમજેમ વખત થતો ગયો, તેમતેમ એક પછી એક શ્રેષ્ઠીઓ, નગરજનો, સામંતો, સરદારો અને રાજકર્મચારીઓ આવવા લાગ્યા. લોકો એમને આવતા નિહાળી રહ્યા. લોકસમૂહમાં વચ્ચે પડી ગયેલા સીધા માર્ગમાંથી પાલખી, ગજરાજ, ઘોડા અને રથ આવવા લાગ્યા. શ્રેષ્ઠીઓ આવ્યા—ગંભીર, વ્યવહારકુશળ, બહાદુર અને વિવેકી: એમનાં ઉત્તરીય વસ્ત્રોમાં પડેલી સોનેરીરૂપેરી દોરીઓ સૂર્યના તાપમાં ચળકી રહી હતી. એમાંનો હરકોઇ આખા રાજનાં રાજ વેચાતાં લઈ લેવાની શક્તિ ધરાવતો હતો: મુખની નમ્રતા અને વિવેકમાં એમની શક્તિનો પરિચય મળતો. સરદારો અને સામંતો આવ્યા: તલવાર વડે જીવતા અને પ્રતાપ દાખવતા. રાજ્યાશ્રિત પંડિતો આવ્યા: વિદ્યાનું અભિમાન ધરતા, પોતાનું ગૌરવ દર્શાવતા, વિદ્યાની મહત્તા સ્થાપતા. આવી આવીને રાજસિંહાસન પાસેના વિશાળ ઊંચા ચોકમાં બેસવા માંડ્યા. રાજકર્મચારીઓ પણ આવવા

લાગ્યા. ઊપજવ્યયનો કોડીએ કોડી હિસાબ રાખનાર મંત્રી જાહિલ્લ પોતાની પાલખીમાંથી ઊતર્યો અને સૌના પ્રણામ ઝીલતો ને મીઠું હસતો પોતાને સ્થાને જઈને બેઠો. મહા-સાંધિવિગ્રહિક ચંડશર્મા આવ્યો. કાંચનનો પુત્ર વટેશ્વર આવ્યો. એની હાજરી વિના મહારાજનું દાનપત્ર અધૂરું રહેતું. રાજપુરોહિત સોમશર્મા આવ્યા અને સિંહાસનની જમણી બાજુ બેઠા. થોડીવાર થઇ અને પંડિતરાજ ભસ્માંકદેવનો ગજરાજ દેખાયો. લોકો કોઈ મહાન સિદ્ધાંતની સમક્ષ ક્ષોભ પામીને ઊભા રહે તેમ ઊભા રહ્યા. ધીર પ્રશાંત પગલે તેમણે રાજદરબારમાં પ્રવેશ કર્યો, સૌ બેઠા હતા તેમાં પડી ગયેલી પગદંડીમાં થઇ, રાજસિંહાસન પાસે જઇને એ બેઠા. જૈનમુનીંદ્ર દ્રોણાચાર્યના શિષ્ય સૂરાચાર્ય આવ્યા. ભસ્માંકદેવ પાસે એ જઈને બેઠા. એટલામાં બહારના લોકોમાં મોટો કોલાહલ થઇ રહ્યો. એ મહાન ગજરાજો ધીમેધીમે લોકસમૂહમાંથી રસ્તો કાઢી આવી રહ્યા હતા. આગળના હાથી ઉપર મહામંત્રીશ્વર વિમલ બેઠો હતો. હાથી ઉપર બેઠા છતાં એની કદાવર કાયા શોભી રહી હતી. એને ખભે પડેલું એનું ધનુષ આજન્મ બાણાવળીની છટા બતાવતું હતું. તેણે શરીરે શસ્ત્રો ધાર્યાં હતાં. તેની મુખમુદ્રા ગૌરવથી પ્રકાશી રહી હતી. તેનો પ્રતાપ અદ્દભુત હતો. તેની આત્મશ્રદ્ધા અખંડ હતી. લોકોએ તેના હાથીને આવતો જોયો, અને એક મોટા હર્ષનાદ વડે તેને વધાવી લીધો. આ હર્ષનાદ પોતાને જ મળ્યો છે એમ માનતો દામોદર તેની પાછળના ગજરાજ ઉપર આવી રહ્યો હતો. તેણે સાદાં ધોળાં વસ્ત્રો પહેર્યાં હતાં. તેની પાસે તલવાર પણ ન હતી. મોટાં મોતીની

એક માળા તેના કંઠમાં પડી પડી આમથી તેમ હાલી રહી હતી. તેણે સ્મિત કરીને લોકોએ વિમલને આપેલો હર્ષનાદ હાથ જોડીને પોતાને માટે ઝીલી લીધો અને લોકોએ એને પણ એક બીજા હર્ષનાદ વડે વધાવી લીધો. ધીમેધીમે બન્ને મંત્રીઓ જઈને રાજસિંહાસનની બાજુમાં થોડી જગ્યા મૂકી બેસી ગયા. એટલામાં એક તરફનું દ્વાર ખૂલ્યું, છડી પોકારાઈ, બહાર ચોગાનમાંથી મહાન હર્ષનાદ ઊઠ્યો, વાજિંત્રો વાગી રહ્યાં, શંખનાદ થયો, ઘંટારવ વાગ્યો, આખી સભા ખડે પગે ઊભી થઈ ગઈ, અને ગુજરાતનો મહારાજ ભીમદેવ સોલંકી સૌને હાથ જોડીને પ્રણામનો પ્રત્યુત્તર વાળતો, ત્યાં સિંહાસનનાં પગથિયાં ચડતો દેખાયો.

તેનું રૂપાળું છતાં વજ્જર જેવું અંગ સૌમાં જુદી જ ભાત પાડી રહ્યું હતું. એની યોદ્ધા તરીકેની કીર્તિથી એ લોકપ્રિય હતો. પણ પોતાના ન્યાય માટે તો એ દેવાંશી મનાતો. એના નાકનો મરોડ, આંખની વિશાળતા અને મુખ-મુદ્રાનું સૌમ્ય તેજ અત્યંત આકર્ષક હતાં. એણે એક દૃષ્ટિ ભરીને સૌને નિહાળ્યા: મીઠું સ્મિત કરી પ્રણામ ઝીલ્યા. એને જોતાં જ લોકોએ ફરી મહાન હર્ષનાદ વડે આકાશ ગજવી મૂકયું. અને એક ઘડીભરમાં રાજસભામાં એ જ મુખ્ય ને પ્રધાન પુરુષ થઈ ગયો. મહારાજ બેઠા ને સૌ બેઠા. થોડી-વારમાં સભામાં કાંકરી પડે તો અવાજ સંભળાય એવી શાંતિ પથરાઈ ગઈ. મહારાજની પાછળ પાછળ રા' નવઘણ ને સેનાપતિ બાલુકરાય આવીને ગુપચુપ બેસી ગયા. એમની પાછળના ભાગમાં એક ઝીણું મલબારી ગાજ જેવું રેશમી વસ્ત્ર આવી ભીંત બનાવતું પથરાયેલું હતું. તેની પાછળ

અંતઃપુરનો નારીવર્ગ આવીને ક્યારનો બેસી રહ્યો હતો.

શું થાય છે એ જોવા સૌ તળે ઉપર થઈ રહ્યા.

મહારાજે દામોદરને ઇશારત કરી અને તેણે કાર્તિકસ્વામીને આગળ કર્યો. વિમલમંત્રી એ જોઈ રહ્યો. કાર્તિકસ્વામીએ આવીને મહારાજને પ્રણામ કર્યા: 'આ નડુલથી આવ્યા છે, વિમલ!'

'કોણ મહારાજ?'

'આ કાર્તિકસ્વામી. તેમની પાસે નડુલના સમાચાર છે. ભસ્માંકદેવ પાસે માલવાના સમાચાર છે. એ બધા સાંભળો—ને પછી આપણે નિશ્ચય કરવાનો હોય તે આજે ને આજે કરો.'

'મહારાજ! હું નડુલ જઈને આવ્યો છું,' કાર્તિકસ્વામી બોલ્યો: 'નાનકડું રાજ, નાની સરહદ, નાની સેના, પણ એટલી તીખી ને આગ્રહી કે જો સામે પડે તો રણક્ષેત્ર છોડાવે, પાટણનું સામંતપદ એણે છોડ્યું છે—'

'તે છોડશે, બાપ! છોડશે. કેમ નહિ છોડે?—' બારોટ શ્રીકંઠનો અવાજ એક બાજુથી સંભળાયો. વિમલે ચારે તરફ દૃષ્ટિ ફેરવી. સૌ એક ધ્યાન થઇને સાંભળી રહ્યા હતા—અને દેખીતી રીતે માની રહ્યા હતા કે આવતી કાલનું ભવિષ્ય આજે ઘડાય છે.

'બારોટજી! નડુલે પાટણનું સામંતપદ છોડ્યું. ધંધૂકરાજે છોડ્યું છે. ને આંહીંથી કોઇ નહિ સળવળે તો આવતી કાલે આ બોબા જેવડું બેરાલુ પણ કહેશે હું મહારાજધિરાજ છું! મહારાજ! મારી પાસે નડુલની રજેરજ હકીકત છે. પાટણે નડૂલ ઉપર ચડવું હોય તો આ વખત

છે !' કાર્તિકસ્વામી બોલ્યો.

'ચંડશર્મા શું કહે છે—ચંડશર્મા—તમે ?'

ચંડશર્મા દેશપરદેશના ગુપ્તચરોનો અભ્યાસી હતો. તે પરતંત્રના સઘળા સવાલો ઉપર મત આપતો.

'વખત સાનુકૂળ છે. મહારાજ ! પછી કદાચ એ વખત ન મળે—'

'તો કરો કંકુના ! રા' !' મહારાજે રા' સામે જોયું.

'મહારાજ !' રા' નવઘણ બેઠો થયો : 'મહારાજની આજ્ઞા હોય તો હું તો કાલે ઊપડું !'

'અને ધંધૂકરાજનું શું છે, પંડિતરાજ ?'

ભસ્માંકદેવ આગળ આવ્યો. કાર્તિકસ્વામી બેસી ગયો. સભામાં થોડોઘણો અવાજ થતો હતો તે તદ્દન શાંત થઈ ગયો.

'તમારી માલવાની શી હકીકત છે તે મંત્રીશ્વરને કહો. વિમલ ! ભસ્માંકદેવે તો માલવાથી જે વાત આણી છે તે બહુ સમજવા જેવી છે.'

'હશે—એ તો કહે ત્યારે સમજાય.' વિમલે જવાબ વાળ્યો.

'મહારાજ ! માલવા ઉપર જો પાટણ નહિ ચડે તો પાટણ ઉપર માલવા ચડશે. એની તૈયારી એવી છે. એની ગજસેના મોટામોટા મહારથીઓના વ્યૂહને તોડી નાખે એવી ભયંકર છે !'

લોકો એકકાન થઈ સાંભળી રહ્યા હતા. સભામાં ઝીણી કાનવાત શરૂ થઈ. માલવાનો ઉત્કર્ષ કોઈનાથી સંખાતો ન હતો. માલવાની વાત આવતાં વાતાવરણ બદલાઈ ગયું. દામોદરે તેનો પૂરો લાભ લેવા નિશ્ચય કર્યો.

'એ તો એવું છે, દેવ! તમે કહો છો તે પ્રમાણે હશે. હું ના નથી કહેતો. પણ મહારાજ ચામુંડે ને મહારાજ વલ્લભરાજે માલવાના સૈન્યને ખાખીવીખી કરી નાખ્યું એ વાતને કાંઇ જુગ વીતી ગયા નથી. બાલુકરાયના પિતા પણ ત્યારે સાથે હતા. કેમ બાલુકરાય?'

'હા, હું પણ સાથે સાથે ફરતો. આજે એ બળવાન થયું હશે. પણ એ તો આંહીંથી કોણ સૈન્ય દોરે છે એના ઉપર આધાર છે. જેવો સેનાપતિ તેવું સૈન્ય.'

'તમે દોરો!' ભીમદેવે કહ્યું.

'મહારાજ એ મારું ગજું નહિ!' બાલુકરાય વિનયથી બોલ્યો. 'એ કામ મંત્રીશ્વર જેવાનું!'

'પણ પહેલાં નક્કી તો કરો—કે માલવાનો ભય સાચો છે—' દામોદરે કહ્યું ને તે ત્રાંસી આંખે વિમલ તરફ જોઈ રહ્યો. વિમલે તેની નજર ચુકાવી.

'સાચો છે? અરે, આવતી કાલે આવીને પાદર સૈન્ય પડશે ત્યારે તમને ખબર પડશે. ગર્જનકો પાદર પડયા ત્યારે તમે જાગ્યા હતા ના?' ભરમાંકે કહ્યું.

ગર્જનકોના નામે લોકોમાં ભય ને ગભરાટ ફેલાયાં. વાત સાચી હતી. પાદર સૈન્ય પડે ત્યારે તૈયારી શી કામની? રાજસભામાં પણ ગણગણાટ શરૂ થયો.

'ધંધૂકરાજને એણે વશ કર્યો છે. નડુલને વશ કરશે. પછી તમારા ઉપર આવશે. તમારા ઉપર એ આવે—તે પહેલાં તમે એના ઉપર જાઓને!' બાલુકરાય બોલ્યો.

'પણ, પંડિતરાજ! માલવા આપણા ઉપર આવી શકે એવી એની સ્થિતિ છે? એને દક્ષિણમાં નથી જવાનું?

એને ચેદીરાજ આવવા દેશે ?' વિમલ બોલ્યો. ' આપણે માલવા ઉપર જવાની શી જરૂર છે ? બીજા જાય એવું કરોને !'

' મંત્રીશ્વર ! એ બધાં માલવાથી દૂર પડ્યાં છે. તમે એની પાસે છો. તમારા એ સામંતો એણે તોડ્યા છે. એને તમારા ઉપર ન આવવું હોત તો આવું શા માટે કરે ? નડૂલ ઉપર એ આવે ને આંહીંથી કાંઈ નહિ થાય તો એનો વિજય અંતે આપણુને ભારે પડશે.'

' એ તો બરાબર છે—તો તો પછી આંહીં જ વહેલે મોડે—એ આવવાનો.' આખી સભામાં વાત થઈ રહી. બહારના લોકોએ પણ જાણે એ પડઘો ઝીલી લીધો. તેમાંથી કોઈએ તો બૂમ પાડી : ' અમને માલવા લઈ ચાલો, મંત્રીશ્વર !'

એ જ વખતે દામોદરે અગાઉથી કરેલા સંકેત પ્રમાણે બારોટ શ્રીકંઠનો કંઠ રણકી ઊઠ્યો:

' એ કોણ બોલ્યું બાપ ! કે માલવા આવશે કે નહિ આવે એ નક્કી કરો ? નમાલાઓને, મારા બાપ ! નમાલાઓને જ કોઈની હારે વેર કરવાં ન પોસાય. રજપૂતનો દીકરો એમ ધા પડવાની વાટ જોઇને ઘરઆંગણે બેસી રહે ખરો ? અરે, મારા બાપ ! રજપૂતી વિનાનું તમારું રાજ રંડાશે રાજ. આ હિસાબ કરવા બેઠા છેઈ શું નાક રાખવાના હતા ?'

વિમલથી હવે રહેવાયું નહિ : ' બારોટજી ! શ્રીકંઠજી ! તમારી વાણીને સાચવી રાખો. એ રણક્ષેત્રમાં ખપ લાગશે. એને સંભાળીને વાપરજો. રજપૂતના કૈક બેટાઓને આ તલવારે ધૂળ ચાટતા કર્યા છે. પણ ગાંડી લડાઈ તો ગાંડીના હોય ઈ કરે. બાકી લડાઈથી આંહીં કોઈ ધ્રૂજતું નથી. કોણ રજપૂતનો બેટો માલવા ઉપર ચડવા તૈયાર થાય છે એ

તો બતાવો? જે વખતે પહાડ જેવા ચૌદસો હાથી મેદાનમાં આવીને ઊભા રહેશે ત્યારે ભાગવું વસમું પડશે, બારોટજી!'

'અરે પણ મારા બાપ! આ આવું બોલે છે કોણ? તું? પાટણનો મંત્રીશ્વર? પાટણનો મંત્રીશ્વર આવું હીણું વેણ કાઢે? આ તે હું પાટણ જોઉં છું કે પાટણનું મુડદું?

અરે! મારા બાપ! મારા ભીમ! બીજું કોઈ ન હાલે તો કાંઈ નહિ. તું અમને લઈને હાલ. એક વખત છોકરાવ બોલો, જે રુદરનાથ! બોલો જે ભેરવનાથ!'

'જે રુદ્રનાથ!' બારોટ પાસે બેઠેલા એના નાના છોકરાઓ બોલી ઊઠયા અને એ યુદ્ધઘોષણાથી આકાશ ગાજી રહ્યું. શ્રીકંઠ પણ બેઠો થઈ ગયો. તેનો દેહ લાકડીને ટેકે ટેકે ઊભો ધ્રૂજી રહ્યો હતો.

'બાપ! ભીમ! મારા નાગરાજના રતન! તું અમને લઈ હાલ બાપ!' બારોટે લાંબો હાથ કરી મહારાજને કહેવાનું શરૂ કર્યું. 'અમને માળવે લઈ જા. અમારે તારું જુદ્ધ જોવું છે. માળવું આવે કે નો આવે, આવતી કાલે આવે કે પાંચ વરસ પછી આવે, અમને ઉજેણના દરવાજા દેખાડ. તેં બાપ! સોમનાથ પાસે જી સપાટો હાંકયો 'તો આ ઈ મારે ફરી નીરખવો છે. એ સપાટો નીરખવા સારુ તો હું દેહ સાચવી રહ્યો છું. તે દી સોમનાથ પાસે ગર્જનકનાં દળ તેં ભેદ્યાં છે ઈ હજી સાંભરે છે મને. મંત્રીશ્વર ભલે મંત્રીશ્વરને ઘેર રહ્યા. તું અમને લઈને હાલ! મારા બાપ!'

'અમને માળવા લઈ ચાલો, મહારાજ!'

'અમને માળવા લઈ ચાલો મંત્રીશ્વર!'

સભામાં ઠેરઠેર રણનો ઉત્સાહ ફેલાઈ ગયો. દામોદરે પોતાની ઠંડી વાણીથી એ ઉત્સાહને વધાર્યો : 'બારોટજી ! તમારી વાત સાચી છે. પણ વિચાર તો કરવો જોઈ એ ના ? મંત્રીશ્વર સો ગળણે ગળીને પાણી પીએ એવા છે.'

'શાનો વિચાર કરો છો, બાપ ! અરે આ તે વિચાર કરવાના દન છે, મંત્રીરાજ !' શ્રીકંઠ બોલ્યો અને ગગન ગજવે એવા અવાજે એ ધણેણ્યો : 'મેં મહારાજ ચામુંડને બાજની પેઠે લાટમાં પડતા જોયા છે. આંહીં પાટણને આંગણે બે સેના પડી'તી ને મહારાજ મૂળરાજે એકલે હાથે બે'યને હાંકી કાઢી'તી ઈ દન મેં જોયા છે. સોરઠમાં બે રાજા ભેગા થ્યાતા ને બેયને એણે રોળી નાખ્યા'તા ઈ દન મેં જોયા છે. અને આ પણ દન છે. ઘરઆંગણે મોતી જોખે એમ જોખી જોખીને પગલાં લેવાની વાત થાય છે ઈ પણ દન છે. આવતી કાલે પાટણના પાદરમાં એક ઝાડવું ઊભું નહિ હોય ઝાડવું; જો આમ જોખમનો વિચાર કર્યા કરશો'તો. આ તમારા પાટણમાં કોઈ મરદ રહ્યો છે કે નહિ ? માળવું આવે છે એ સાંભળ્યું ને હવે તે વિચાર કરવાનો સમો છે કે લાવલશ્કર તૈયાર કરવાનો સમો છે ? એક વખત તો પેલા ગર્જને નાક કાપ્યું. હવે બીજી વખત આ માલવા કાપશે. મહારાજ ! મારા નાગરાજના રતન ! આ સમો બેસવાનો નો'ય; વિચાર કરવાનો નો'ય; અત્યારે તો—રણમાં જાવાનો સમો છે મા'રાજ !

ઘર જાતાં, ધ્રમ પલટતાં, ત્રિયા પડંતા તાવ,
એ તીનુહિ દિન મરણ'રા, કહા રંક કહાં રાવ.*

---

* ધરતી કોઈ છીનવી લે, ધર્મ ઉપર આપત્તિ પડે, કે

શું રાજા કે શું રાંક, જે મરી જાણે ઈ માણસ—બાકી તો મડદાં મારાજ! મડદાં. મડદાં બેઠાં નો થાય. મડદાંને કોઈ દુશ્મન નહિ. મડદાં કોઈનાં દુશ્મન નહિ. મડદાંને કાંઈ જોખમ નહિ. મડદાં—બાપ—મડદાં!—' બોલતાં બોલતાં શ્રીકંઠનો આખો દેહ ધ્રૂજી ઊઠયો. તેનું વૃદ્ધ શરીર પડી જાશે કે શું એવી બીક લાગી. દામોદરે પોતે જઈને બારોટનો હાથ પકડી તેને ધીમેધીમે નીચે બેસાર્યો; 'બારોટજી! તમે બેસો. નીચે બેસો. તમારા વડે પાટણ શોભે છે. મહારાજ હમણાં જ મંત્રીશ્વરને માલવા જવાની વાત કરે છે. તમે હવે થોડી વારમાં સાંભળશો. બે ઘડી હૈયે ધરપત રાખો. તમને કાંઈ થઈ જાશે તો પાટણ રંડાશે, બાપજી!'

બારોટ નીચે તો બેઠો. પણ બેઠો બેઠો એનો દેહ હજી ધ્રૂજી રહ્યો હતો. સૌની નજર એની ઉપર મંડાઈ ગઈ હતી.

'વિમલ મંત્રીશ્વર! ત્યારે તમે માલવા ઊપડો. તમે આબુના દંડનાયક બનો. કેમ બાલુકરાય?'

'હા, મહારાજ! જેવો દુશ્મન એવો ઘા. માળવા મોટું છે—તો મંત્રીશ્વર પણ મોટા છે!'

'તો તો વાત સોનાની બની જાય!' જાહિલ્લે કહ્યું.

'વિજયમુહૂર્ત ક્યારે છે, સોમદેવજી?' વટેશ્વર બોલ્યો. મંત્રીશ્વર સૌને સાંભળી રહ્યો. તે મનમાં તિરસ્કારથી હસી રહ્યો. સોમદેવજીએ જાણે ગણતરી તૈયાર હોય તેમ જવાબ વાળ્યો: 'બે ઘટિકા પછી ચક્રવર્તીનું વિજયમુહૂર્ત છે!'

---

નારીજાતિનું અપમાન થાય, ત્યારે શું ગરીબ કે શું અમીર—પોતાના પ્રાણનો કોઈ સંકોચ ન કરે.

'હા, એ બરાબર છે,' ચંડશર્મા બોલ્યો.

'શું બરાબર છે, ચંડશર્મા? તમને રાજનીતિના દાવની શી ખબર છે તે બરાબર બરાબર કરો છો? આ તો મને કાઢવાની જુક્તિ છે. ભલે, મહારાજને એમ હોય તો હું તો જઈશ. પણ મહારાજ! તમે પાટણને છિન્નભિન્ન કરનારું પગલું લઈને પાટણને બચાવી નહિ શકો. આજ બચશે—તો પાંચે પડશે.'

'શાની વાત કરે છે, વિમલ?'

'પૂછોને રા'ને. રા' કેમ કાંઈ બોલતા નથી?—'

'એમાં હું શું બોલું? મારેય પાટણને એક રાખવાનો જશ લેવો હોય ના?' રા'ની દ્વિઅર્થી વાણીમાં વિમલ કાંઈ સમજ્યો નહિ. તેને લાગ્યું કે રા' પણ ફરી ગયો કે શું? તેણે દામોદર સામે જોયું. દામોદર કાંઇ ન હોય તેમ પોતાની પાછળ બેઠેલા કોઈ ગાયનાચાર્ય સાથે વાતો કરી રહ્યો હતો.

'તો મહારાણીબા છે ના? મહારાણીબાને બોલાવો ને!'

'શાની વાત છે, મંત્રીશ્વર?' મહારાજે પૂછ્યું.

'મહારાજ! હું પાટણ તો જ છોડું—જો મહારાણીબાને અન્યાય કરનાર કોઈ પગલું પાટણમાં ન લેવાય.'

'મહારાણીને અન્યાય કરનારું?'

'મહારાજ! મહારાણીબાને જ આવવા દો ને.' દામોદરે હાથ જોડીને વિનયથી કહ્યું. એક તરફનું વસ્ત્ર સંકેલાયું. ને મહારાણી ઉદયમતી પોતે રાજસિંહાસન પાસે આવીને ઊભી રહી. આખી સભા હડુડુ કરતી ઊભી થઈ ગઇ.

મહારાજ પોતે સિંહાસન ઉપર અરધા બેઠા જેવા થઈ ગયા.

'મહારાણીબા ! માફ કરજો આપને તસ્દી આપવા માટે—પણ આપને કોઈ પ્રકારનો અન્યાય થયો હોય—થતો હોય—થવાનો હોય—કે થવાની શંકા હોય—તો એ વીગત મહારાજની રાજસભાને જણાવો. એમાં સૌનું કલ્યાણ છે. મંત્રીશ્વરને હૈયે ધરપત થાય તો એ નિરાંતે માલવા જઈ શકે,' દામોદરે હાથ જોડીને મહારાણીને કહ્યું.

'શાના અન્યાયની વાત છે વિમલ ?' રાણીએ પૂછ્યું.

'મેં એમ સાંભળ્યું છે, બા !—કે રાજસભાને અંતે મહારાજ ચૌલાને રાણીપદ આપવાની જાહેરાત કરવાના છે !'

આખી સભા રાણીનો પ્રત્યુત્તર સાંભળવા એક કાન થઈ ગઈ. મહારાજની મુખમુદ્રા પડી ગઈ. વટેશ્વર આશ્ચર્યથી દામોદર સામે જોઈ રહ્યો. રા' ઊંચોનીચો થઈ ગયો. એટલામાં રાણી બોલીઃ તેનો અવાજ સ્પષ્ટ પણ કાંઈક વિકળ હતોઃ 'મંત્રીશ્વર ! મહારાજ જેવા પાટણના પતિ છે એવા મારા પણ પતિ છે. એમને પાટણ કેવું વહાલું છે એ સૌને ખબર છે. જો પાટણને અન્યાય થાય એવું કાંઈ મહારાજ કરી શકતા નથી તો મને અન્યાય થાય એવું મહારાજ કાંઈ કરી શકે જ નહિ !'

'પણ કરે તો ?'

'કરે તો એ સવાલ અમારી વચ્ચેનો છે—એમાં તમારી સલાહની જરૂર નહિ પડે !'

'મહારાણીબા ! જેનાથી પાટણના ભવિષ્યને અસર થાય—એવું કાંઈ પણ પાટણના મહારાજથી ન જ થઈ શકે એ આંહીંની સ્થાપિત રાજનીતિ છે. ચૌલા રાણી થાય, તો

ભવિષ્યમાં બે પક્ષપડે. એટલે ચૌલાથી રાણી નહિ થવાય—એ મારી અચળ રાજનીતિ છે. એટલે એ સવાલ માત્ર તમારી વચ્ચેનો નથી. એ તો રાજ્યનો સવાલ છે. પછી મારી સત્તા ન હોય તો વાત જુદી છે. કેમ કોઇ મંત્રી બોલતો નથી ?'

જાહિલ્લ બોલ્યો: 'વાત છે તો વિચારવા જેવી !'

ચંડશર્માએ કહ્યું: 'રાજસભા વિચારી જુએ—''

દામોદર બોલ્યો: 'મહારાણીબાને હજી કાંઈક કહેવાનું છે, એ સાંભળી લ્યો !'

મહારાણીએ કહ્યું: 'મંત્રીશ્વર ! ચૌલાને તો મેં પોતે ક્યારની રાણીપદે સ્થાપી છે. અને તે રાણી રહેશે જ !'

'તો તો પછી આ વાતમાં ડખલ કરવાનો મંત્રીશ્વરને અધિકાર નથી !' બાલુકરાયે કહ્યું.

'અરે મારા બા ! તમારું તો આ ઢીંડવાણું બારે. ઉદેમતી કે'છે ઈ રાજી છે. પછેં એમાં પૂછવાનું શું છે ? તમતારે ઊપડો મંત્રીશ્વર ! માલવા, ને કરો કંકુનાં. મહારાજ ! મંત્રીશ્વરને દંડનાયકની પદવી આપો !' રા' બોલ્યો.

મહારાજે કહ્યું: 'આબુમાં દંડનાયક તરીકે તો એ જ શોભે સાચું છે હો રા' !' મહારાજના શબ્દો પૂરા થતાં જ દામોદરે પોકાર કર્યો: 'બોલો આબુના દંડનાયક વિમલની જે ! બોલો ધંધૂકરાજમર્દન દંડનાયકની જે !' ને હજી વિમલ કાંઇ વિચાર કરે તે પહેલાં તો આખી સભાએ ને બહારના લોકોએ પણ એ શબ્દ ઉપાડી લીધો. ને એ શબ્દ ધીમો પડ્યો ન પડ્યો ત્યાં શ્રીકંઠનો કંઠ ફરી ધણેણી ઊઠ્યો:

પ્રિય એમ્વહિં કરે સેલ્લુ કરિ, છકહિ તુહું કરવાલુ,
જં કાવલિય બપ્પુડા, લેહિં અભગ્ગુ કવાલુ.*

'હવે તો બાપ! મંત્રીશ્વર! "તું હાથમાં ભાલું લે ને તલવાર છોડી દે. તે વિના માલવાના કાપાલિકોને આખી ખોપરીઓ કોણ પૂરી પાડશે?"

વિમલ એક ઘડીમાં પામી ગયો કે એની સામે આખું મંત્રીમંડળ છે. રાજા એની સામે છે. રાણી એની સામે છે. તેને પોતાનો તેજોવધ સાલી રહ્યો. તે ઊઠીને ઊભો થઈ ગયો.

'મહારાજ! ત્યારે હું જાઉં છું!'

'ક્યાં? ક્યાં જશો? તૈયારી કરી લીધી છે કે શું?'

'મહારાજ! પાટણનું પતન એ હવે દિવસોનો સવાલ છે. માલવાની આવૃત્તિ આંહી થઈ રહી છે. જ્યાં વારાંગનાઓ રાજરાણીનું પદ મેળવે—ત્યાં સમૃદ્ધિ એ દિવસોનો સવાલ બની રહે.'

વિમલ ઊઠીને જવાની તૈયારી કરી રહ્યો; દામોદર જાહિલ્લને ઇશારતથી સમજાવવાની વેતરણમાં હતો; એટલામાં સિંહનાદે પ્રવેશ કર્યો.

'કેમ? સિંહનાદ?' મહારાજે પૂછ્યું.

'મહારાજ! માલવરાજે એક ગાંધર્વ મંડળ મોકલ્યું છે. એ કહે છે અમારે રાજસભામાં એક વસ્તુ રજૂ કરવાની છે.'

'શું છે?' દામોદરે પૂછ્યું.

'ક્યાંના માલવાના છે? શું રજુ કરવું છે એમને?'

'કહે છે એમની પાસે એક મૃદંગ છે. એણે ભારત-વિજય કર્યો છે. એને વગાડનાર હજી સુધી તો કોઈ નીકળ્યું નથી—'

'કોઈ વગાડનાર મળ્યું નથી? આવવા દે એમને—' મહારાજે કહ્યું.

થોડી વારમાં માલવાનું ગાંધર્વવૃંદ રાજસભામાં આવ્યું. તેમનાં રંગબેરંગી વસ્ત્રોથી રાજસભા શોભી ઊઠી. તેમણે એક મૃદંગ રાજસભામાં વચ્ચે મૂક્યું ને મહારાજને પ્રણામ કર્યા.

'ક્યાંથી–માલવાથી આવો છો? શું કરે છે ધારાપતિ?'

'મહારાજ! ગજસેના તૈયાર કરી રહ્યા છે.'

'એમ કે? કોઈ મૃગેન્દ્રની સેવા માટે કે શું?' વિમલ બોલ્યો.

'મહારાજ! અત્યાર સુધી નૃપતિઓને શસ્ત્રથી કે અસ્ત્રથી ધારાપતિ પરાજય પમાડતા. હવે તો એમણે જોયું કે ઉજ્જૈનની એક વારાંગના જેટલી ચાતુરી પણ કોઈ રાજસભામાં રહી નથી. આ મૃદંગ ભારતવિજય કરીને આંહીં આવ્યું છે. એને વગાડનાર આપને ત્યાં કોઇ છે, મહારાજ? ન હોય તો વિજયપત્રમાં આપના હસ્તાક્ષર કરો—અને અમે જઈએ!'

મહારાજ ભીમદેવે દામોદર તરફ જોયું. દામોદરે આખી સભા ઉપર નજર કરી પણ કોઈના મોં ઉપર તેજ દેખાયું નહિ. તેણે ગાયનાચાર્યો તરફ જોયું. આટલું મોટું મૃદંગ શી રીતે વગાડાય એની ચર્ચા થઈ રહી હતી.

'દામોદર!' વિમલે કહ્યું: 'કોણ આવે છે?'

'હું એ જ જોઉં છું, પ્રભુ!' આખી સભા એક જાતનો પરાજય અનુભવી રહી.

## ૪૦. ચૌલાનો વિજય

ભીમદેવ મહારાજે ચારે તરફ દૃષ્ટિ કરી. એ જમાનામાં ગાથાઓ, કવિતાઓ, વાદવિવાદો એ પ્રતિસ્પર્ધીનું સામર્થ્ય માપનાર ગણાતાં. માલવરાજે ઘણી ગાથાઓ એ પ્રમાણે અગાઉ મોકલી હતીઃ અને મૂંગા બનાવી દે એવા જડબાતોડ જવાબો પણ ગુજરાતે આપ્યા હતા. આજે એ વસ્તુ નવા જ સ્વરૂપે આવી. એટલે સભાનો ઉત્સાહ જાણવા મહારાજે ચારે તરફ નજર ફેરવી તો સૌના મોં ઉપર જાણે કાજળની શ્યામ રેખાઓ પડી ગયેલી દીઠી. આવડું મહાન મૃદંગ જિંદગીમાં પહેલી જ વાર જોયું હોય તેમ ગાયનાચાર્યો સંક્ષોભ પામ્યા હતા. રાજનર્તિકાઓ શાંત થઈ જઈને આંખો નીચે ઢાળી ગઈ હતી. બજાવવાની વાત તો પછી, પહેલાં તો બજાવતાં અગાઉ મૃદંગને શી રીતે શરીર સાથે ગોઠવવું એ જ જાણે કોઈને સમજણ પડતી ન હતી* એ જમાનામાં તો આવો પરાજય દેશવિદેશમાં ગવાઈ રહેતો, ને રાજસભાનું, રાજાનું, અને નગરલોકની મશ્કરીનું, કારણ બની જતો. શ્રેષ્ઠીઓ, સામંતો નગરજનો સૌની સામે

---

સ્વ. શ્રી નારાયણ વસનજી ઠક્કુરના એક ઉલ્લેખને આધારે.

મહારાજે આતુર મીંટ માંડી: કોઈનામાં ઉત્સાહ દેખ્યો નહિ. ગાંધર્વવૃંદ છાનું છાનું મનમાં હસી રહ્યું. દામોદરે ભસ્માંકદેવ સામે જોયું, એમ જાણવા કે, માલવાની આ ચાલમાં શો ભેદ છે: પણ દેવને આ પરિસ્થિતિથી એટલી શરમ લાગતી હતી કે તે પણ નીચું જોઈ રહ્યા હતા. વિમલને આવા કોયડા ઉપર તિરસ્કાર છૂટચો: તે બોલ્યો:

'તમે કહેજો માલવરાજને, કે અમારે ત્યાં આવા વરણાગીવેડાને અવકાશ નથી. મૃદંગના ઘોષનો તમે શું સવાલ નાખ્યો?—બાણના ટંકારવનો નાખોને!'

ગંધર્વવૃંદનો મુખ્ય માણુસ બોલ્યો: 'પ્રભુ! આ તો રાજરીત છે ના? તમારે ત્યાં કોઈ જાણકાર ન હોય તો થયું. —મહારાજ વિજયપત્ર લખી આપે એટલે અમે જઈએ. અમને જે સવાલ આવડે તે અમે નાખ્યો છે—ટંકારવવાળા-પણ આવશે!'

માલવા, માલવાની સરસતા, વિજયપત્ર—એ શબ્દોએ લોકોને ઉશ્કેરી મૂકયા. સૌ એકબીજા સામે જોવા લાગ્યા.

'કોઈ જાણકાર નગરજન ખૂણેખાંચરે છે કે સિંહ-નાદ?' મહારાજે પૂછ્યું.

જવાબ સાંભળવા સૌ આતુર થઈ રહ્યા. સિંહનાદે બોલ્યા વિના ડોકું ધુણાવ્યું. સૌ કોઈ અત્યારે કોઇ પણ મૃદંગબજવૈયાની આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગ્યા: પાટણના ગૌરવની હાનિ દરેકને ખૂંચી રહી. ઘડી થઈ, બે ઘડી થઈ, પણ કોઇ ઊભું થયું નહિ. અંતે દામોદર ઊભો થયો: 'નગરજનો! તમારામાંથી કોઇને આ કલા સાધ્ય હોય—તો પાટણની સભાને મળેલું આ આહ્વાન ઉપાડી લેવા મહારાજ તેને

નિમંત્રે છે. મહારાજ એને રાજરત્ન કરી સ્થાપશે: એની કલાને નિત્ય પોષશે.'

દામોદરના બોલને અંતે વધારે ઘોર શાંતિ વ્યાપી ગઇ. કોઇ આગળ આવ્યું નહિ. મહારાજે મહારાણી સામે જોયું. એની દૃષ્ટિ પણ નીચી જ ઢળેલી હતી. એટલામાં આ સ્થિતિનો તોડ લાવવા વિમલે ફરીને કહ્યું: 'તમારું આ મૃદંગ ઉઠાવીને ચાલતા થાઓ, ગંધર્વરાજ! અમારા પાટણમાં અમને આવી છોકરવાદીનો સમય નથી! તમારે ત્યાં લોહ વીંધવાવાળા બાણાવળી હોય તો મોકલવાનું કહેજો, માલવરાજને.'

ગંધર્વ બોલ્યો: 'મંત્રીશ્વર! પાટણમાં આ વિદ્યાનો કોઇ જાણકાર ન હોય તો થયું; પણ આ એક વિદ્યા છે. ને વિદ્યા માત્ર મહાન અને પવિત્ર છે. એ છોકરવાદી તો ત્યારે બને છે, જ્યારે અનધિકારી જનના હાથમાં આવે છે. અમે તો રાજરીતે આવ્યા છીએ. આ મૃદંગમાં તો પાટણના કિલ્લાના પથ્થરા ધ્રૂજી ઊઠે એવો ગંભીર નિનાદ ભર્યો છે: જુઓ—' અને તેણે મૃદંગ ઉપર એક થાપટ લીધી. જાણે આષાઢી મેઘની ગર્જના હોય તેવો ધીર ગંભીર નાદ હવામાંથી જાગી ઊઠ્યો અને સભાગૃહમાં પડઘા પાડતો ભમી રહ્યો. એ અવાજના જવાબમાં હોય તેમ અંતઃપુરનું વસ્ત્ર એક બાજુ સંકેલાયું: સોનેરી ઘૂઘરીઓનો રણકાર થયો: એક અકથ્ય રમણીયતાથી વાતાવરણ સભર ભરાઇ ગયું: અને ચૌલાના વ્યક્તિત્વના સૂચક એવા મધુર પરિમલથી સભાગૃહ સુગંધિત બની ગયું.

અંતઃપુરનું પટ ખેસવીને ચૌલા ધીમે પગલે આગળ

આવી રહી હતી. તેણે નતમસ્તકે મહારાજને પ્રણામ કર્યાં. તે સિંહાસનની નજીક આવી: ' આ તમારું મૃદંગ તો,' તેણે ગંધર્વવૃંદને કહ્યું, 'ગંધર્વરાજ ! આંહીં પાટણમાં તો છોકરીઓ વગાડે છે છોકરીઓ.' તે સહેજ મહારાજ તરફ ફરી: ' મહારાજ ! આમાં એવી કઈ મોટી કરામત છે કે કોઈ પદ્દણી આગળ આવે ? આ તો હું પણ કરી શકું.' તેણે ગૌરવથી કહ્યું. આખી સભાએ આ સાંભળ્યું. સૌને એનો પ્રતાપ અત્યારે મુક્તિદાતા જણાયો.

' મહારાજ ! આપ આજ્ઞા આપો તો હું એમને બતાવું.' મહારાજે હાથ લાંબો કરી એને આગળ વધવાની અનુમતિ દીધી.

દૃઢ આત્મવિશ્વાસભર્યાં સ્થિર પગલે તે આગળ વધી. પ્રશંસાની એક મહાન છોળ આખી સભા ઉપર ફરી વળી: કેટલાયનાં મોં ફરી પ્રકાશી ઊઠ્યાં: જેને એક આંકડો પણ નહોતો આવડતો એના ચહેરા પણ ગર્વથી ઝળકી ઉઠ્યા: નગરજનોની છાતીમાં અભિમાન, ઉત્સાહ, ને પોતાના શહેરની ઉત્કૃષ્ટતા એક ઘડીભરમાં ઊછળી આવ્યાં. સૌને ચૌલાદેવી પાટણની એક મહાન નારી લાગી. અત્યારે પાટણના ગૌરવની વિધાતા લાગી. સૌ પ્રશંસાથી એને આવતી નીરખી રહ્યા. એટલામાં ચૌલાએ ત્યાં મૃદંગ પાસે બેસીને મૃદંગનો એવી રીતે શરીર સાથે મેળ સાધ્યો કે તેની વિશાળતા અદૃસ્ય થઈ ગઈ, અને તે શરીર સાથે સંવાદી બની ગયું. ગંધર્વવૃંદ તરત કળી ગયું કે, કોઈ ખરી ઉપાસના કરનારના હાથની આ સિદ્ધિ લાગે છે. ચૌલાએ જરા સ્મિત કરીને ગંધર્વરાજને કહ્યું: ' તમે હમણાં જે નિનાદ જગાવ્યો અને કહ્યું કે,

પાટણના કિલ્લાના પથ્થરા ધ્રૂજી ઊઠે એવો આ ઘોષ છે—એ તો કાંઈ બહુ સમર્થ ન લાગ્યો, ગંધર્વરાજ ! તમારે ત્યાં સરસ્વતીકંઠાભરણમાં નાદનો અભ્યાસ આવી કઢંગી રીતે થાય છે? તમે મૃદંગ પાસે આટલી જ સમર્થ વાણી કઢાવી શકો છો?'

ચૌલાએ મૃદંગ ઉપર એક થાપટ લીધી. આષાઢી મેઘના જેવો ગંભીર ઘોષ સભાગૃહમાં પડઘા પાડતો ગાજી ઊઠ્યો. 'આ ઘોષ જોયો? ચૌદસો શું? ચૌદ હજારની ગજ-સેના હોય તો એને પાછી પાડી દે !' ચૌલા બોલી.

સભામાંથી ને નગરજનોમાંથી 'ચૌલાદેવીનો વિ—' કરીને એક મહાન શબ્દ ઊઠ્યો. પણ ચૌલાએ પાછળ જોઈ મધુર સ્મિત સાથે હાથ લાંબો કરી શબ્દને આગળ જતો અટકાવી દીધો. 'એમ ન હોય, નગરજનો ! એનો તેજોવધ કરીને વિજય મેળવીએ એ ધર્મયુદ્ધ ન ગણાય—તમે પહેલાં એને સાંભળવા દો—'

ચૌલાનો હાથ મૃદંગ સાથે મળતાં તેમાંથી ધીર ગંભીર નાદ ધીમે ધીમે ઊપડવા લાગ્યો. પહેલાં તો જાણે વીરોની રણહાક ગાજી ઊઠી, ચારણોની બિરદાવલિ સંભળાઈ, સૈન્યોના શસ્ત્રોનો ખણખણાટ થયો, ગજરાજોનાં જૂથ ઘૂમતાં હોય તેવો મેઘનાદ ઊઠ્યો. વાતાવરણ વીરવાણીથી છવાઈ ગયું. શ્રીકંઠ જેવાના હાડમાં રહેલો છાનો વીરરસ ઊછળી ચાલ્યો: 'ભલી, જગદંબા ! ભલો વીરભદરી નાદ ઉપાડ્યો છે,' તે બોલી ઊઠ્યો. નગરજનો નિહાળી રહ્યા. સભાગૃહ ચિત્રવત્ સ્થિર થઈ ગયું. મહારાજ પ્રસન્ન પ્રસન્ન થઈ ગયા. આષાઢી અંબરનાં ઘેરાં નીલાં વાદળાંનો ધીમો—પાછળ—પાછળ—હજી પાછળ

અનંતતામાંથી આવતો હોય તેવો—મેઘગંભીર નાદ હવામાંથી જાગી ઊઠ્યો. કોઇને ભાન ન રહ્યું કે મૃદંગ બાજે છે ને કોઈ બજાવે છે. વીરવાણીની અનંત છોળમાં જાણે સૌ નાહી રહ્યાં. માનવખોપરીઓમાંથી યુગયુગના વીરરસનો પુનર્જન્મ થતો હોય અને વીરભદ્ર પોતે જાણે એ રસનિર્માણ કરવા મૃદંગબજવૈયો બન્યો હોય, એવી એકાકાર નાદવાણી હવામાંથી આવી રહી. વાતાવરણ આખું ફરી ગયું. ગંધર્વરાજ પોતે પણ સાંભળીને હાલી ઊઠ્યો: તેનું માથું નાદે નાદે ને તાલે તાલે ડોલી ગયું. એની સાથેની મંડળી તો ઘેલી ઘેલી થઈ ગઇ. જ્યારે ગંધર્વરાજે ઊઠીને—પોતાનું ભાન ભૂલી જઇ—ચૌલાને પ્રણામ કર્યો કે, તરત આખી મેદનીએ એકઅવાજે હર્ષભેર શબ્દોથી વાતાવરણ ગજવી દીધું: 'ચૌલાદેવીનો જય—ચૌલાદેવીરાણીનો જય!'

'રાણી' શબ્દે વિમલ ચમકી ગયો. સભાસદો પણ ચમકી ઊઠ્યા. પણ લોકોએ તો મહારાજની ઇચ્છાનો માત્ર પડઘો પાડી આપ્યો હતો. ચૌલાના વિજયથી તેઓ ઘેલા બની ગયા હતા. પાટણ જીત્યું હતું. પરરાજ્ય હાર્યું હતું. પણ ચૌલા એ સાંભળતાં તુરત ઊભી થઈ ગઈ. તેણે મૃદંગને પ્રણામ કર્યો, ગંધર્વરાજને નમસ્કાર કર્યો, ને તે ત્વરિત ગતિથી ચાલી નીકળી. મહારાજને પ્રણામ કરતી, સિંહાસન પાસેથી સરીને તે અંતઃપુરમાં છુપાઈ જવા આગળ વધી, એટલે તો લોકોનો ઉત્સાહ દ્વિગુણીત થઈ ગયો. આખી મેદની ફરી ફરી ગાજી રહી: 'ચૌલાદેવીરાણીનો જય!' શ્રીકંઠ બોલી ઊઠ્યો: 'વાહ ભલી! જોગમાયા! વાહ, શું મારા નાથ સોમનાથનું કાળખપ્પર બતાવ્યું છે. વાહ વાહ! વીરભદરી વાણી વાહ!'

ચૌલા સિંહાસન પાસે જતાં જ થોભી ગઇ. તેણે હર્ષનાદ કરતી મેદનીનો રણોત્સાહ સ્વીકારવા એમની સામે ફરીને વંદન કર્યું: 'શ્રેષ્ઠીઓ! સામંતો! નગરજનો! હું તો રાજરાણી સાચી બની ત્યારે કહેવાઉં, જ્યારે પાટણની પ્રજા મહાન વિજયોત્સવથી ઘેલી બની હોય અને મને આમ સત્કારતી હોય. અત્યારે તો મહારાજ તરફથી, મહારાણીબાએ આ સોનેરી છૂરિકા મને ભેટ આપી છે, અને તે હું જીવની પેઠે સાચવી રાખીશ. મહારાજના મહાન વિજયોત્સવનો શંખનાદ સંભળાય, ત્યારે આ મૃદંગનો ઘોષ સાર્થક બને!' એટલું બોલતી તે ત્વરાથી અંદર સરી ગઈ. ચૌલાની મોહિનીમાં પડેલા લોકમાંથી હજી અવાજ આવી રહ્યા હતા: 'ચૌલાદેવીની જે! રાણી ચૌલાની જે!'

માલવાનું ગાંધર્વવૃંદ ફિક્કું પડી ગયું. તેમણે આંહીં જે વિજયની આશા રાખી હતી તે ધૂળ મળી ગઈ. મહારાજે કહ્યું: 'કેમ ગંધર્વરાજ! તમને સંતોષ થયો?'

ગંધર્વરાજ કાંઇ બોલી શક્યો નહિ. થોડી ક્ષણની ચૌલાએ દેખાડેલી કલાએ તેને વાણીમૂઢ કરી મૂક્યો હતો: 'મહારાજ! અદ્‌ભુત!' એટલું જ બોલીને એ બેસી રહ્યો.

'ત્યારે કહેજો માલવરાજને,' દામોદરે કહ્યું: 'મૃગેન્દ્ર આવી રહ્યા છે. ગજસેના તૈયાર કરો. ધંધૂકરાજને વશ કરવા મંત્રીશ્વર ઊપડે છે—તમારે સમાચાર દેવા હોય તો દેજો!'

લોકોએ 'દંડનાયકનો જય!' એ શબ્દે દામોદરની વાણી વધાવી લીધી.

ગંધર્વોએ રજા લીધી. મહારાજે બાલુકરાય સામે જોયું: 'બાલુકરાય! હવે કાપાલિકના હણનારનો હું ન્યાય કરવા

માગું છું. નગરજનો એ જાણવા અધીરા હશે; તો તમે અપરાધીને રજુ કરો. '

મહારાજના સિંહાસન પાસે બેઠેલી રાણી એક ઝીણી ધ્રૂજારી અનુભવી રહી. દામોદરે એ જોયું. તે તરત બેઠો થયો: ' મહારાજ! કાપાલિકને હણનારને રજૂ કરવાનું તો મેં વચન આપ્યું હતું ! '

' હા; તો તમે રજૂ કરો. મારે તો એ વસ્તુનો ન્યાય કરવો છે. હણનાર મારો જમણો હાથ હોય તો મારો જમણો હાથ કપાઈ જાય—બાલુકરાય ! ક્યાં છે અપરાધી ? '

લોકોમાં એક પ્રકારની ભારે ઉત્સુકતા ને પ્રશંસા વ્યાપી રહ્યાં. સૌએ ધાર્યું કે હમણાં મકવાણો દેખાશે—ને રાં' ધ્રૂજી જાશે. લોકો આતુરતાથી મહારાજ તરફ જોઈ રહ્યા. ફરી દામોદર ઊઠ્યો: ' મહારાજ આ આયુષ આવ્યો—'

' આયુષને શું છે ? '

' એની પાસે અપરાધીના છેલ્લા સમાચાર છે. કેમ આયુષ ? '

ઘોડા ઉપરથી ઉતરીને આયુષ હમણાં જ આવી રહ્યો હતો. હજી તેના ચહેરા ઉપર મુસાફરીના થાકની નિશાની પણ સ્પષ્ટ હતી. તે હાથ જોડીને બોલ્યો: ' મહારાજ ! દેખાઈ દેખાઈ ને અદશ્ય થઈ જાય.'

' કોણ ? '

' બીજું કોણ ? મહારાજ ! અપરાધી નડૂલ તરફ નાસી ગયેલ છે—આયુષને મેં પાછળ દોડાવ્યો હતો.' રાણી ચમકી ગઈ. પણ તેણે તુરત સ્વસ્થતા મેળવી લીધી. ' મહારાજ ! અપરાધી સાંઢણી ઉપર બેસીને નાસી ગયેલ

છે. અમે પીછો પકડયો. પણ તેને સેનાપતિ સાઢાના સૈન્યમાં જતા સૈનિકોનો સાથ થઇ ગયો—ને તે નાસી ગયો.' આયુધે સ્થિતિ સમજાવી.

'મહારાજ !' દામોદર બોલ્યોઃ 'વિમલરાજ મંત્રીશ્વર ધંધૂકરાજ ઉપર ચડશે—ત્યારે એની પણ ખબર લઈ લેવાશે. બાલુકરાય ! નડૂલ ઉપર જવાનું થાય—ત્યારે આ અપરાધીનું કામ પહેલું યાદ રાખજો.'

'નડૂલ ગયો હોય તો ત્યાંથી લાવો—' મહારાજે કહ્યું.

'હા, મહારાજ !'

'નગરજનો !' બાલુકરાય બોલ્યોઃ 'મહારાજ નડૂલ ઉપર ચડે છે. ધંધૂકરાજને વશ કરવા મંત્રીશ્વર નીકળે છે. તમે ઉત્સાહ પ્રેરવા મંગળ વાજિંત્રો વગડાવો, ઘેરઘેર જયગીતો ગવરાવો ને ઘડી પછી થનારા મંત્રીરાજના પ્રયાણને નીરખવા ઘેર ઘેરથી સિદ્ધપુરી દરવાજા પાસે આવી પહોંચો !'

એટલામાં પ્રહરીએ ઘંટારવ કર્યો. નોબત વાગી ને શંખ ફૂંકાયો. દરબાર પૂરો થવાની સૂચના મળી. મહારાજ ઊઠયા. શ્રેષ્ઠીઓ સામંતો ને નગરજનો પ્રણામ કરી રહ્યા. મહારાજ અંદર ગયા. થોડી વારમાં સભાગૃહ ખાલી થઇ ગયું. મહારાજના બોલાવ્યા, મંત્રીશ્વર વિમલ, જાહિલ્લ, બાલુકરાય, પંડિતરાજ, કાર્તિકસ્વામી, રા' વગેરે મહારાજ પાસે વધુ મંત્રણા કરવા અંદર ગયા.

લોકો ને સામાન્ય સભાજનો તો વાતો કરતા વીખરાયા. વિમલનો મંત્રીશ્વર તરીકેની સત્તાનો અંત આવ્યો, એ સૌ વગર કહ્યે સમજી ગયા. દંડનાયકની વિજયપ્રસ્થાનની વાતો થવા લાગી. ચૌલાની મહત્તા ગવાઈ રહી.

અંદર જતાં જતાં દામોદરે જાહિલ્લને શોધીને કહ્યું, ' મંત્રીરાજ! હવે તમારો ખપ પડશે હો: દ્રમ્મ વિના આખી દુનિયા દૈન્ય અનુભવે છે, અને દ્રમ્મ તમારી પાસે રહ્યા છે. '

બન્ને જણા મોટેથી હસી પડ્યા.

એટલામાં સિંહનાદે સૌને અંદરના ખંડમાં મહારાજ પાસે બોલાવ્યા.

## ૪૧. મંત્રીશ્વરનો તેજોવધ

મહારાજનો અંદરનો આ મંત્રણાખંડ કોઈ અતિ અગત્યના પ્રસંગે કામમાં આવતો. આજે એવી અગત્યની મંત્રણા મહારાજ કરવા માગે છે. એ વિચારે વિમલને શંકામાં નાખ્યો હતો. લોકોએ જે કહ્યું તે એણે સાંભળ્યું હતું. પણ હજી એ માનતો કે એનું પરાક્રમ એને ગમે તેવા વખતમાં ઉગારી શકે. સેંકડો સૈનિકો એ એક ક્ષણમાં ભેગા કરી શકે. એને મન આ હિલચાલનો કાંઈજ અર્થ ન હતો. એનામાં હજી પોતાનું ગૌરવ અખંડિત રાખવાની શક્તિ હતી.

'દામોદર! ઠીક થયું. આજે લોકમત પણ જણાઈ ગયો, હવે આપણે શું કરવું છે, વિમલ?' મહારાજે જ શરૂઆત કરી.

'શાનું મહારાજ?'

વિમલની વાણીએ મંત્રીમંડળને ચોંકાવી દીધું. મંત્રીશ્વર હજી અણનમ હતો, અને એને નમાવવો એ કાંઈ જેવાતેવાનું કામ ન હતું. દામોદર મનમાં હસી રહ્યો.

'મહારાજ!' કાર્તિકસ્વામી બોલ્યો: 'કાલે એક ગુપ્તચર નડૂલથી આવી ગયો છે. અને દેવરાજે વધુ સમાચાર મોકલ્યા છે.'

'શું ?'

'મંત્રીરાજને—દામોદર મહેતાને ખબર છે.'

'શું સમાચાર છે, દામોદર !'

'મહારાજ ! ભોજનો સેનાપતિ આવે તો આપણા સામંતને મદદ કરવી એ આપણી નીતિ હતી. પણ સામંત જ બેવફા નીવડે તો પહેલાં એને દંડ દેવો ઘટે. ત્યાં કૃષ્ણરાજ ને બાલપ્રસાદના અશ્વોને દેવરાજે નાચતાં શીખવ્યું છે. ભરયુદ્ધમાં પણ જો કોઈ મૃદંગ બજાવે તો એમના ઘોડા નાચવા માંડે છે, ને યુદ્ધની ગત ભૂલી જાય છે. એ વસ્તુ-સ્થિતિનો લાભ લઈ કૃષ્ણરાજને જીવતેજીવત પકડી લેવાની વેતરણ થઈ ગઈ છે. એક માત્ર સો લડવૈયા હશે તો નડૂલ જીતી લેવાશે—ને ધંધૂકરાજ ઉપર એ દાબ પણ આવશે. આ વાત આગળ થઈ ગઈ હતી. એ જ યોજના હવે પરિ-પક્વ થઈ ગઈ છે. હવે સમય ગુમાવવો ઠીક નથી.'

'છોકરાં રમાડવાં હશે, દામોદર ?' વિમલ બોલ્યો.

'પ્રભુ ! શત્રુને અસાવધ રાખો એટલે એ છોકરાં કરતાં પણ નપાવટ થાય છે. આપણે જેટલી ગુપ્તતા જાળવીશું એટલો લાભ થશે.'

'ને આ ગંધર્વો ખબર નહિ આપે ત્યારે ?'

'આપશે. પણ એ ખબર તો મહાન સૈન્યના ને મહાન લડાઈના હશે. આંહીં આપણું સૈન્ય તૈયાર થાશે. વિજયપ્ર-સ્થાનની તૈયારી ચાલ્યા કરશે.પણ મહારાજ આંહીં નહિ હોય—અમે સૌ ત્યાં હઈશું—નડૂલમાં. ને તમે ધંધૂકરાજને દબાવો—આ અમારી યોજના છે. તમારી કાંઈ બીજી હોય તો કહો.'

વિમલને ગડભાંગ થવા લાગી. તે બોલ્યો : 'મને

તમારી આ યોજના ગમતી નથી. એમાં યુદ્ધ નથી, એ તો કપટ છે.'

મહારાજ ભીમદેવ ઉપર પણ એની અસર થઈ. દામોદર ચતુર હતો. તેણે તુરત વાક્ય વાળ્યું : 'એ સાચું—પણ યુદ્ધની એ એક મત છે.'

'કપટ ?'

'ના, શત્રુને અસાવધ રાખવાની રમત.'

'તે હશે. તમે એ કરો. મારે એ કરવું નથી. ને મને એ ફાવતું પણ નથી. મારે પાટણ છોડવું પણ નથી. તમે એ કરીને આવો. હું પાટણને રક્ષીશ.'

'મંત્રીશ્વર ! હું તમને કહું છું, આબુ જઈને તમારે દંડનાયક થવાનું છે !' મહારાજે કહ્યું.

'આરાસુરના આરસ તમારી રાહ જુએ છે, વિમલરાજ !' ભસ્માંક સમજાવતો હોય તેમ બોલ્યો.

'અમને એક વાતનો કારી ઘા નહિ પોસાય હો—મારી ને રા'ની વાત કરું છું,' બાલુકરાય બોલ્યો : 'ગાદીનું ગૌરવભંગ !'

'એ તો કોઈને ન પોસાય ભા !' રા' બોલ્યો : 'ગાદીનું ગૌરવભંગ થાશે તો અમારાં માથાં સોંઘાં થાશે ભા !'

'મને પણ લાગે છે, મહારાજ ! મારે તેજોવધ સહેવા કરતાં, બહાદુરીથી રણયુદ્ધ આપવું પડશે. ક્યાં ઘા કરવો છે, બાલુકરાય ? આંહીં જ—કે મેદાનમાં આવો છો ? તમે ને રા' બન્ને આવો છો ?'

'અરે—પણ આકળા કાં થાઓ—વિમલરાજ ?' દામોદર વિનયથી બોલ્યો : 'તમે મહાન યોદ્ધા છો. તમે

લડશો તો અનેકને ધૂળચાટતા કરશો. પણ એમ કરોને—ભલે તમે પાટણ સાચવો—અમે નડૂલનો વિજય મેળવીને આવીએ—અરે! જાહિલમંત્રી! આમ આવો આમ. મહારાજને ખરચના દ્રમ્મ—? દ્રમ્મ જોઇશે'

'ખરચના દ્રમ્મ? મહેતા!' જાહિલ પાસે આવીને બોલ્યો. 'હમણાં તો કાળી કળોળાટી છે. દ્રમ્મ જોતા હોય તો મળશે—વિમલ મંત્રીશ્વરને ખાતે જુગજૂના દ્રમ્મ ખેંચાતા આવે છે—એ માગી લ્યો, એટલે દ્રમ્મના ઢગલા!'

'તે એ તો આપશે ભા! અત્યારે ખપ છે ને કાંઇ ના પાડશે? વાણિયાનો દીકરો દેણાની ના પાડે તો તો પૃથ્વી રસાતાળ જાય ના?' રા'એ કહ્યું.

'રા' બાપુ! તમે બોલ્યા પણ તમને કહું છું.' દામોદર કાંઇક ઠપકો આપતો હોય તેમ બોલ્યો: 'ગુજરાતનો વણિક એ તો ભરતખંડનું ગૌરવ છે. આપશે આપશે શું કરો છો? આંહીં બેઠાં ચૂકવીને બહાર નીકળશે! એમાં તલવારના ઘાની કે બાણની વાત નથી: આ તો દ્રમ્મની વાત છે. વણિક દ્રમ્મની ના પાડશે—ત્યારે તો દુનિયા ડોલી ઊઠશે. તમારે ચકાસણીનો મોહ હોય તો દોરો મંત્રીશ્વરની આસપાસ તલવારનું એક કૂંડાળું—આંહીં બેઠાં કોડીએ કોડી ચૂકવ્યા પછી કૂંડાળામાંથી બહાર નીકળે એટલી તાકાત તો હજી મંત્રીશ્વરમાં છે!'

'તે હોય નહિ ભા? દેશ આખો દૂઝે છે!' રા'એ ઘા માર્યો કે વખાણ કર્યાં તે કળવું મુશ્કેલ હતું. પણ તેણે દામોદરની વાણીનો મર્મ પકડીને તરત તલવારથી એક રેખા મંત્રીશ્વરની આસપાસ દોરી દીધી.

મહાભારતના દ્રોણાચાર્યની અશ્વત્થામામરણે જે દશા થઈ હતી તે દશા વિમલની થઈ. તેણે તેજોભંગ સહીને દંડનાયકની પદવી લેવાનો વીરતાથી નકાર કર્યો હતો. પણ દ્રમ્મનો નકાર એના મોંમાંથી નીકળી શક્યો નહિ. એનું વંશપરંપરાગત લોહી એવા નકાર સામે બળવો પોકારી રહ્યું હતું.

'જાહિલ્લ! કેટલાક દ્રમ્મ છે, મારે નામે?' તેણે કાંઈ ન હોય તેમ જાહિલ્લને પૂછ્યું.

'અરે કેટલાક છે પ્રભુ? હશે પાંચસાત કોટિ—બીજા કેટલાક? આપ જેવાને માલવાની એક ફેરી!'

પાંચસાત કોટિ દ્રમ્મ! વિમલને ધ્રાસ્કો પડ્યો. પોતાની પાસે એક કોડી પણ અત્યારે ન હતી. પણ સ્વભાવથી જેમ એ રણનો ક્ષત્રિય યોદ્ધો હતો, તેમ લોહીના ગુણથી એ મહાન વણિક હતો. કાંઈ ન હોય તેમ તે ખડખડાટ હસી પડ્યો: 'ઓહોહો! પાંચ સાત કોટિ જ? એમાં તે આવડા મોટા લેખ શું ચીતર્યા છે? ને એમાં આવડાં નામાં શું દોર્યાં છે? પાંચસાત કોટિ જ? મેં તો કીધું એકાદ સહસ્ર કોટિ હશે.' તેણે દામોદર સામે જોયું.

દામોદર ને સૌ સાંભળી રહ્યા. રા' પણ ઘા ખાઈ ગયો.

'એટલા તો મારી મા આરાસુરીના એક ચરણની રજમાંથી ખરી પડશે—'

દામોદરને ખબર હતી કે અંબાજીના ઘેલા ભક્ત પાસે એક ખોટી કોડી પણ હવે નથી. મંત્રીશ્વરનો ગૌરવભંગ થયા સિવાય કોઈ રસ્તો નીકળતો હોય તો તે તરત સ્વીકારી લેશે એની દામોદરને ખાતરી હતી. એટલે એણે એના

શબ્દનો તરત લાભ લીધો: ' એ તો એમ જ, મંત્રી જાહિલ્લ! વિમલરાજ આરાસુરમાં ચડશે ને દ્રવ્યના ઢગલે જ ઢગલા—મા પાસે ખોબો ધરશે ને નાણું જ નાણું. ધંધૂકરાજને એક હાકલ મારશે—ને સુવર્ણનો વરસાદ. એમને આ તમારી પાંચસાત કોટિ વિસાતમાં નથી—માત્ર એમને મહારાજે જે તક આપી છે તે ઝડપી લેવાની વાર છે. મહારાજ! મંત્રીશ્વરને દંડનાયકની પદવી અર્પણ કરો—એટલે એમને માતાજીનું ચરણસાન્નિધ્ય પણ મળે—!'

' પછી હું દ્રમ્મ આપીશ,' એ ગૌરવભંગમાંથી પોતાને બચાવનાર દામોદરના આ શબ્દો વિમલે પણ તરત પકડી લીધા. દામોદર તો એટલા માટે જ એ બોલ્યો હતો. વિમલે કહ્યું: ' દામોદર! હું આબુનો દંડનાયક તો ઠીક, ખરી રીતે માતાજીનો ચરણ સેવક થાઉં—દંડનાયક નહિ, માતાજીનો ચરણ સેવક!'

મહારાજ ભીમદેવ રત્નખચિત તલવાર વિમલને ભેટ આપવા પોતે ઊભા થયા. તેનો ખભો પકડી, તેને તલવારી કૂંડાળામાંથી બહાર ખેંચી મહારાજે પોતે તેને તલવાર બંધાવી, દામોદર તરત બોલી ઉઠ્યો: ' વિમલરાજ દંડનાયકની જે!'

પાસે ઊભેલા મંત્રીઓએ તેના શબ્દો ઝીલી લીધા. મોડેથી વિમલ ફિક્કે ચહેરે દરબારમાંથી બહાર નીકળ્યો. તેને લાગ્યું કે પોતે મંત્રીઓની યોજનાની એક રમતમાં મુકાઈ ગયો છે. પણ તેની પાસે અત્યારે ફૂટી કોડી ન હતી. વણિકપુત્ર થઈ, નહિ આપું—એ બોલતાં એની વંશપરંપરાગત લોહીની નીકો ધગી ઊઠતી હતી. તેણે જે પરિસ્થિતિ આવી તેનો સ્વીકાર કરી લીધો. ' ચૌલારાણીનો જય!'

લોકોના એ શબ્દ વખતે જ જો પોતે દરબાર તજી દીધો હોત તો સારું હતું, એમ એને લાગ્યું.

તે મહાલયે પહોંચ્યો. જાણે આ વાતની આગળથી ખબર પડી ગઈ હોય તેમ શ્રી એને દ્વારમાં જ મળી : 'કેમ જઈ આવ્યા? ભાર ઉતારી નાખ્યો ના?' તેણે વિમલને જોતાં જ કહ્યું.

વિમલને પરાજય કબૂલ કરવાની ટેવ ન હતી. એ એને મૃત્યુ સમાન ગણાતો. શ્રીને એ સાંભર્યું. તેણે તરત પોતાની વાણીને વધુ સુકુમારતાથી મૂકી : 'માતાનું સાન્નિધ્ય જ માગી લીધું ના? હું તમને એ જ કહેવાની હતી. ગણધર તો ગયો.'

'ક્યાં?'

'કેમ ભૂલી ગયા કે શું? માતાને ચરણે ધરેલી સઘળી સમૃદ્ધિ લઈ એને પહેલાં મોકલી દીધો: આપણી સાથે રહે—તો વખતે—બિચારાને રણનાદ સાંભળવો પડે!'

'ચાલો સારું થયું એ. ને ત્યારે તમે?'

'મારી પાલખી તો તૈયાર છે. ને તમારો ગજરાજ ચિત્રગુપ્ત પણ ક્યારનો સૂંઢ ઉલાળી રહ્યો છે!'

'તો હવે શી વાર છે? આંહીંનો મોહ શું કરવા? ચાલો!' વિમલ બોલ્યો. 'પણ તમારા સૈનિકો?' શ્રીએ કહ્યું.

એ જ વખતે શંખનાદ, નોબત, ધનુષટંકાર, અને હાથીઓની ગર્જનાઓ વિમલને કાને પડી. તે આશ્ચર્ય પામીને ઊભો રહ્યો. ત્યાં સિંહનાદે પ્રવેશ કર્યો: મહારાજે મોકલાવેલી દંડનાયકની પદવીની મુદ્રા અને શણગાર તેની સામે તે ધરી રહ્યો

'આ શાનો કોલાહલ છે, સિંહનાદ?'

'પ્રભુ! આપના ધ્વજ નીચે જનારું પદ્દણીઓનું

સૈન્ય નગરપ્રસ્થાન કરે છે. સોમશર્માએ આ મુહૂર્ત સાચવી લેવાનું કહ્યું છે!'

વિમલ કાંઈ પણ બોલ્યા વિના ચિત્રગુપ્ત ઉપર ચડ્યો. પોતાના ભવ્ય પ્રાસાદને તેણે છેલ્લી વખત જોઈ લીધો. પોતે પાછો પાટણમાં ફરી આવવાનો નથી—એ વાત એને સૂઝી આવી હોય તેમ તે નતમસ્તકે દ્વારને નમી રહ્યો. આ પ્રાસાદે એને સ્વપ્ન આપ્યાં હતાં. આંહીં એણે જીવનની સિદ્ધિ મેળવી હતી. એક ઘડીભર એ એની સામે જોઈ રહ્યો. શ્રી એના વિચાર જાણી ગઈ. તે બોલી: 'મેં એમ સાંભળ્યું છે કે આત્માને ઉપયોગી ન થાય ત્યારે સાધુઓ શરીરને જીર્ણ વસ્ત્રની જેમ ફેંકી દે છે. આ પ્રાસાદ પણ એવું એક શરીર જ છે ના?' વિમલે સ્મિત કરીને હાથીની ઉંચી થયેલી સુંઢ ઉપર હાથ ફેરવ્યો. એનો ગજરાજ આગળ ચાલ્યો. શ્રીની પાલખી સાથે ચાલી. છતાં જે નગરે એને ગરીબ નિહાળ્યો હતો, શ્રીમંત નિહાળ્યો હતો, એની મહત્તા જાણી હતી, એની લઘુતા પિછાની હતી, જ્યાં એ ધૂળમાં રમ્યો હતો ને રત્નમાં રખડ્યો હતો, જ્યાં એણે ત્રણ દ્રમ્મના વકરાને મહાસિદ્ધિ માની હતી, ને ત્રણ કોટિ ખરચતાં ઉપેક્ષા સેવી હતી, જ્યાં એને વિજય અને વૈભવ ને વિરક્તિ મળ્યાં હતાં—એ સ્થાનને તજતાં એક ઘડીભર એની વૃત્તિ ડગી ગઇ. એણે પોતાની આંખમાં આવેલું એક અદૃશ્ય આંસુ લોહ્યું: પણ તરત સ્વસ્થતા મેળવી લીધી. સિદ્ધપુરી દરવાજા બહાર તો મહાન મેદની એકઠી થઇ હતી: તેમાં સૈનિકો, સામંતો, શ્રેષ્ઠીઓ, નગરજનો સૌ હતા. મંત્રીશ્વરના વિજયપ્રસ્થાનના સમાચાર પવનવેગે નગરમાં ફેલાઈ ગયા હતા. જેટલા તૈયાર હોય તેટલા સૈનિકો સાથે

આજે જ વિજયપ્રસ્થાન કરવાનું ઠર્યું હતું. પછી તો દર મજલે વધુ સૈન્ય મોકલવાની મહારાજે આજ્ઞા આપી હતી. વિમલનો ગજરાજ દરવાજામાંથી બહાર નીકળ્યો અને એને જોતાં જ આકાશ ફાડી નાખે એવા અવાજે સૌ બોલી ઊઠ્યા : 'વિમલ દંડનાયકની જે!'

થોડી વારે એ મેદનીમાંથી દામોદર પોતાના ઘોડાનો માર્ગ કરતો નીકળી આવ્યો. તેણે આવીને વિમલને પ્રણામ કર્યા : 'મંત્રીશ્વર! મારે તમને એક વાત કરવાની છે!' તેણે કહ્યું. વિમલ હાથી ઉપરથી નમ્યો: 'શું?'

'મેં મહામંત્રી થવા માટે નહિ—મહારાજ્ય બચાવવા માટે—આ કર્યું હતું!'

વિમલ હસ્યો : 'અરે! એવી ગતવાતની શી કથા? તું આ કરે છે એ મને ખબર હોય તો પણ હું તો મારા અસ્ત્રમાં જ શ્રદ્ધા રાખું. તેં મને દ્રમ્મથી હરાવ્યો. પણ હવે એવી ગાંડી વાત શી કરવાની, દામોદર? મહારાજ્યોનાં તો સ્વપ્નાં જ સેવવાનાં, મારા ભાઈ!'

'મંત્રીશ્વર! મહારાજ ભીમદેવ રસ્તો તો કરશે; ભવિષ્યમાં વળી કોઈ બીજો આવશે; પણ આ નગરીની મહત્તા પ્રગટ થઈ ચૂકી છે એ શ્રદ્ધા રાખો. મેં મારું એક કામ આજે પૂરું કર્યું; એનો મને સંતોષ છે.'

'ત્યારે તું પણ મારી આ વાત જાણી લે. પાટણ મેં તજ્યું ન હોત—જો આ દ્રમ્મનો પ્રશ્ન ન આવ્યો હોત તો; પણ હવે જ્યારે તજ્યું છે—ત્યારે બે વાત નોંધી લેજે. એક તો પાટણમાં હવે હું પાછો નહિ ફરું; પાછો ફરું તો મારે પાટણના વિજેતા તરીકે આવવું પડે; ને બીજું પાટણ સામે

હું કોઈ દી નહિ પડું.'

'તમારી એ વૃત્તિએ તો મેં તમને પાટણની બહાર જ કઢાવ્યા!'

'ને એ વૃત્તિ ન હોત તો?'

'તો કાં તમે પાટણમાં ન હોત—કાં હું ન હોત. રાજનીતિમાં બે પ્રતિસ્પર્ધી સાથે ન હોય. એકે જવું જ જોઈએ.'

વિમલ હસી પડચો: 'અલ્યા, જોજે હો, ભોજરાજને સપડાવવાનુ તેં મહારાજને શીખવ્યું છે, પણ મહારાજ પોતે જ સપડાય નહિ!'

'એ તો રમનાર ઉપર આધાર છે!'

'તને લાગે છે કે આ ધર્મયુદ્ધ કહેવાય? દામોદર! હું તો પાટણ તજું છું, પણ તું પાટણને મહાન ન બનાવી શકે તો નાનું તો ન બનાવતો. હું ગમે ત્યાં હોઈશ પણ પાટણ પરાજય પામ્યું એ વિચારે મને કમકમા છૂટશે!'

'મંત્રીશ્વર! મેં પણ એ નિશ્ચય કર્યો છે. પાટણ મહાન થાય કે ન થાય—મહાન વળી ભવિષ્યમાં કયારેક થશે—અત્યારે તો એ પરાજિત ન થાય તો બસ છે!'

'પણ તારું આ અધર્મયુદ્ધ?'

'વિમલરાજ! જેને રાજ્યો સ્થાપવાં છે, ઘડવાં છે, રચવાં છે, વધારવાં છે, એને મન એ ધર્મયુદ્ધ છે, જેમાં એ વિજય મેળવે છે. વિજય એટલે ધર્મ: પરાજય એટલે અધર્મ.'

વિમલે ડોકું ધૂણાવ્યું: 'દામોદર! ત્યારે તો આપણા માર્ગ જુદા જુદા પડે છે: ચિત્રગુપ્ત પણ અધીર બન્યો છે.'

પ્રસ્થાનનો શંખ ફૂંકાયો. સોનેરી કુંભમાં જલ લીધેલી કુમારિકાએ મંત્રીશ્વરને મંગલમુહૂર્ત કરાવ્યું. મંત્રીશ્વરે સૌને નમસ્કાર કર્યો, અને એમના ગજરાજે મંગલપ્રસ્થાન શરૂ કર્યું.

## ૪૨. જ્યારે વિજયોત્સવથી પ્રજા ઘેલી બને—

મંત્રીશ્વર વિમલના પ્રસ્થાન પછી દામોદર જ્યારે રાજગઢમાં પાછો ફર્યો, ત્યારે મહારાજ ભીમદેવે એને ઉમળકાથી આવકાર આપ્યો: 'દામોદર! હવે તો મારો મંત્રીશ્વર તું!' દામોદરે બીજા કોઈ પણ સમયમાં આ શબ્દોને સત્કારી લીધા હોત. એની યોજનાનો પ્રધાન સૂર પણ અત્યાર સુધી એ જ હોય, એમ લાગતું હતું. પણ ચૌલાની મહાનુભાવતાએ એને અસર કરી હતી. એટલે તેણે મંત્રીશ્વર વિમલને જે કહ્યું હતું તે એના અત્યારના મનનું ખરું પ્રતિબિંબ હતું. મંત્રીશ્વરનું પદ નહિ—રાજ્યની મહત્તા—એનો ધ્યાનમંત્ર થયો હતો. તે બોલ્યો: 'મહારાજ! આવડા નાનકડા રાજના મંત્રીશ્વર થવામાં મને પણ શું ગૌરવ મળશે?'

'કેમ, હવે તારે મંત્રીશ્વર નથી થવું?'

'મહારાજ! મેં મંત્રીશ્વર થવા માટે નહિ—આંતરિક વિગ્રહથી નબળા બનતા રાજ્યના બચાવ માટે આ કર્યું હતું. અત્યારે પાટણને મહાન મંત્રીશ્વર કરતાં પણ વધારે અગત્ય તો મહાન સાંધિવિગ્રહિકની છે. હું તો જે હતો તે જ રહીશ—સાંધિવિગ્રહિક.'

'કેમ એમ બોલ્યો દામોદર ?'

'મહારાજ! મારું એક કામ આજે પૂરું થાય છે. હવે વધુ આકરું બીજું શરૂ થાય છે. મહારાજ નડૂલને વશ કરશે, ધંધૂકરાજને જીતશે, ચેદીને પરાજય પમાડશે, સિંધને શેહ આપશે—પણ ભોજરાજની વિદ્યાને, વૈભવને ને વીરત્વને પાટણ હંફાવે એ દિવસ હજી ઘણે દૂર છે; તે પહેલાં તો આપણે રાજ્યની મર્યાદાને સુરક્ષિત ને સામર્થ્યવાળી બનાવવી પડશે. નડૂલ કે આબુ—એમાંથી એકે આપણું સામંતપદ છોડે તે આપણને પોસાય તેમ નથી. હવે પછી દિવસોના નહિ—ઘટિકાઓના મેળથી આપણે વિજય પ્રાપ્ત કરવો પડશે. માલવા જે કોઈને મદદ કરવાનો વિચાર કરે, તે પહેલાં તે આપણા ચરણમાં નમી જવું જોઈએ. આપણો વિજય ત્વરિત હોય તો જ હવે આપણે નભીએ.'

'એટલે તું સાંધિવિગ્રહિક જ રહેશે ?'

'હા, મહારાજ ! અને તે પણ માલવામાં. જ્યારે ખરું કામ પાટણની બહાર પડ્યું છે ત્યારે પાટણમાં મંત્રીશ્વર થઈને હું કરું પણ શું ?'

'ત્યારે તો, દામોદર ! આ તારી યોજના જ તેં શું કરવા કરી ? વિમલને પણ મનાવી લેવાત. એમ ન બની શકત ?'

'મહારાજ ! મંત્રીશ્વરની આત્મશ્રદ્ધા અજબ હતી. એટલે જ એ કોઈ ને કોઈ વખત સમયપરિપાક થયા પહેલાં જ માલવા સાથે જંગમાં પડત. માલવાને ઘા મારવાની આપણી શક્તિ હજી મર્યાદિત છેઃ માલવાનો ઘા સહન કરવાની પણ આપણી શક્તિ મર્યાદિત છે. એટલે આપણે

અત્યારે તો દુશ્મનને ફૂંફાડાથી ડારવાની જરૂર છે. રાજનીતિમાં ખરા સૈન્ય કરતાં પણ—સૈન્યના સામર્થ્યનો દેખાવ—ઓછો જરૂરી નથી હોતો. મંત્રીશ્વર કાં આંતરવિગ્રહથી પાટણને નબળું પાડત, કાં આત્મશ્રદ્ધાથી એકાદ મહાન પરાજયને નોતરત. હવે એ આરાસુરના પહાડમાં એવી રચનાઓ કરશે કે દુનિયા આખી એમને નિહાળીને છક્ક થઈ જાશે.'

'એમ? . . . . . . . . . . . . . . . . . .
. . પણ એ પોતે આપણી અવગણના કરશે તેનું શું?'

'દ્રમ્મ નથી ભર્યા ત્યાં સુધી એને વ્યવહારનું બંધન છે; અને પછી પટ્ટણી તરીકેનું.'

'તને ખાત્રી છે?'

'હા, મહારાજ! સો એ સો ટકા. અને ચૌલુક્યોનું હીર ખૂટે તો ભલે—બાકી માલવાના પરાજય પછી જ એમનું મહારાજ્યનું સ્વપ્ન સિદ્ધ થાય તેમ છે: તે પહેલાં નહિ!'

'તો તું ભલે ત્યાં રહે—સિંધ ને નડૂલનું પત્યા પછી તું ત્યાં જા—પણ ચૌલાને રાજરાણીની પદવી આપવાની છે તેનું કેમ? તું રાજગજરાજ ઉપર એને નિમંત્રી આવ.'

મહારાજ ભીમદેવના કહેવા પ્રમાણે દામોદર ચૌલાને રાજગઢમાં આવવાનું નિમંત્રણ દેવા એને ત્યાં ગયો. બીજું કોઈ ત્યાં હતું નહિ. ભીમદેવનો સંદેશો ચૌલા સાંભળી રહી.

'પણ, મંત્રીશ્વર! મહારાજના ગજરાજ ઉપર જ મારે આવવાનું હોય, તો એ ગજરાજ કાંઈ મહારાજ વિના એકલો શોભે ખરો?'

દામોદર વિચારમાં પડી ગયો. તેણે કહ્યું: 'પણ દેવી! તમને હજી એ અકાળે નથી લાગતું?'

'શું ?'

'મહારાજ પોતે આવે—પટ્ટણીઓ એ નિહાળે—એ જરાક અકાળે નથી ? આજે તમે પટ્ટણીઓનાં દિલ ડોલાવ્યાં છે એ ખરું; છતાં પણ હજી એ અકાળે છે.'

ચૌલા હસી રહીઃ 'મંત્રીશ્વર ! તમે મહારાજને મારો સંદેશો આપજો ને !'

દામોદરે જઇને મહારાજને સંદેશો આપ્યો. મહારાજ પોતે ચૌલાને રાજગઢનું નિમંત્રણ આપવા ગજરાજ ઉપર ચડીને નીકળ્યા. દામોદર પણ સાથે હતો. દામોદરને આ વાતમાં અતિ થતું લાગ્યું. વિચારમાં ને વિચારમાં તે મહારાજ સાથે ચૌલાના પ્રાસાદમાં ગયો. એટલામાં ચૌલાના શબ્દોએ એને જગાડચો: 'આવો મહારાજ ! હું આપની જ પ્રતીક્ષા કરતી ઊભી છું !'

'ચૌલા ! હું પોતે ગજરાજ લઇને આવ્યો છું !'

'એમ જ હોય—મહારાજ ! આપના નિરવધિ પ્રેમનો કોઈ અંત હું જોઇ શકતી નથી, એટલે તો હું મહેતા સાથે આ પ્રમાણે કહેવરાવી શકી !'

'રાજગઢમાં પણ સૌ સત્કાર કરવા તૈયાર છે–'

'મહારાજના પ્રેમનો એ કાંઈ જેવો તેવો વિજય નથી–પણ મહેતા—!'

દામોદર ચકિત થઈ ગયો. ચૌલાએ લીધેલો શબ્દપલટો એને કાંઈક નવીન વાતની આગાહી આપી રહ્યો. એને ફરી એક વાત સ્મરણમાં ચડી આવીઃ આ નારીની રમણીયતાનો અંત નથી.

'મારી જાતને મહારાજ રાજરાણી કરે—મારી

જાતને મહારાજ નિરવધિ પ્રેમથી ગૌરવ આપે—ને દેશભરમાં મારે માટે થઈને મહારાજ રાજકાજ વિસારી દે છે એમ વાત થાય—મહેતા! એ તો મારી જાત ઉપર મોટું કલંક ચડે અને મહારાજની પ્રતિષ્ઠાને પણ હાનિ થાય!'

'પણ રાજકાજ ક્યાં વિસારવાનું છે, ચૌલા?' મહારાજે કહ્યું.

'મહારાજ તો નડૂલ પ્રતિ પ્રયાણ કરવાના છે!' દામોદરે કહ્યું.

'એ ખરું મહારાજ! પણ અમારી જાતના સત્કાર માટે તો કોઈ મહાન વિજયની પશ્ચાદ્ ભૂમિકા જોઈએ. પટ્ટણીઓએ હજી મહારાજનું પરાક્રમ જ જોયું છે; કોઈ વિજય જોયો નથી. મહારાજ! અમ નારીજાતને તો પરાજયની ભૂમિકા ચિમળાવી દે છે!'

'અરે, ચૌલા! તારી તો બધી વાતમાં સ્વપ્નની ઘેલછા જ ભરી છે કે શું? સ્વપ્ન છે, ઘેલછા છે ને મોહિની પણ છે, કાં દામોદર? આ તો વળી તું નવી વાત લાવી!'

'ના મહારાજ! આ વાત તો જુગજૂની છે. મહારાજને, મહારાજના મંત્રીમંડળને, અને આખા પાટણને પણ, સ્વપ્નથી જ ભરી દેવાની મને ઘેલછા છે એ પણ ખરું; એટલે તો હું કહું છું—મહારાજ! કે તમે મારે માટે આટલું કર્યું ત્યારે આટલું વધુ પણ ન કરો?'

'શું'?

'કહું?'

'હા, કહેને–'

'મંત્રીરાજને—દામોદર મહેતાને—પૂછી જુઓ—'

'શું છે, દામોદર? તમે બન્ને જણાંએ કાંઈ સંતલસ કરી છે કે શું?'

'ના, મને તો કાંઈ ખબર નથી,' દામોદર બોલ્યો.

'મેં ભરદરબારમાં નહોતું કહ્યું? મહાન વિજયોત્સવથી ઘેલી બની હોય એવી પાટણની પ્રજામાં મહારાજ મને રાજગજ ઉપર ફેરવે! મારો તો એ અભિલાષ છે. મહારાજ! મારો સત્કાર પણ ત્યારે થાય—પ્રજા પણ મને ખરી રીતે તો ત્યારે જ સત્કારે. આ વાત કાંઇ નવી નથી—આ તો જુગજૂની વાત છે!'

'મને આમાં કાંઈ ગમ નથી પડતી—માત્ર આટલું થાય છે કે, જાણે દરેક પરાક્રમ તારે ચરણે ધરું!'

'ના, મહારાજ! હવે પરાક્રમ નહિ—હવે તો વિજય!'

'લે વિજય ત્યારે—પણ વિજય મેળવવા એમ સહેલા છે?'

'મહારાજ કોઈ મહાન વિજય પ્રાપ્ત કરે, એમના ગજરાજના જૂથની ઘંટાવલિ વાગી રહે, વિજયશંખથી આકાશ જાગી ઊઠે—એ દિવસની રાહ જોતી, મહારાજ! હું તો આ મારા ગવાક્ષની પાસે બેસીશ; એમાંથી બહાર તો જુઓ, કેટલો દૂર દૂરનો પંથ નજરે પડે છે!'

દામોદરે ને રાજાએ ચૌલાએ નિર્દેશેલ ગવાક્ષમાંથી બહાર દૃષ્ટિ કરી. પાટણની બહારનો કેટલો ય પ્રદેશ એમાંથી દેખાતો હતો. મંત્રીશ્વર વિમલના પહેલા મુકામના છેલ્લા સૈનિકોનાં પટગૃહો નજરે ચડતાં હતાં.

'ચૌલા! પણ રાજગઢમાં આવવામાં શો વાંધો? જ્યારે તારા સત્કાર માટે હવે કોઈ પ્રશ્ન રહેતો નથી ત્યારે—?

'મહારાજ ! એ ખરું કે ચૌલા આપની છેઃ આપની થઈ ચૂકી છે. પણ નડૂલનો—ચેદીનો—સિંધનો વિજય મેળવીને જ્યારે મહારાજ પાછા આવે, ત્યારે મહારાજના કંઠે આરોપવાની લંકાનાં મોટાં મોતીની માળા હું આંહીં બેઠી બેઠી ગૂંથીશ. એવી મોતીની માલા મહારાજના કંઠમાં આરોપવાની મને અભિલાષા છે. પાટણની એવી વિજયયાત્રા એ મારું વર્ષોજૂનું સ્વપ્ન છે.'

રાજા અને મંત્રી ઘડી પછી પાછા ફર્યાં ત્યારે ભીમદેવ દામોદરને કહી રહ્યો હતોઃ 'દામોદર ! પેલા એક જૈનમૂનિ વાત કહે છે તે તને યાદ છે ?'

'કઈ મહારાજ ?'

'સવાકોટિની પદ્મસુગંધિત સાડીની !'

દામોદર હસી પડ્યોઃ 'પુરુષને પરાક્રમમાં પ્રેરવાની એ તો જૂની પ્રથા છે. સુભટ ને સુંદરીની આવી કથા તો સંસાર મંડાયો ત્યારથી છે. પણ એક બીજી વાત મહારાજ સમજ્યા ?'

'શી ?'

'જ્યાં સુધી દેશમાં આવી નારી હોય ત્યાં સુધી એ દેશ પડે નહિ !'

'દામોદર ! તેં જ કહ્યું હતું ના કે ચેદીરાજ પાસે એક અનુપમ સુવર્ણસિંહાસન છે !'

'હા મહારાજ ! એની કારીગરી કરનારો મરી ગયો. હવે તો એની નકલ પણ કોઈનાથી થાય તેમ નથી. એવું એ અનુપમ છે.'

'ત્યારે એ સિંહાસન લાવીને મારે ભગવાન સોમનાથને

ચરણે ધરવું.'

'પણ ચેદીરાજ—પરાક્રમમાં માલવરાજની તોલે છે; વિદ્યાની વૈભવની ને કલાની બન્ને વચ્ચે સ્પર્ધા ચાલી રહી છે. આપણે તો એમની એ સ્પર્ધામાં અત્યારે રસ રહ્યો છે!'

'એ તને ઠીક પડે તેમ ગોઠવજે ને; પણ તારે નાના રાજના મંત્રી થવું નથી; ચૌલાને વિજયવેલી પ્રજા વિના રાજગઢમાં આવવું નથી; તો મારે પણ એ લીધા વિના પાછા ફરવું નથી. પણ મારે તને એક પૂછવું છે દામોદર!'

'શું મહારાજ?'

'તું કહેતો હતો ના કે ભોજરાજમાં કોણજાણે એવું શું આકર્ષણ છે કે એમની પાસે ઉભેલા માણસને અરસિક થવા કરતાં મરણ મીઠું લાગે?'

'હા મહારાજ; ને બીજું પણ ભોજરાજમાં છે. પોતાના જીવનની પળેપળને એમણે ઉત્કૃષ્ટ રસિકતાથી રંગી દીધી છે. તમને એમ લાગે કે વર્ષોનાં વર્ષો ઠુંઠા ઝાડની પેઠે ઉભા રહેવા કરતાં—ભલેને એક જ ક્ષણ—પણ એવા રસિક જીવનની એક જ ક્ષણ મળે—તો બસ છે. એ જ આખું ને સંપૂર્ણ જીવન છે. ભોજરાજમાં એવું આકર્ષણ છે.'

'એ તારી વાત મને હવે સમજાઈ. મને પણ એમ થાય છે કે આખા ભારતવર્ષનો વિજય કરીને આ નારીને ચરણે ધરી દઉં; એની પાસે ઉભા રહીને—કોઈ નાનું સ્વપ્ન કહેતાં પણ શરમ લાગે છે; પણ દામોદર! તને જીવનમાં કોઈ નારી પાસે આવો અનુભવ થયો છે ખરો?'

મહારાજ ભીમદેવે પ્રશ્ન તો પૂછ્યો. પણ દામોદરના ચહેરા ઉપરનો વિષાદમય ફેરફાર જોઈને એ મનમાં ઘા ખાઇ

ગયા. પ્રશ્ન પૂછ્યો ન હોત તો સારું એમ એમને લાગ્યું. એટલામાં દામોદર બોલ્યો: એની વાણીમાં અનેક ઠરી ગયેલા નિ:શ્વાસોની રાખ હતી: 'મહારાજ! આપણી આ સરસ્વતી નદીની ઠંડી રેતમાં કોઇ એકાંત રાતે એકલાં ફરતાં મને જે અનુભવ થયો છે, એવો જ અનુભવ—ધ્યેય વિનાની શૂન્યતાનો—મને તો નારી પાસેથી મળ્યો છે. ત્યારથી મેં તો ઠંડી રેતને નારી ધારી છે: ને નારીને ઠંડી રેત ધારી છે!'

પોતાના મિત્ર જેવા મંત્રીનું જીવનરહસ્ય મેળવવાની મહારાજને ઉત્સુકતા જાગી: પણ અત્યારે એમણે એ દબાવી દીધી: 'પણ ત્યારે આ મારા અનુભવનું શું દામોદર? ને ચૌલાનું?'

'એવી નારી તો પ્રભુ! એકાદ યુગને અંતે એકાદ વાર મળે છે.' દામોદર બોલ્યો.

એટલામાં કોયલના જેવા મનોહર ટહૌકે રાજા ને મંત્રી બન્ને ચમકી ઊઠ્યા: ચૌલા ત્યાં ઝરૂખામાં આવીને ઊભી હતી: 'મહેતા! એક કહેવાનું રહી ગયું એટલે આવી!'

'શું?'

'મહારાજના વિજયપ્રસ્થાનને મંગલમૂહૂર્ત કરાવવા સોનેરી કુંભમાં જલ લઈને, નગરની કોઈ કુમારિકા, દરવાજે ઊભા રહેવાની પ્રથા છે ના?'

'હા; કેમ? એનું શું'

'એ માન મને ન મળે, મહેતા? મંત્રીમંડળ એ માન મને ન આપે?'

દામોદર સડક થઈ ગયો. તેના ગળામાંથી રૂંધાયેલો

શબ્દ નીકળી ગયો: ' અરે ! ' મહારાજ ભીમદેવ આશ્ચર્યથી સાંભળી રહ્યા. દામોદરે ચૌલા વિષે સાંધેલા સઘળા પરિચયથી પણ પર એવો આ અદ્દ્ભુત પરિચય હતો. ચૌલાના આવા પરિચયની તો એને કોઈ દિવસ કલ્પના પણ આવી ન હતી.

' પણ—પણ એ માટે તો કુમા...' તે શું બોલવું એ સમજી શક્યો નહિ. ચૌલા એની મૂંઝવણ કળી ગઈ.

' હું વારાંગના છું, પણ સોમનાથની નર્તિકા છું, એ બધા ખુલાસા માટે પૂરતું નથી, મંત્રીરાજ ? ' ચૌલા બોલી.

અનંત આશ્ચર્યમાં ડૂબ્યો હોય તેમ મંત્રી સ્વીકારની અનુમતિ બોલી શક્યો નહિ: માત્ર અભિનયથી દર્શાવી શક્યો. કાંઈ પણ બોલ્યા વિના દામોદરે હાથ જોડીને ચૌલાને નમસ્કાર કર્યા.

હવે પછી

**રાજસંન્યાસી**

[ ચૌલાના રાજકુમાર ક્ષેમરાજની
આગળ વધતી નવલકથા. ]

[ છપાય છે ]